૩૩૪૯

# જન રમુજ વાર્તા સંગ્રહ.

## પુસ્તક બીજું.

---

રચનાર


**રૂસ્તમ ઇરાની**

અકબર કથા ગ્રંથ, અરેબ્યન કીસ્સા વગેરેનો રચનાર.





---

કીંમત રૂપીઆ એક.


જેહાં. બે. કરાણીના સ્ટેન્ડર્ડ પ્રીંટીંગ પ્રેસમાં છાપ્યું છે.

નાં૦ ૧૭ તથા ૧૮ પારસી બજાર સ્ટ્રીટ, કોટ, મુંબઇ.

# અમારો ખાલેસમાં ખાલેસ ખુલાસો.

———:o:———

જન રમુજ વાર્તા સંગ્રહના પેહલાં પુસ્તકના 'ખુલાસા'માં અમોએ જણાવ્યું હતું કે "ખુસામત વના મુંબઇના માતબરોમાં ગમે એવા પુર્ણ જ્ઞાનીનું પુસ્તક દાખલ થતું નથી." તે અમારા ખરા અનુભવના સ્વતંત્ર વિચારને અત્રેના જાણીતાં રોજીંદાં પત્ર "અખબારે સોદાગરે" પસંદ કરી કબુલ કીધા હતા; પણ કેટલાંક ખુસામતનાં ખોરયાંઓને તે અમારા વિચાર રૂચ્યા નથી એમ અમને ખબર પડી છે અને તેઓની તકરાર એવી છે કે અમારે માતબરોને અમારી કેતાબ ખરીદવાની માંગણી કરવી જોઇએ પણ તે ભોળાઓની જાણ માટે એક દસ્તુર અને મોટા શેઠ વચ્ચે થયલી ગોફતેગોહ આપ્યે છીએ તે ઉપરથી તેઓએ ખાતરી કરી લેવી.

**મોટા દસ્તુર**—મુરબ્બી સાહેબ તમોએ પેલા ઇંગ્રેજને જોતાંજ ૨૫૦૦૦ની રકમ ઉઘરાણામાં માંડી આપવાને કસો વીલંબ લગાડયો નહીં, એ તો મને ધરતીકંપ જેવો અચંબો લાગે છે.

**મોટા શેઠ**—અરે દસ્તુર સાહેબ, તમને એની કસી સમજ પડી નહીં? અરે એ ૨૫૦૦૦ની રકમની સખાવત તો સરકારના દરેક અમલદારને જાણ થશે! ગવરનરોને જાહેર થશે ને છેલ્લે વાઇસરાય ને વડી ધારા બાંધનારી સભાના દરેક સભાસદના કાનમાં ગાજી રહેશે. જ્યાંથી નામદાર કયશરે હીંદને ને પારલામેન્ટમાં એ સખાવત મશ્હુર થશે. જ્યાંથી મોડેવેહલે કોઈ ખીતાબની એનાયત થાય; સમજ્યા હવે મ્હારા દસ્તુર સાહેબ!

**મોટા દસ્તુર**—તે દીવસે તમો મુરબ્બી શેઠજીએ નવા તાઇફાના લીસ્ટમાં ૨૫૦૦ની રકમ ભરી એ તો મને કાંઈ ગમ્યું નહીં.

**મોટા શેઠ**—એવી વાતમાં ગમવા ને નહીં ગમવા ઉપર અમલ કરવા જઇએ તો ધારેલી નેમ બર આવે નહીં. તાઇફો તારા જગમગનો

ઘણો વખણાય છે. તે નવોસવો મુંબઇમાં આવ્યો, તેનો નાચવાનો સાજ સૃંગાર આપણી તર્ફથી કરી આપ્યામાં મતલબ એકે જ્યાં જાય ત્યાં તે જોતાં ચુનોચરા થઇ મ્હારા નામની વાખ વાખ થઇ રહે. વખતે આ બક્ષેસોના ઇનામમાં તારા જગમગ જ્યાં ગાવા જાય ત્યાં મ્હારી **હોરી** કે **ટપો** બનાવી ગાય તે જુદો. માત્ર એ રૂ૫૦૦ થી આખાં શેહેરમાં મ્હારા નામનો શોર થઇ રહે એ હેતું સમાયો છે. સમજ્યા હવે મ્હારા ભોલા દસ્તુર સાહેબ !

**મોટા દસ્તુર**—મુરંબી સાહેબ, ગુજરાતી રોજીંદાં ને અઠવાડીઆનાં પત્ર ખરીદ કરી લેવામાં ઘણીજ બેદરકારી વપરાય છે અને ઇંગ્રેજી તો ગમે એવું રેંક્યાલ હોય તેની પણ ઓછામાં ઓછી પાંચ નકલ ખરીદ કરવાને ચુકતા નથી એ વાતની મને કસી સમજ પડતી નથી.

**મોટા શેઠ**—તમને એવી વાતમાં ગુમ પડે નહીં તે ખરી વાત છે પણ ગુજરાતી વર્તમાન પત્રનું વજન શું ? માત્ર ઇંગ્રેજી ઉતારો અને દેશી પત્રમાં ત્યાં ગમે એવી ખુબી હોય ને ખાંસી મીશાલે પોશાય, તેવાં પત્રને આશરો કે હાથ દીધામાં આયન્દે 'ઘાંચીના બલદયા ઘરના ઘર' જેવી સઘળી જેહેમત બરબાદ. પણ ઇંગ્રેજી રાજ ત્યાં તેની જબાનમાં પ્રસીદ્ધ થતું ગમે એવું પત્ર કાંઇને કાંઇ કલમના ગોદાથી ગાબડું પાડી દે; ત્યાં આપણી મતલબ સમાલવા ખાતર તેના સબસક્રાઇબર થયામાં આયન્દે કાંઇને કાંઇ હાંસલ છેજ. આજ ઇંગ્રેજી ચોપડી, ચોપાનિયું કે વર્તમાન પત્ર લીધામાં નામ ને કામ બન્ને પોશાય છે. નીર્જીવ વાત મોટી થઇ તારીફ ઉપર તારીફ કરવામાં ઇંગ્રેજી પત્રનો વગ વસીલો રામબાન છે. પછે તેની આબરૂ હલકી હોય કે ભારે, સમજયા હવે ઓલ્યા દસ્તુર સાહેબ !

**મોટા દસ્તુર**—મુરંબી સાહેબ, હાલ હું એક બીના માટે મુન્જાઉ છું. હાલમાં ઘણા ઘણા ગુજરાતી પુસ્તકો પ્રસીદ્ધ થાય છે; કેટલાંક ધર્મ સંબંધી, કેટલાંક તવારીખ સંબંધી, કેટલાંક આપણા ક્યાનીઓની નામદારી ને પેહેલવાનગીરી સંબંધી, કેટલાંક કવિતા સંબંધી, કેટલાંક ધર્મ પુસ્તકોના તર્જુમા સંબંધી સારા પુસ્તકો જેઓને કામના તમો

જેવા મુરબ્બી શેઠયાના આશરાની ખાસ જરૂર રહે છે. તેવાં પુસ્તકો કે ગ્રંથોની તો તમો કસી કદરસનાસી કરતા નથી. બલકે તેવા વીદ્વાનોને તો જોતાંજ તમો મોહડું ફેરવી પડી કહો છો કે 'બાપુ એવા કચરાને હું ક્યાં નાખું? એવાં ચીટડાંઓની તો વખાર એક ભરાઇ છે. તમો એ ભીખ માંગવાનું કામ મેલી દો. જોઇએ તો પાંચ પંદર લઇ પીડા ઘટાવો. બાપુ, આ તમારી ચોપડીની કીંમત, ૩૨ાા વારૂં તેની છપાઇ બાદ કરયે તો તમને રૂ ૦। કે ૦।~ નફો થાય તો જોઇએ તો દસ નકલનો તે હીસાબ પ્રમાણે નફો લેવો તો કેમ?' એ તમારી ચાલ માટે મને ઘણો ગુંચવાડો પડયો છે.

**મોટા શેઠ**—દસ્તુર સાહેબ, આ તમો શું બોલો છો? મેં ફલાની ચોપડી જેની કીંમત ૩૨) તે શું ૩૦ાા લેખે દસ નકલ ખરીદ કરી નથી? ફલાની કીતાબ, મોબેદ ફલાના ફલાનાએ આશકારા કરી તેની રૂ ૩) અસલ કીંમત, તે શું મેં ૦ાા પ્રમાણે વીસ નકલ ખરીદ નથી કરી? ફલાની કીતાબ, તેના બનાવનારે આવી આંખ પાણી કરી પગે હાથે પડયાથી ૩૧) ની કીંમતવાળી ૩૦।= લેખે સો નકલ ખરીદ કરી ત્યારે તો તમો પોતે હાજર હતા. એવી રીતે ઘણી ઘણી મદદ કરી છે, પણ મને એવાં કામમાં ઉતેજન આપવાને મોટો અભાવ છે. મને તો જે સખાવત કે મદદ કે ઉઘરાણાથી સરકારમાં નામ પંકાય ને ઇંગ્રેજી છાપામાં તારીફના બાકાં ફુકાય તે માટે બહુ હોંસ ને ઉલટ આવી છે. સમજ્યા હવે દસ્તુર સાહેબ.

**મોટા દસ્તુર**—પણ મુરબ્બી સાહેબ, હાલ તો મ્હારેથી શરમ છંડાય નહીં તેવા વીદ્વાન સાથ કામ પડયું છે ને મેં તે શક્ષને મ્હારો કોલ આપ્યોછે કે 'મુરબ્બી સાહેબ સાથ મેળવી તમારૂં કામ કરાવી આપીશ,' માટે એ વીદ્વાન કર્તાને તો કાંઇ કરી મ્હારે ખાતર મદદ કરો.

**મોટા શેઠ**—અરે અરે દસ્તુર સાહેબ મેં તમને કોઇના કામ વચે પડવા સાફ સમજાવી દુર રાખ્યા કે બીજાનાં કામ કરાવામાં તમો બીલકુલ પડો ના; તમારૂં કામ હોય તેમાં તમે મદદ માંગો, હું

બનતી મદદ કરીશ. તો વળી આજે એની એ વાત લાવ્યા. વારૂં તમારે ખાતર, હું તમારી ભલામણના શક્ષની બનાવેલી ચોપડીઓની નકલ પચીસ રાખવાને રાજીછું, પણ તેની દર નકલની કીંમત રૂ ૨ છે તે મને આઠ આનાની કીંમતે આપે. કેમ ઠીક છેની દસ્તુરજી સાહેબ!

**મોટા દસ્તુર**—આજ પંદર વર્ષે હું તમારી મ્હારાં મનમાં ઉ-તારેલી સમજથી ઉલટો ગયો, પણ આઠ આનાથી તો તે કીતાબ આપે એવો નથી. તે આપઅખત્યાર સ્વભાવનો છે, તે તો મને એવી વાત કરતાં સાંભલે તો મ્હારી ધુળ કાઢી નાખે!

**મોટા સેઠ**—તે આપઅખત્યાર છે તો તેને ઘર રહ્યો. હું તો જે બોલ્યો તે હોય તો કાલની કાલ પચીસ નકલ મોકલાવી દો ને દરેજી રોજીંદા પત્રોમાં મ્હારી મદદની સ્તુતી મરી, મસાલો ભભરાવી ગવરા-વાની કબુલાત લો, કે પછે મને તેની નકલો લેવાને કસો વાંધો રહે નહીં. કેમ દસ્તુરજી એમાં તમને કાંઇ વાંધો છે?

(દસ્તુરજી શ્યાલ ખભે મારી ચીરડાગલા ફફરેલા જેવા રજા લઇ ઉઠી ચાલતા થયા.)

---

# સાંકળિયું.

# જન રમુજ વાર્તા સંગ્રહ.

## પુસ્તક બીજું.

### ૫૨૩—પ્રધાન ગવૈયો અને ગવૈયો પ્રધાન.

શાહાનશાહ અકબર રાજા બીર્બલના ગીલ્લા કરનારાઓથી કંટાળી ગયો તેથી તથા તે ગીલ્લા કરનારામાં તાનસેનને મુશલગીન અમીર ઉમરાવોએ આગળ પાડેલો, માટે બીર્બલને તાનસેનની જગાએ નેમ્યો ને વડા દીવાનની જગ્યા તાનસેનને દીવાનનો સરપાવ બક્ષી બેસાડયો. આ ફેરફારથી તાનસેનને ધારા ને ઇન્સાફ ને રાજ્ય ખટપટમાં રાત દીવસ રોકાઇ જવું પડયું ને બીર્બલને તો જ્યારે પાદશાહ ખુશ હોય ને તેડું આવે ત્યારે તંબુરો લઇ જવું પડે, એ કામ તો મહીનામાં ભાયગે બે વાર કરવાવાલું ફરમાન આવી પોંહોંચે. મહીનો માનમાન ગુજર્યો કે તાનસેન જે આગળ અચ્છો ખોરાક ને ગાયનના આનંદે બાવલની ગાંઠ જેવો માટેલો થઇ રહેલો તે રાજ્ય ચીંતા ને ઘડીકની ફુરસદ વના પોચાપચ્છક મરવા પડેલા મરઘા જેવો થઇ ગયો અને બીર્બલ જેને આગળ પાસેર દુધ જેરવવું મુશકેલ પડતું, તે ગળું સાફ રાખવાની પંચાતે બબે સેર દુધ રોજ પીવા ને માખણ ને ઘીનો તર ખોરાક લેવા લાગો અને રાત્ર દીવસ ઉંઘ બે ઉંઘ, ઉંઘ બે ઉંઘ કરવા લાગો. બાળગોપાળનું સુખ અને વળી ભજનના ગાયનનો સંતોષ એથી તે બીર્બલને તો જોઇ લેવો ફરેબે બનેલો પચાન! મોહનો કલ્લો પણ ખુબ ખીલ્લા લાલ ગુલાલ થઇ ગયલો. ગાલ પણ ભરાઇ પેંડા જેવા થયલા ને આં...
એટલું તેજ પ્રકાશ્યું કે સર્વે દરબારીઓની આંખમાં અદેખ...
તાનસેનને રાજ્યની કોઇ અઘડી આવે ...
તેનો મર્મ પામવા જાય પણ બીર્બ...

તે એવા આડે રસ્તે છેક ખાડને ટળ્યે ઉતારી દે કે બીજે દીવસ રાજ્ય દરબારમાં તાનસેન ઠેકડી પામે ને ઠપકામાં આવે; પણ બીબ્બલને જ્યારે પણ પાદશાહ ખુશ મીજાજમાં હોય ને ગાવા બોલાવે ત્યારે સુરસાગર સાથ લઇ જાય પણ પછે બાહાના કાહડે કે આજ સુરસાગર હઠીલો થયો છે, ગળું આજ કલ્યાસર નથી, હોકમ તો ઉઠાવનાર છું પણ કાંઇ રાગ તેને મચક આપનાર? વગેરે અચ્છી ગત કરી શાહાનશાહને ઓર પણ ખુશ મીજાજમાં વધારી પોતાને ઘર ફરે. વળી કોઇ વખત એ તાલ ના ચાલે ત્યારે આ રૂદનનું ગાયન ગાય:

સમજ મન રે કોઇ નહીં અપના ॥ ટેક ॥
ઘટમેસે પ્રાણ નીકસ જબ જાય, મુ પર ડાલે ઢપના ॥ ૧ ॥
ચાર મીલ જબ ખાટ ઉઠાવે, જંગલ બીચ રખના ॥ ૨ ॥
જંગલ બીચ એક લકડીકા ચુરન, હાડ હુનરસે જલના ॥ ૩ ॥
કહત કવી સુનો શાહ અકબર, એઇ ઘર હોય સપના ॥ ૪ ॥

એ સાંભળતાંજ શાહાનશાહને પોતાના મર્ણ પામેલા વડીલો ને અટલગ સગા વાહલા ને સ્નેહી યાદ આવે ને દલગીર થઇ જાય. તે જોઇ તાનસેન માથું ફોડે કે બીબ્બલ એ કરેછ શું? આ બીબ્બલની કુચાલથી તાનસેન એક વખત છેડાયો ને જ્યારે બીબ્બલ એ કદર બ્યામણું ગાયન ગાતો ત્યારે તુર્ત ઉઠી તેનો તંબુરો ઝુટાવી લઇ તે પોતાના હુન્નરની નાદર શક્તી દેખાડતાં વાહવાહ થઇ રહ્યો તેથી અકબર બોલ્યો "તાનસેન આજથી તું ત્હારો અસલી પેસો ધર" ને બીબ્બલને પણ ખુશ થઇ પસ્તાયલા મનથી કહ્યું "તમારી દીવાનગીરી તમે પાછી ચાલુ કરો." બીબ્બલ બોલ્યો "બંદે નવાજ, હું મ્હારી આ નવી જગ્યા મેલનાર નથી. મેં મોટી મોટી રકમ ખર્ચ કરી સંગીતની તાલીમ લીધી અને જ્યારે હું તેમાં સમપુર્ણ ગવૈયો થયો ત્યારે તાનસેને અદેખાઇથી મ્હારો ઓદ્ધો ઝુટી લીધો, એ ગેરઇન્સાફ ...બીશ નહીં. હું હવે મ્હારૂં બારન પોશન સારા હીંદુસ્થાનમાં ગાઇ ... આ રીતે મ્હારો નવો હુન્નર ખીલ્યો ત્યારે શું હું નકામો ... નહીં. મ્હારી બરાબર આજ ગાનાર છે ... હસ્તા દમ ગયો. શાહાનશાહે

તેની જેહમતનો બદલો નવાજવાનું કહી આગલો દીવાનગીરીનો ઓદ્દો સ્વાધીન લેવાને અર્જ કરી પણ બીર્બલ બોલ્યો 'તે હુન્નર તો હું બીલકુલ ભુલી ગયોછું. હવે મને રાજદરબારી વાત કેમ કુનેહથી કરવી, તેની કસી પણ ખબર રહી નથી; એ કહી તાનસેનના હાથમાંથી સુરસાગર ઝુંટાવી પેલું રૂવે રૂવાં કમકમે તેવું રૂદન ગાયન એવા તો બરાડા મેલી લંબાવ્યું કે શાહાનશાહ ને સારી દરબારના હસ્તા હસ્તા દમ બંધાવા લાગા. તાનસેનનો ઘણું પણ સમજાવતાં મીજાજ ગયો ત્યારે બોલ્યો "હેવાન, સો વર્ષે તને ગાયનની હવા પણ લાગનાર નથી" પણ બીર્બલ જેનું નામ, તે તાનસેનનું અપમાન કે ગુસ્સો સમજેજ શેનો? તે તો એકનો બે થયો નહીં ને તાનસેનની જગ્યોએજ ઠસી રહ્યો.

---

## ૨૫૪—ઉસ્તાદણ ને ચેળી વચ્ચે ચાતુરય રસાકસી.

વીસ વર્ષ લગી ક્રીષ્ણા બાવીએ પોતાની એક ચેલીને મંદીર પુજારણની ગાદી માટે શીખવી પંડીતા કર્યા પછે તેની પરીક્ષા લેવા માંડી. બોલી એ કે જેટલા સવાલનાં કવીત પુછે તેનો તુર્ત ઉત્તર દીએ. આ બોલી પ્રમાણે સાત સવાલના જવાબ આપવામાં ફાવે તો ચેલીને મંદીરની ગાદી મલે અને પોતા પાછલ પંડીતા થવાને પરવાનો અપાય.

૧

દ્વાર મોરે આ આલેક સુનાવે,
બભુત બીરહકી અંગન સોભાવે.
સીંગી ફુકત ફીરત બીયોગી;
**સવાલ**—કેહરે સખી કોઇ સાજન?
**જવાબ**—ના રે સખી ઓ તો જોગી.

૨

સુન સખી મ્હોરો મુખ લલચાવે,
મુખ ચુમે ઔર બાત બનાવે.
અદ્ધરન લગ સખી રસ ખેંચા;
**સવાલ**—કેહરે સખી કોઇ સાજન?
**જવાબ**—ના રે સખી ઓ તો નેચા.*

---

* હુક્કાની નળી.

૩

સગરી રૈન છાતયનકે નેહા,
રંગરસ સબ વાકા લીઆ.
ભોર ભયીં તબ દીયા ડાર;
**સવાલ**—કેહરે સખી કોઇ સાજન?
**જવાબ**—ના રે સખી ઓ તો હાર.

૪

દ્વાર મોરે ઓ ઠારા રહે,
ધૂપ છાંય સબ સર તન સહે.
જબ દેખા તબ મીટે ભુખ;
**સવાલ**—કેહરે સખી કોઇ સાજન?
**જવાબ**—નારે સખી ઓ તો રૂખ.†

૫

બાટ ઘાટ મેને પરા જો પાયા,
ખોટા ખરા મેને પરખાયા.
ગુમાયા જાય ફીર હોવે કેસા?
**સવાલ**—કેહરે સખી કોઇ સાજન?
**જવાબ**—ના રે સખી ઓ તો પેસા.

૬

ઉંચી અટારી પલંગ બીછાયા,
મેં સોઇ મેરે સીરપે આયા.
મેરે ઉપર ઓ કર રહે ફંદા;
**સવાલ**—કેહરે સખી કોઇ સાજન?
**જવાબ**—નારે સખી ઓ તો ચંદા.

૭

અંગ મેરે ઓ લીપટા આવે,
વાકા ખેલ મોરે મન ભાવે.
કુચ ગ્રહે કર ગ્રહે ગ્રહે માળા;
**સવાલ**—કેહરે સખી કોઇ સાજન?
**જવાબ**—ના રે સખી ઓ તો બાલા.

† દરખત-ઝાડ.

## ૨૫૫—નજુમી ને કીમ્યાગર.

એક નજુમીને કીમ્યું શીખવાનો શોખ થયો. તુર્ત રમલ કાઢી પાસા ફેંક્યા અને વર્તારો કરયોજ તો એક અવલ આબવાલા કીમ્યાગરને એક જંગલ દરમ્યાન ભોંયરામાં હીંડોળે હીંઝ ખાતો જોઇ કાઢયો. ત્યાં તે ચાલ્યો અને સારૂં રાન જોઇ વલ્યો પણ જડયો નહીં. ત્યાં તુર્ત એક બાજુ બેસીને પાસા ફેંકી રમલમાં જોયું તો તેને તે જંગલ બ્યાબાનમાં એક ઝાડ પાસની જગા હેઠલ કીમ્યાગરને લાંબો પડેલો દીઠો. તુર્ત ત્યાં જઇ તે જમીન થોકી બોલ્યો "ભાઇ કીમ્યાગાર હું ફ્લાનો ફ્લાનો નજુમી ત્હારી પાસ કીમ્યું શીખવા આવ્યોછું. તું મને માહે લે." કીમ્યાગર આ સાધ સાંભલી છક થયો પણ પોતાની દાસી હતી તેને અસારતે કહ્યું 'તુ જવાબ ના દેતી કે આવ્યો છે તેવો ત્યાંથી ઠોકરાઇ ચાલ્યો જશે.' પણ નજુમી પકો હતો. તેણે પાસા ફેંક્યા કે 'તે કીમ્યાગર માહે શું પાખંડ કરે છે?' તેના રમલ જોતાં કીમ્યાગરની ખંધાઇ પકડાઇ આવી કે 'દાસીને ઇસારતે જવાબ દેવા ના પાડીછે" તેથી નજુમી બોલ્યો "ભાઇ કીમ્યાંગર હું મ્હારા રમલમાં ત્હારાં કતુંક જોવુંછું કે તું દાસીને જવાબ નહીં આપવા માટે ઇસારત કરેછે પણ એ ત્હારી હઠ મ્હારી પાસ ચાલનાર નથી. જલદી તું ત્હારો ગુપ્ત દરવાજો ખોલ, નીકર મને રમલમાં જોઇ કાઢી તે ખોલવો પડશે." આ નજુમીના સમપુર્ણ ઇલમથી વાકેફ થતાં કીમ્યાંગરે પોતાનું ગુપ્તદ્વાર ખોલ્યું. બન્ને ભેટયા અને તાજીમ તવાજો કર્યા પછે નજુમીએ કહ્યું 'કીમ્યાગર હું તને નજુમનો ઇલમ શીખવું; તું મને કીમ્યું શીખવ." બન્ને વચને બંધાઇ ગયા. નજુમીએ નજુમનો ઇલમ કીમ્યાગરને શીખવ્યો, અને પાવર્દો કરયો. પછે કીમ્યાગરે નજુમીને કીમ્યું શીખવવા માંડયું. કથીરનું કન્ચન કરવાની અનેક જાતી ને તેના અખત્રા કરી જેટલી પણ માહીતી આપવી જોઇએ તે સઘળી કીમ્યાગરે પોતાના મીત્ર નજુમીને શીખવી પુર્વીન કરવા ચાહ્યો પણ નજુમી કીમ્યું કરવાને ગમે તેટલી કોશેશ કરે તે ફોકટ. કીમ્યાગર જે જડીબુટ્ટી નાખે તેજ નજુમીના હાથમાં આપી નખાવે પણ કીમ્યું ના બને ને મેહનત વ્યર્થ જાય! આ પ્રમાણે ઘણા દીવસ વહી ગયા ને ઘણા ચુંઠણા

પણાં પણ કીમ્યું કહે હું નજુમીને દસ્ત ના ચઢું. એક દીવસ કીમ્યાગર થાકો ને બોલ્યો "ભાઇ, તેં મને નજુમ જેવો બીકટ ઇલ્મ સેજ વખ્તમાં શીખવી દીધો અને આ તો ગુરૂ મલવે આસાન વીધા, તે શીખતાં એટલી જંજાલ કેમ?" નજુમી બોલ્યો "હું પણ તાજુબ થાઉછું કે જે જડી બુટ્ટી તું નાખે તે તેમાંનીજ, તેટલાંજ વજને, તેટલીજ તાતવેલી કડા ને જઠામાં હું નાખું છું છતાં મ્હારૂં સાધણ વ્યર્થ જાય છે ને ત્હારૂં સાધણુ સફળ થાય છે એમ કેમ વારૂં?" કીમ્યાગર બોલ્યો "પણ તેં અવલ ત્હારા રમલમાં જોયું હશેની કે જેમ નજુમનો ઇલ્મ મ્હારા નશીબામાં છે તેમ કીમ્યાનો ઇલ્મ ત્હારા નસીબામાં છે કે નહીં?" નજુમી બોલ્યો, 'તે મેં જોયું નથી' કીમ્યાગર બોલ્યો "ત્યારે હાલ તું ત્હારો રમલ જો કે જે તે વાત નકી થાય!" નજુમીએ તુર્ત એ સલાહ પ્રમાણે પાસા ફેંકી રમલમાં જોયું તો તેણે સાફ જણાયું કે કીમ્યાંનો ઇલ્મ તેના પોતાના નસીબામાં નથીજ." ત્યારે કીમ્યાગરે કહ્યું "ફરી રમલ જો કે મ્હારા નસીબામાં નજુમ વીધા છે?" નજુમીએ જોતાં દીવાની જોત મીસાલે તેના નસીબામાં તે ઇલ્મની હાંસલનો છાપ જણાયો. એ પ્રમાણે કર્મમાં વીધા કીમ્યાંગરને તે ઘર બેઠાં હાથ આવી અને નહી કર્મમાં તે નજુમીને હજાર યુક્તી કરતાં હાંસલ થઇ નહીં.

---

## ૨૫૬—માહરાણા ને જોષી—વીધાત્રીની રેખાપે મેખાં.

માહરાણા યુવાન બહેચરસીંહને એક દીવસ પોતાના રાજ્ય જોષીને જોતાં પોતાના પ્રાલબ્ધની ગુપ્ત જાણુવાની હોંસ થઇ, તેથી પુછ્યું "જોષીરાજ, તમો તમારા ટીપણામાં જોવો કે મ્હારાં કપાલમાં કીર્ત કેટલી ને આયુષ્ય કેટલા લખ્યાછે તે કહો." મહરાણાને સાંભલી રાજ્યજોષીએ "આજ્ઞા આધીન" કહી પોતાનું ટીપણું ખોલ્યું. 'ધન મકર' કરતાં અને સંસ્કૃત શ્લોક બબરતાં એક આંકડો માંડયો. પછે આંગલીઓ લાંબી ટુકી કરવામાં દેડકાં ચઢાવ્યાનો ઢોંગ રચીને બીજો આંકડો માંડયો અને એ પ્રમાણે આંકડા ઉપર આંકડા માંડી ને જંત્ર ઉપર જંત્ર ખેંચતાંજ મંત્ર ઉપર મંત્ર બબડી તે "અરરર શીવ શીવ શીવ" કરતો મુંગો મંત્ર થઇ ગયોજ.

માહારાણા બોલ્યા "જોષી જે હોય તે સત્ય મને કહેજો. રજ તફાવત પડશે તો મ્હારી શીરોઇ ને તમારૂં સર બન્ને એક થયાંજ" જોષી બોલ્યા "પ્રજાપતી, જોષીને અનર્થ કહેવાનું વર્દાન છે. મ્હારી જીભ ઉપડતી નથી" માહરાણા બેહચરસીંહ બોલ્યા "જોષી માહરાજ અનર્થ કે અનર્થનો અનર્થ જે પણ હોય તે મ્હારે જાણવું છે; હોશ્યારી વાપડો ને તુર્ત કહો જે મ્હારી હોની દેખી હોય તે." જોષી નાચાર થઇ બોલ્યો, "માહરાણા બહેચરસીંહના કપાલ ઉપર વીંધાત્રીએ જબુન લેખ મારયો છે. કીર્ત તો કાંઈજ નથી ને અયુષ્ય આજ રાત્રીના બાર વાગા લગીના છે!" રાણા બહેચરસીંહ આ સાંભલતાં પોતાની રાજ્યસભા વચ્ચે કલ્યુગ વલગેલા નલ રાજા જેવા કાલા ભુત થઇ ગયા. રાતના બાર તો બારની જગ્યો અને હાલમાંજ મૃત્યૂ નીપજી જાય એવા રાણા સાવછ થઇ રહ્યા. આ તમાસો જોતાં વડા પ્રધાણને બહું ઝાંઝ ચઢી. તેણે માહરાણાને ઘણો વીનવ્યો કે "રાજ્યજોષી કાંઇ ઇશ્વર નથી કે પ્રાલબ્ધની સાચી રેખા કહે?" પણ હજાર કળા ને વીઘા ને દીલાશા માહરાણાને ઓર ઉહેલી અગ્નીમાં જાદા હોમાવ્યા સમ વધારો કરનાર સાધણ બની રહેતાં. તે જોઈ નાચાર થતાં પ્રધાણે રાજ્યજોષીને પુછ્યું "માહારાજ ત્યારે તમારા પોતાના આયુષ્ય જોવાની તે કેટલા લાંબા છે અને બીજી કેટલી વીપત ભરીછે?" "અચ્છું" કહેતાં રાજ્ય જોષીએ ટીપણું ઉખેડયું અને આગલાંનાં કાપાં ઉપર અંગોઠો મેલી સેરવતાં સેરવતાં એક શ્લોક ગગરાવી દઈ બોલ્યા "મ્હારૂં આયુષ્ય આજથી બીજાં પચાસ વર્ષ લગી લાબું ને યશ કારય કરવાવાલું છે. મ્હારૂં મૃત્યૂ માહરાણાની એમના પછેની ચોઠી ઓલાદે એક મોટા દુકાલ પડવાને વખ્ત નીપજશે એવી રેખા જણાય છે!" પ્રધાણ બોલ્યો "બરાબર જોવો તેમજ છે કે તમો ચુકોછો?" જોષી માહરાજ બોલ્યા "અમો ચુકયે એવા જો અમારા વર્તારા થાય તો સર આપ્યે!" "તો લ્યો સર આપો" એ કહી માહરાણાની કમરેથી સીરોઇ ખેંચી તેનો એક સપાટો જોષીની ગરદન ઉપર લગાવ્યો કે જોષી પરલોક પધાર્યા! રાજ્ય સભા થથરી ગઇ. માહરાણા વીશ્મય થયા અને પ્રધાને હસીને ક્ષમા માંગી "માહરાણાજી, રાજ્ય જોષી ચુક્યા ત્યારે પોતાનું સર ના ગુમાવે તો શું કરે? માહરાણાજી

અગર જોષીના કહેન ઉપર આયુષ્ય ને આ સૃષ્ટી ચાલતી હોય તો ઇશ્વરને કોણ સંભારશે? વલી આ જોષીઓના ટીપણામાં આકાસના શુભ ગુણ અવગુણ સમજાવવાની શક્તી હોય તો ભવીષ્યના હજારો વર્ષના ભેદ આજથી જાણી લઇ તે પ્રમાણે તેના ઉપાયની સોધ થઇ કેમ ના અમર કાયા કરી શકાય? વલી જેને પોતાનું મોત સમજાયું નથી તેને પારકાનું મોત સમાજાયાની વીદ્યા કેમ પ્રાપ્ત થયલી હોય?" આ સાંભલી માહારાણાની બુદ્ધી ફરી સજીવન થઇ. ઓર પણ પ્રધાણથી જોષીના સીરછેડ કરવાના થયલાં કામે માહરાણાની સ્થીતી સુધરી ને જીવને સ્માધાન થયો.

---

## ૨૫૭—જમાનાની તાસીર ઉપર હાફેજ.

એક વખ્ત શાહ પોતાની ઇરાની દરબારમાં સાહેર હાફેજને જોઇ બોલ્યો "સાહેર, તમો આજ કોઇ કામ સર આવ્યા નહી હશો? પણ કોઇ ઉંચી જાતના શરબતના શીશાની શોગાત લાવ્યા ખાતર આવ્યા હશો તો તેમાંથી એક જામ મને નોશ કરાવો કે જે હું તમારાં શરબતની જેહાન મસ્હુર તારીફ સાંભળુ છું તેની જાતી અજમાયશ મેળવું." આ ભેદી સવાલ સાંભળી શીતાબ સાહેરે પોતાનો શરબતી શીશો ખોલ્યો અને તેમાંથી જામ ભરપુર કરી પોતાના શાહને નોશ કરાવી; તે આઃ—

આ ટલવલાત શી બાબતનો છે કે જે હું આ ચંદ્રના દોરમાં જોવુંછું?
હું આખી સૃષ્ટી કજ્યા કંકાસ ને મતલબ કપટમાં ભરપુર ને ચીકાર જોવુંછું.
એવું હું જોવુંછું કે ભાઇ પોતાના ભાઇ ઉપર હેત પ્રીત બીલકુલ રાખતા નથી
અને પીતા પોતાના પુત્ર કે પુત્રી ઉપર દયા મયા કે મોબત મેહરબાની કરતા નથી.
હું એવું જોવુંછું કે પુત્રી પોતાની માતા સંગાતે વઢવાડ ને તરછોર કર્યા કરેછે.
અને પુત્રી પોતાના જન્મ આપનાર પીતાની પાયામાલી ચાહેછે.
હું એવું જોવુંછું કે સરસ આબવાલા અશ્વો (ઘોડા) જીન હેઠલ ઘાયલ થઇ રહેછે.
અને સોનાની હાંસલી ને જરી લગામ ગધેડાંના ગલાં ને મોહમાં બીરાજેછે.

હું એવું જોવુંછું મુઢ ને ષડ સદા મીષ્ટાન ખાઇને શરબતની જામ નોશ કરેછે. અને કાબેલ આલમાઓને પોતાનો ખોરાક પોતાનાજ કલેજાનું લોહી છે. હું એવું જોવુંછું કે દરેક શક્ષ આ દુન્યામાં ભલો દીવસ જોવાની ઇચ્છા કરેછે. સબબ એજ કે નશીબમાં આવતો દીવસ કાંઇ વધારેજ ખરાબી કરનારો નીવડેછે.

આ સાંભલી દરબારીઓના દીલ દીલગીર થયાં પણ શાહ ચાલુ જમાનાની જંજાલના શીશામાંના શરબતની જામ નોશ કરયાથી એટલો તો ખુશ થયો કે હાફીજ જે મુશકેલી માટે દરબારમાં દાદ ચાહવા આવ્યો હતો તે તેને સેજેજ મલી ગઇ.

---

## ૨૫૮—ઉતાવલા સો બાવરા.

એક ચીનો બામુદતે પરદેશથી ખુબ દોલત જમાવ કરી પોતાને વતન આવ્યો, પણ રાત પડી ગયાથી ત્યાં શેહેરની ભાગરનાં દરવાજા બંધ થયાથી શેહેર બાહેર એક બાગ હતો ત્યાં ઉતારો લીધો. તેણે આ બાગમાં એક ખુબસુરત ચીનીને પોતાની શખીઓ સંગાતે રંગરાગ કરતી ને મોજજોકમાં પકવાનો ખાતી જોઇ, તે ઉપર આશક પડયો. પોતે કરોડોપતી એટલે તેણે ગમે તેટલી દોલતના ભોગે પણ તે પરીજાદીને મેળવવી, એ ખ્યાલે તે બાગની માલણને લલચાવી સમજાવી ને તેની વાત તે નવજવાન ચીનીને કહેવામાં આવી. શખીઓ પણ તે ચીનાની લાલચે માલણને ટેકો આપવા લાગી અને માત્ર સેજ મોહબત માટે એક લાખ લગી રીહાલની પઠણ ચાલી. મગર પેલી ઉમરમાં નાદાન પણ પાક દામનીમાં બુજર્ગ ચીનીએ તે ચીનાની દોલતનો તીરસ્કાર કરયો. શખીઓને હડધુટ કીધી ને માલણને બામદાદ પડતાં પોતાને ત્યાંથી ચાલી જવા કહ્યું. એક તે દસ વીસ સામે ટકવી મુશકેલ છતાં બાર પર બે વાગા લગી સઘળાના કંટાળામાં નીભી અને જ્યારે અવધી થઇ ત્યારે પોતે પોતાના ખાનગી ઓરડામાં ભરાઇ જઇ તેને કલ્લ દઇ માહે સુતી.

બીજે દીવસે તે ચીનીને તેના સાસરાંનું તેડું આવ્યાથી તે ત્યાં ગઈ ને જ્યારે તે ચીનીએ પોતાના ધણીને જોયો તો પેલોજ ચીનો જેણે તેને

લાખ રીહાલથી લલચાવા માગેલી તે હતો. જે સાથ તે નાદાન વેસમાં પરણેલી ને તે મુસાફરીએ ગયાને બાર વર્ષ નીકળી ગયાથી ઓળખી શકી હતી નહીં, તેથી હદ પાર તેનો ગુસ્સો ગયો. તેણે ગઇ રાતની સર્વે વાત પોતાના વૃદ્ધ સાસુ સસરાને કહી ધણીને ફીટફીટ કરયો એટલુંજ નહીં પણ પોતાના મા બાપને બોલાવી મંગાવી તે સાથના લગ્ન રદ કરવાનો આગ્રહ કરયો કે "જે ધણી એક કુમારી ઓરતને પોતાની અધઘડીની નીચ મોજ માટે જનમની હીન બનાવવા સારૂં લાખ રીહાલ ઉડાવાને ચુકે નહીં તેવા ભોગી મર્દ સાથ હું જો સંસાર ભોગવું તો મ્હારા બચ્ચાં તેની નીચ ને ઉડાઉ ચાલથી ભુખે મરે ને વળી તેવા ખવાસનો વારસો મેળવી તોકમને નામોશી લગાડે તે જુદી." તેણે તલાક લીધા, જો કે પેલા ચીનાએ ધણી પણ માફ માગી ને તોબા કરી છતાં તે એકની બે થઇ નહીં. વળી તે ચીનાની વાત શેહેરમાં ફાયશ થતાં ફરી તે સાથ કોઇ કુલીન સ્ત્રીએ સંસારમાં જોડાવાનું લાયક જોયું નહીં.

---

## ૨૫૯—હાતમની સખાવત.

ઇરાનના પાદશાહે હાતમને પકડી લાવનારને દસ હજાર અસરફીનું ઇનામ જાહેર કર્યું. આ વાત એક કંગાલ કઠયારાને જાહેર થઇ, તેને હાતમ જે અમુલ્ય ઉંટ ઉપર સ્વાર થઇ અરબના ગુલજાર માર્ગે જતો મળ્યો, ત્યારે તે કઠયારો બોલ્યો "અરે હાતમ તુને પકડી સ્વાધીન કરવા સારૂં ઇરાનના શાહે મોટું ઇનામ નવાજવાનું જાહેરનામુ કાઢયું છે અને તું તો બેડર ફરે છે તેનું કેમ?" હાતમ બોલ્યો "કારણ હું કોઇ મીશકીનને શોધું છું કે જેને અસ્તકથી તે પાદશાહને સ્વાધીન થાઉં તો બે નેક કામ બની આવે, એક તો પાદશાહની ઉમેદ બર આવે ને બીજું ખરા મોહતાજને પુરતી મદદ મલે." કઠયારો બોલ્યો "ત્યારે તો મ્હારા કરતા જાદા મીશકીન ને મોહતાજ ઇરાનથી અરબસ્તાન લગીન સરજમીન ઉપર કોઇ નથી માટે એટલી મહેરબાની મારી ઉપર નવાજ અને મ્હારાં ભુખે મરતાં ને તરપ્યાં રડતાં બચ્ચાંઓની દાદને પોંહોંચ" હાતમે "બહેતર ખુબ" બોલી પોતે ઉંટ ઉપરથી ઉતરી પડી પેલા કઠયારાને ઉંટ ઉપર સ્વાર કરયો ને તે આ

પાઉંપ્યાદે ' 
તે ઉપર ' હા.
પકડયો દ ઉપર લ્હારા
માટે એ ' કુટુંબ કબીલા
કઠયારાએ ાનના પાદશાહ પાસ હાજર
ત્યારે તેં નકડયાનું ઇનામ નવાજયું. ઃ
લઇ કઠય ાુ બેહદ હેરાન માન્યું ને દુવા
"એ બે ... દુશ્મનો પોતાના સર ઉપર ધુલ છાંટ
શીહા ? પાદશાહ આ સાંભલી તાજ્જુબ થઇ બોલ્યો "રે કઠયાર.
કેઇ કીસ્મનની દુવા તેં હાતમના બાબમાં ચાહી ? ખરૂં જોતાં તો તું એ
દુશ્મનોમાં અવલ દરજ્જે આવ્યો છે, તો શું લ્હારે મોહડેજ તું પોતા.
બદદુવા ચાહે છે?" કઠયારો બોલ્યો "પણ એ મને ને મ્હારા કબીલાને
બચાવનાર દોસ્ત છે! જેણે પોતે મ્હારે મોહડેથી પાદશાહનો કોફ નેં પક-
ડયાનું ઇનામ જાણી મને ખાસ નવાજવા પોતે ઉંટથી તુર્ત ઉતરી પડી
મને આ ઉંટ ને તે ઉપર લાધેલો સર્વ અસબાબ નવાજ્યા સાથ વલી પોતા-
ને પકડયાનું ઇનામ નવાજવા જાતે પાઉંપ્યાદો ચાલી સરકારને સ્વાધીન
થયો! તો શું એ જેવો કોઇ હાતમ જેહાનમાં પેદા થયો છે કે થનાર છે?"
આ વાત પાદશાહે સાંભલી હાતમ ઉપર આફરીન કરી તેને પોતાની પાસ
બેસાડયો અને તેના ઉપરથી તમામ કોફ દુર કરયો.

---

## ૨૬૦—દીકરો કોણ ને બાપ કોણ ?

અર્જુન પોતાના પુત્ર અભીમન્યુને ઘણો ચાહતો હતો. પાંડવો કૌરવોની યુદ્ધમાં તેનું શુરાતન બહુ શ્રેષ્ટ. તેની ગદા પણ જ્યાં પડે ત્યાં હજારોની લોડની લોઠ પાડે. તેવા વીર પુત્રનું મર્ણ અર્જુનને કાલજે આરપાર લાગ્યું, તેથી તે સર્વ સૃષ્ટી સાહેબી તજી દઇ વૈરાગ્યામાં ઉતરયો. આ તેની સ્થીતીથી જ્યમ માનવીઓની જગત માહે તે માટે દયા પ્રગટ થઇ, ત્યમ દેવોની જગતમાંથી પણ તે ઉપર દયા ઉતરી. એથી વીસ્નુએ એક દુતને અર્જુન પાસ મોકલ્યો કે તે શોકાતુર પીતાને આકાસ ઉપર લાવી તેના પ્રીય

ાવા તેને
..લ્યો ા કરતો
.નભીમન્યું નજરે
.તના કહ્યા માફ઼ ુર્વે તર્ફ
.. નવતો ગાજે ને તુફ઼ા ઓમા-
ો રહી છે, અને મસ્ત હા. .ગરે છે
.નની નજર પડીજ તો પાસા ફ઼- .ેજ છે
મોટા ગાંટા ઘાલી "ઓ મ્હારા અ... ! ઓ
પુત્ર અભીમન્યું !" બોલતાંજ કે તેને ભેટવા દોડયો. આ જોઇ
.ઓ સાથ ચોપટ દાવ ખેળતો અભીમન્યું ચીરડાઇ ગયો. તે બોલ્યો
ઓ તું કોણુ એવો છે કે મને પુત્ર કરી કહે છે? ચાલ દુર રેહ માનવી,
ખબરદાર ફ઼રીથી મને દીકરો કે પુત્ર કહયોછ? શું હું ત્હારો પુત્ર! અરે
જા રે કોઇ વળ આવ્યાથી હું સેજ ત્હારા ઘર માહે જન્મ પામ્યો હોઇશ
ને મ્હારા કપાલે મ્હોંટેલું કામ બજાવી પાછો વળ્યો હોઇશ. બાકી પુત્ર
કોણુ? અરે તું મ્હારો પુત્ર કંઇ સેંકડો વેળા જન્મ લઇ થયો હશે.
કાંઇ સેંકડો વેળા હું ત્હારો બાપ થયોછું. ખ્યાલ છોડ કે હું ત્હારો પુત્ર
થાઊં! ખબરદાર ફ઼રી બોલ્યોછ તો? ડોલ તો જો આ બાપા થયાનું? નીકલ
આંથી?" આ બોલતો અભીમન્યું પોતાને હાવે વલગ્યો અને અર્જુન
ખસ્યાનો પડી ગયો. તે પુત્ર સોક મેલી ફ઼રી પોતા યોગ્ય રાજપાટના કામમાં
નવાં તેજ ને ઉલટે મંડયો.

---

## ૨૬૧—ખુદાની ખલકની પરીક્ષા જીબ્રાયલ ને મુસા લે છે.

એક વખ્ત પેગમબર મુસા ને જીબ્રાયલ બન્ને સાથ ખુદાની ખલ-
કમાં ફ઼રતા ફ઼રતા એક પરેજગારના મકાન તરફ઼ જઇ લાગા; તો તે
પોતાના મકાન અંદર ખુદાની બંદગીમાં તનમનથી મશગુલ એક ધ્યાન
ધરી બેઠા છે. તેના તન ઉપર ના એક સાબુત વસ્ત્ર કે ના બેસવાને એક
સાબુત ચટાઇ, તે જોઇ મુસો બોલ્યો 'ઓ જીબ્રાયલ આ શું ખુદાનો
ગજબ, કે જે તેના નામ ને યકીન ઉપર રાતોદીન એક ધ્યાનથી લાગેલા

તેનીજ આ સર્વે હાલહવાલી ?" જીબ્રાયલે કહ્યું 'પેગમબર તું ધારે છે કે ખુદા કોઇ ઉપર પણ તલભાર ગેરઇન્સાફ જેટલીએ ખામી કરશે ? ચાલ ત્હારી મરજી છે તો એ વાતની તપાસ કરયે' પછે જીબ્રાયલે પેલા પરેઝગારનો દરવાજો ઠોકયો, તે સાંભલી પરેજગારે માહેથીજ સવાલ કરયો. 'કોણ છે ?' જીબ્રાયલે કહ્યું 'અમો મુસાફરો છીયે ને એક રાતનો ઉતારો તમારે ત્યાં કરવા ચાહેછીયે.' પરેઝગારે કહ્યું 'હું કોઇને ઉતારો આપતો નથી અને કોઇ લફંગા શક્ષોને મ્હારા મકાનમાહે લેતો પણ નથી' જીબ્રાયલે કહ્યું 'અમો દુરવેશ શક્ષો છીયે અને ખુદાના નામ શીવાય બીજી જીકર સમજતા નથી.' પરેજગાર બોલ્યો 'અરે પણ હું રાત્રદીવસ ખુદાના નામ ને તેની બંદગીમાં મશગુલ છતાં માનમાન મ્હારૂ પેટ પોશાય છે. વખતે તો બબે દીવસ ભુખો ને ત્રશ્યો રહુંછું, જાવ હ્યાંથી ?' જીબ્રાયલ બોલ્યો 'ઓ ખુદાના લાલ માત્ર ઘડી બે ઘડી તો અમને ત્હારે મકાન થાક ઉતારવા દે, અમો લગાર આશુદા થતાં હ્યાંથી ચાલી જઇશું' પરેઝગાર બોલ્યો 'હ્યાં આશાયશ કે આશુદા થવાની જગ્યા નથી. ખબરદાર ફરી મને સતાવ્યો છે તો !' જીબ્રાયલે ઘણાજ કાલાવાલા કરયા અને સેજ ઓટલા ઉપર પડાવ નાખવા કહ્યો તોપણ પરેઝગારે તેઓને લાકડીથી માર મારી કાઢવાને બુમ પાડી જણાવ્યું. એ પ્રમાણે એક ખુદાના પરેઝગાર બંદાની તપાસ લઇ તે બન્ને નુર ભરેલા આગલ ચાલ્યા.

આગલ ચાલ્યા તો સેજ વખ્તમાં તેઓ એક મહેલ તર્ફ જઇ લાગા. જ્યાં તરેહવાર રંગ રાગ ને હસાહસ ને ખાનીપીની ચાલી રહી છે. લગભગ મધરાત થઇ ગઇ છે. ચેરાગો જગોજગોએ રોશન થઇ રહ્યાછે. જવાન ને બુઢાં સઘલાં મસ્તી ને ખુમારીમાં ગીર્ફતાર છે. આરામ લેવાનો વખ્ત પણ થવા આવ્યો છે, તેથી હવે દરવાજા બંધ થાય છે. ચેરાગો ઝુઝતા થાય છે. રંગરાગ ખાનીપીની તમામ ખતમ ને નરમ પડતી જાય છે. તેટલા બંધ થતા દરવાજાને જીબ્રાયલે એવો ગગરાવી મેહેલ દોડરાવી નાખ્યો કે તે માહેના સઘલાં જન દરવાજો ઊઘાડવાને દોડી આવ્યાં. એક બુઝોર્ગ શખ્સ જેના હાથમાં મસ સોટો પકડેલો, તેણે બાપાકોર શબર શબર ! નેકનામ મુસાફરો શબર કરો.' કહીને શીતાબ દરવાજો ઉગાડયો.

પછે ખુશ ખુશ થઇને 'આવો અંદર નામદાર સાહેબો મકાન તમારૂંજછે.' જીબ્રાયલ ખુબ ડોલા કકરાવીજ,' બોલ્યો "અરે આ કાંઇ ઇનશાનગીરી-નો તરીકો હોય કે પોતે આલા હવેલીમાં હજારો મોજશોકમાં મશગુલ રહે ને મુસાફરોને બાહેર હેરાન ને ગીરફતાર ઉભા રાખે?" પેલો બુઢો બોલ્યો 'ના સાહેબ, હવેલી તમારીજ જાણો અને હું ને મ્હારો તમામ કબીલો તમારા નોકર છીયે.' પછે પુકાર મારી કહ્યું, 'જલદી આપણા મુરંબીઓ ખાતર ગરમ પાણી કરી લાવો!' જો કે મધરાત ઉપર કલાક એકનો અમલ છતાં પોતાના બેટાઓ તથા જમાઇઓને કહ્યું 'લેવો આ થાકેલા મુસાફરોના દસ્તમાંથી સરસામાન ને થાવકો એક બાજુ મેલો.' એ કહી તે બુઢો પોતાના તમામ કબીલા સાથ મુસા ને જીબ્રાયલની પાસ હાથબક્ષ કરી ઉભો. ગરમ પાણીથી તેઓના અંગ સફા કરાવી બીજા અછાં કપડાં પેહેડવાં આપ્યાં, પછે જે પણ શીતાબ તાજા ખાણાના ખુમચા બની આવ્યા તેનો સોફરો બીછાવી તેઓને તે ઉપર બેસાડી ત્યાં માખણ મલાઇ ને દુધ ને ઘઉંના નાન સાથ અનેક જાતના શરબત ને મેવા વગેરેથી બુઢો તેઓની મદારત કરવા લાગો ને બોલવા લાગો 'મ્હારા મેરબાન મુરંબી-ઓ, હું ઘણો સરમીંદો છું કે મ્હારેથી તમારી પરોણા ચાકરી કાંઇજ બની આવતી નથી. રાત મોડી થઇ ગઇ અને તમો આવ્યા તે વખ્ત અમો તમામ જન ખાઇ આસુદા થઇ રહેલા, માટે જે પણ કસુર થાય તેની દરગુજર ચાહુંછું.' એ પછે તે મુસાફરો માટે બનતાંલગી ઘણાંજ સાફ બીછાણાં કર-વાને પોતાની જુવાન પુત્રીઓ ને વહુઓને તાકીદ કરી ત્યાં લઇ જઇ આરામ કરાવ્યો. ત્યાં તાજાં નીર્મલ પાણીના કુંજા મેલી તથા ખુશબોના પાણીનો છંટ-કાવ કરયા પછે તે બુઝોર્ગે તેઓ પાસ પોતાના બીછાના ઉપર આરામ કરવાની રજા ચાહી અને ઘણો ઘણો ફીદા થઇ તે મુસાફર મર્દોનો પોતાને ત્યાં આવી ઉતારો લીધાની રેહેમ માટે ઉપકાર માનવા લાગો. જીબ્રાયલ બોલ્યો 'શું કરયે, અમો હ્યાં કવસમાં આવી પડયા, નીકર ત્હારી આ ઘણીજ હાલહવાલ પરોણાગત, જે કુતરા બીલારા પણ કબુલ રાખે કે તામોસ કરે નહી તેથી સંતોષ માની લીધો છે, પણ તું એટલો નગુણો છતાં અને મુસાફરોને કોઇપણ જાતની સગવડ કે ઇજત નહી આપ્યા છતાં એ રવેસ ખુદાની

રહેમ ને નવાજેશ કેમ પામી શકે તે અમને સમજ પડતી નથી? આ જીબ્રા- યલ બોલ્યો, તે બુઢાને ખીજવવા કે તેથી તે ગુસ્સે ભરાઇ કાંઇ પોતાનો મીજાજ ખોઈ દઇ ત્યાંથી તેઓને હાંકી કાઢે છે? પણ બુઢો ઓર પણ હાથબક્ષ કરી ઘણીજ મીનત આજીજીથી રેહેમ ચાહવા લાગો ને જાન. ફેશાની કરી કેહવા લાગો "ઓ મુસાફરો, મ્હારા મેરબાન મુરબીઓ, હું ઘણોજ દીલગીર છું ને કવખ્ત હોવાથી આરેથી તમારી સેવા ચાકરી બરા- બર થઇ શકી નથી મગર સવારમાં જે પણ તમારો હોકમ તે તમામ હું પોતે મ્હારાં સઘલાં ફરફરજંદો સાથ ચાકરીમાં ખરે પગે હાજર રહી બજાવામાં ચુકનાર નથી. ખરેખર તમોએ મ્હારી ઉપર ઉપકાર કરયો છે કે મ્હારી ગમે એવી મદારત ઉપર શોકર ગુજારયા છે.' એ અને એવી અનેક ઓજરખાઇ કરતો બુઢો તેઓના પગ પાસ બેઠો. પછે જીબ્રાયલે પુછયું "બુઢા, તું ધારેછ કે સોયના નાકામાંથી ઉંટ પસાર થઇ જાય?" "ઉંટ, અરે ખુદાનો હોકમ હોય તો જગ્તોની જગ્તો પસાર થાય." તે બુઢાએ જવાબ આપ્યો. સઘલા સુતા પછે જીબ્રાયલ ને મુસો બન્ને ચુપ- ચુપ બાહેર નીકલી ગયા અને મુસાની ખાતરી થઇ કે ખુદા જે કરે છે તે બરહક છે. તેના ઇન્શાફમાં રજ ફેર નથી. પેલો બદંગીબાજ પણ ઘણોજ યકીનનો ડામાડોલ; બીજો એક હર્ફ બંદગી ના જાણે પણ યકીનનો ઘણોજ મકમ ને ખુદાનો વળી, એવા અનેક ભેદ ઉપર દુન્યા ચાલુ રહે છે.

---

## ૨૬૨—ગુજરાતનો માહરાજા ને જસમા મજુરણ.

**માહ**—ઓ અબછરા સ્વરૂપ, ચાલ મ્હારા રાજ્યમહેલમાં ને તજી દે ત્હારા મજુર પતીને.

**જસ**—ના માહરાજ, હું શીલવૃત પાલનારી સ્ત્રી છું.

**માહ**—રાજ્યાભુષણો ને આનંદની હું ત્હારી ઉપર રેલછેલ કરીશ. તુને મ્હારી રાણી બનાવીશ.

**જસ**—ના માહરાજ, હું બાલકની માતા છું અને મ્હારી જાતમાં પતીવર્તા કહાઉંછું.

**માહુ**—ઓ સુંદરી હું ત્હારી ઉપર આશક છું. મ્હારૂં રાજપાટ ને તાજ તારી પાસ ધરૂછું. સોના હીરાના પલંગ ઉપર તુને બેસાડું ને મોતી માણુકના હીંડોલે સવાસો સખીઓની સેવામાં લાડ લડાવીશ.

**જસ**—ના માહરાજ, હું પરણી નાર, આ પૃથ્વી ને તે પૃથ્વી ઉપર મ્હારા પતીની સેવા માટે વચન, મન ને તનથી બંધાઇછું. મને આ જંગલની ઝુંપડી ને સાગલી ખાટ યોગ્ય છે. મ્હારા પતીની સેવામાં મ્હારૂં શરીર ઘસવું ને તેના હોકમને માન સમાન તાબે રહેવું એવી હું કેળવણી પામીછું.

**માહુ**—સમજ કહુંછ તે પરમપ્રીય, નહી તો જબરીથી તને હરન કરીશ, ત્હારા પતીનો વધ કરીશ, ત્હારા બાલકને ઝીંકાશ ને તને મ્હારે મહેલ લઇ જઇ કેદ નાખીશ ને જબરીથી મ્હારી ઇચ્છા પુર્ણ કરીશ!

**જસ**—(ગભરાઇ જઇ) મહારાજ એટલો અનર્થ એક હું અબલા માટે કરી આપના નામને માહ કલંક લગાડશો? ના મહારાજ, એ અવીચારમાં કાંઇ જસ નથી. આપ મને મેલવવા આ રાજ્યપાટ ને પ્રજાની હસીમાં આવો તેવી હું છલભેદ રચનારી સ્ત્રી નથી. હું સાદી સ્ત્રી, મ્હારા પતીને સંસારમાં કાલગમન દેનારી છું. આપ મ્હારો કેડો મેલો. વધારે હલકું બોલી માનરહીત ના થાઓ. જીવતી છું તો આપને આ કનીષ્ટાઇ સુજ પડે છે. હું સતવર્તણી છું. જાદા બુરા વચન સાંભલવા કરતાં મ્હારો જાન કબજ કરી મસાને ચઢીશ પણ મ્હારા નામને કાલું કરવા યા મ્હારા પતીને લાજે મારવા મહેલની સીરીનો સ્વપ્નોએ દેખીશ નહી.
(માહરાજા સમજ્યો નહી, તેથી જશમા સત જાલવવા જંબૈયો ખાઇ મુઇ!)

---

## ૨૬૩—ખુદાના ઈન્સાફ ઉપર મુસો પેગમબર શકમંદ!

મુસો એક વખ્ત પાહાડ ઉપર બેઠો છે. નીચે નદી વહે છે. ત્યાંથી એક મુસાફર સ્વારે જતાં ઘોડેથી ઉતરી પડી સેજજ સામણુ ઉતારી તેની ચાકરી કરી ચારો ખવાડી પાણી પાયું અને ફરી સામણુ લાઢી પોતાને ઘોડેસ્વાર થઇ આગલ ચાલ્યો. આ પછે બીજો જવાન ત્યાં આવ્યો, તેની નજર નદી કાંઠે અંગ સાફ કરતાં ત્યાં પડેલી એક કોઠલી ઉપર

નજર પડી તે લઈ ચાલતો થયો. તે પછે એક ભીસ્તી ત્યાં આવ્યો તે પખાલ ભરેછે, તેટલાં પેલો સ્વાર ત્યાં ઘોડો દપટાવતો આવી લાગ્યો અને ભીસ્તીને પુછવા લાગ્યો 'ત્યાં મ્હારી અસરફીની કોથલી હતી તે ક્યાં છે? લાવ જલદી.' ભીસ્તી બોલ્યો 'અસરફીની કોથલી! એ શું બકેછ?' સ્વારે કહ્યું 'ત્હારી આબરૂસમાં મને ઓપી દે, નહીં તો એમજ જાણ કે તું આ જેહાનમાં સરજ્યો હતોજ નહીં.' ભીસ્તી કહેવા લાગો 'મેં કોથળી જોઇજ નથી તો આપું ક્યાંથી?' સવારને જે ઝાંઝ ચઢી કે તુર્ત તલવાર ખેંચી તેની ગરદન ઉપર લગાવી, સેજમાં સર ઉડાવ્યું. સવાર તો આ કામ કરતોજ ત્યાંથી આગળ ઘોડો ડપટાવ્યો ગયો. આ સઘળો બનાવ મુસા જોઇ તાજુબ થયો. કોથળી લઇ કોણ ગયું, તેનો ભોગ કોણ થયો, અને આ શું ઇન્શાન ઉપર અલ્લાની હાલહવાલી! તેનો ઘણોજ અફ્શોશ ખેંચી જેહાનના કારોબારથી હેરાન થયો. ખુદાની ખલક ઉપર ગુજરતા ગેરઇન્શાફના ખ્યાલમાં તે પોતાની આંખમાં આંસુ લાવી ત્યાં બેઠો છે તેટલાં જીબ્રાયલ ફીરેસ્તો પ્રગટ થયો. તે પાસ મુસાએ પોતાના મનનો અફ્શોશ જાહેર કરયો ને બોલ્યો 'અરે આ શું ગજબ ખુદાના ઘરનો! કે ચોર કોણ ને ચોરની જગો ભોગ થનાર કોણ!' જીબ્રાયલે તે સાંભળી ખુલાશો કરયો. 'ઓ પેગમ્બર, જે કોથળી મેળી ગયો ને જે તેની કોથળી લઇ ગયો, તે કોથળી લઇ જનારના બાપની તે કોથળી હતી, જે પેલા સ્વારે તે પાસ છીણવી લીધી હતી, તેથી તેના બેટાને ખુદાએ અપાવી, પણ જે સ્વારે ભીસ્તીને નાહક કટલ કરયો તે ભીસ્તીએ પેલા સ્વારના બાપને ત્યાં આગળા વખ્તમાં રાતના કટલ કરી નાખ્યો હતો, તેના વેરના બદલામાં તેના બેટા પાસ તે કાંમ કરાવ્યું હતું; એ પ્રમાણે તું જો કે ખોદાનો ઇનસાફ કેવો રાસ્ત છે અને રજ પણ ખામી નથી.' મુસો આ ખુલાશાના બનાવથી ઘણોજ તાજુબ થયો અને ખુદા ઉપર ફરી કદી નહીં શકમંદ થવાની તેણે પોતાના મનમાં મજબુત ગાંઠ મારી.

---

## ૨૬૪—રાજાભોજની નગરચર્ચા જોવાની હોંશ.

એક રાત્રે રાજા ભોજ નગરચર્ચા જોવા જોગી વેસે નીકલ્યો છે. તે ફરતાં ફરતાં એક શ્રીમંતના ઘર પાસથી જાય છે. તો તેના જોયામાં એક સકુમાર નવી જુવાનીના બાહારે ગુલાબના ફુલની મીશાલે ખીલેલી સ્ત્રી આવી; ત્યાં તે સામે ઉભો પણ નવજોબનના તો જોગીને જોતાંજ ચરણે પડી વરદાન માંગવા લાગી, "જોગેશ્વર મને આ નગરના રાજાનો મોહ લાગોછે, તે મ્હારી ઈચ્છા પરીપુર્ણ કરો તો જે માંગો તે હું તમને બક્ષી ન્યાળ કરીશ." જોગી બોલ્યો. 'એમાં તે શી કઠણ વાત છે? તું એવી તો ખુબશુરત છે કે રાજા તને દેખતાંજ ત્હારી ઉપર પ્રસન્ન થશે.' તારૂણી બોલી "જોગેશ્વર, હું શીયલ છું, ને લગ્નના ગાંઠથીજ મ્હારૂં વદન રાજાને અરપણ કરવાની ઇચ્છા રાખુંછું. અઘટીટ કર્મની મનછા જો મને ઉપજે તો આ દેહને તુર્ત પુરી કરી નાખીશ, એવી સતી છું." જોગી બોલ્યો 'એ તો સ્ત્રીઓની બડાઈ છે. કામ પાસ સ્ત્રી તે અગ્ની પાસ મોમ જોઇ લેવું. કામાંધ થઇ છે ને વળી તારી હાલત કરતાં ઉંચ પુરૂષની ઇચ્છા કરે છે તો પછી શીયલતા ક્યાં રહી? તને રાજા જોઇએ ને વળી શાસ્ત્ર રૂઢીની સગાઇ ને ક્રીયા જોઇએ છે તો જ્યારે ઇચ્છા થઇ ત્યારેજ મનથી શ્યલતા છુટી છે તેની કાંઇ ખબર છે?' તારૂણી બોલી 'મને આપ કહો છો તેથી જ્ઞાન પ્રાપ્ત થયું છે કે ઇચ્છા ઉપજ્યામાં શ્યલતા ઝાંખ પામી છે. વળી મને જે યોગ્ય ના તે મનોમંગ હ્દદમાં ઉઠયો છે એ તો પાપ થયું તો પછી મને એ પાપના છુટકાની શીક્ષા દેખાડો. કહો તો હું જળી મરીશ.' જોગી કહે 'એની શીક્ષા જળી મરવાની નથી. એ પાપનું પ્રાશ્રીત માત્ર ત્હારી દેહ ને હ્દને સત્યવર્તથી કોઇ માહાન જોગીને અર્પણ કર.' તારૂણી બોલી 'માહરાજ આપ માહાન જોગી દીસો છો, કહો તો અબઘડી મ્હારા બાપાની આજ્ઞા લઈ ને જ્યમ કહોછો ત્યમ બ્રાહ્મણોના મંત્ર ને શાસ્ત્રના શ્લોકોની ક્રીયાથી આ મ્હારો પીંડ તમારે ચરણે મેલું.' જોગી બોલ્યો "મને તેની ના તો નથી, પણ હું મુઠી અન કે મુઠો દામ ધરાવતો નથી કે ત્હારા જેવી ચંદ્રકાંતીને આભુષણ ને અલંકારમાં યોગ્ય શોભાવું' તારૂણી કહે 'મ્હારી ભુલ ભાંજી તો પછી હું મ્હારી દેહનું પ્રાશ્રીત કરવા

ખાતર આપને વરૂં છું. ત્યાં અલંકારો ને અભુષણોનો મને કસો ભાવ નથી.' જોગી કહે 'હાલ તો તું કામાંધ થયલી મને વરવા રાજી થઇ છે પણ પાછળ એ માટે મોત લગી રડીશ.' તારૂણી બોલી 'જોગેશ્વર મને બહુ ગેરઇન્સાફ કરો છો. હું પતિવર્તા છું.' મ્હારો ધર્મ ને ધ્યાણ સમજાું છું. આપના કહ્યા પ્રમાણે મ્હારી દેહનું તારણ હોય તો મેં મ્હારા મનથી આપને મ્હારૂં જીવન નવાજ્યું છે.' તારૂણીએ તુર્ત બાપા પાસ દોડી સર્વ હકીકતથી તેણે વાકેફ કરયો ને તે રાત્રે તે મધ્યાન પોહોરે લગ્ન કીસ્યા થઇ. તારૂણી તે જોગી સાથ સાદા શૃંગારમાં બાપાને ચરણે પડી આશીશ પામી બાહેર નીકળી. તે રાજમોહોલમાં પાછળી રાત્રે આશ્ચર્યતા ને ત્રાસમાં પેલા જોગી સાથે દાખળ થઇ. રંગ દીવાનખાનામાં ઝવાહેરના પલંગ ઉપર પટનીએ પગ મેલ્યો ત્યારે 'ભલે પધારયા પ્રાણ પ્રીયા એ અવાજ થયો!' ત્યાં તારૂણી જોય છે તો સામે જોગીની ચરમ પડી છે અને રાજા ભોજ રત્નો જડીત પોશાગમાં આનંદમય બેઠો છે. તે હોંસ ભર માનુનીનું આલીંગણ કરવા કર લંબાવતાં કહે છે. "પ્રીયા ત્હારી ઇચ્છા પુર્ણ થઇ તને પ્રાશ્રીત મળ્યું છે. આ સર્વ રાજપાટ સંગાતે રાજા ભોજ સદાનો ત્હારો આજ્ઞાકીંત પતી થયો છે."

---

## ૨૬૫—કવિની શકિત.

એક સમય રાજા ભોજ પોતાના રંગમાં મહોલમા રાણી સંગત સ્નેહ ચાલા કરેછે; તેટલાં એક સુશોભીત મોરે ત્યાં ઉડી આવી નાચ કસ્યો, તે માહે એવી તો નખાંદાર કલા ને અદા દાખવી કે રાણીનાં નેણમાં લાજ છવાંઇ. રાણી બોલી "રાજાજી, આ બેઅદબ મોરનો વધ કરો, નીકર હું અબઘડી મ્હારો પીંડ પાડીશ." રાજા બોલ્યો, "પક્ષીને કાંઇ જ્ઞાન હોય છે કે બેઅદબી ને અન્યાય સમજશે?" રાણી કહે "ના મારો તો અબઘડી મારો, નીકર આ મ્હારી શબ દેખશો." રાજા તાજુબ થઇ તલવાર ઉગામી ઉઠયો કે 'લક્ષ મોર તુલ્ય રાણીના વાલને પણ કાંઇ થયું તો જીવતર ફોકટ,' એ વીચારે તે મોર ઉપર ધાયો, મોર ચીસ મેલી ત્યાંથી ઉડયો, એથી તલવારનો સપાટો રદ ગયો. રાજા સ્ત્રી શબ્દનો

બાંધેલો ઝાંખો પડયો. રાણી એક પક્ષીના પ્રપંચથી ચીરડાઇ ગઇ. આ તરેહવાર ચીત્ર સમાન સ્થીતી સમય કાંઇ ખાંગી કામ ખાતર માહકવી કાલીદાસનું ત્યાં આવવું થયું. તેને દેખતાંજ રાજા બોલ્યો :—

"ક્યમ લાજેછે તૃણ સતિયા ?"

આ સંભાલતાં માહ કવી બોલ્યા :—

"રંગ મોહિનિ અદ્ધર તલપે, ભોજ મોર નૃત હતિયા
મનોમંગ મર્મ રોમ તલખે; તે કારણ લાજે સતિયા."

માહ કવીને સાંભલી રાજા વીસ્મય થયો કે જે વીશે એને રેસ ખબર નથી તે એ કવીત જ્ઞાન શક્તિ જોરે વર્ણન કરવામાં રામબાન ઉતર્યો છે.

---

## ૨૬૬—માતીનો ઘડો ને આશક.

આશકનો સવાલ—કયું રે ઘડા તું કુમારકા,
નીત ઉઠ ભરતી ગંગ;
છતિયન રસ મુખ ચુંબન કરે,
શીર પર ચઢે નીસંગ.

ઘડાનો જવાબ—હાત કોદારી પાવરા,
ઓર લાતોસેં દો પાંચ,
ચાર પ્હોર રેન અગની જલી,
ઇસ જોબનકે કાજ.

સાર—આશક માતીના ઘડાને પુછે છે "રે ઘડા કુમારના તું દર-રોજ મ્હારી માશુકના જોબનને લાગી તેના મુખને ચુમબન કરતો ગંગા નદીમાંથી ભરાઇ માંથે ચઢે છે, એ શો તપ ને પ્રતાપ ?" તેનો ઉત્તર પેલો માતીનો ઘરો આપે છે "રે ભાઇ, જબરા હાથમાં કોદારી ને પાવરા ને બે પાંચ લાતથી રાતના ચાર પાહેર લગી અગનીમાં જલુ છું તે શું તને માલમ નથી કે તે એ જોબનનો લાહવો લેવા કાજ એવો જપ તપ ને પ્રતાબ ધરાઉછું, તો હું ઘડાનું સ્વરૂપ ધારન કરી માનુનીના જોબનનો રસ ને મુખનું ચુમ્બન પામુંછું તેમાં શી નવાઇ ?"

---

## ૨૬૭—સાત જનની દોસ્તીમાં જય નથી.

એક વખ્ત શાહાનશાહ અકબર ને કવીગંગ બન્ને સામસામા બેઠા છે. એક તખ્ત ઉપર ને બીજો ફરસ ઉપર. ત્યાં અનેક ગપ્પા ને ટૌકા નીકલતાં દોસ્તી ઉપર જીકરી ચાલી. અકબર બોલ્યો 'ગંગ કોણ કોણની દોસ્તીમાં જય નથી?' ગંગ બોલ્યો, 'ધર્માવતાર, સાત જનની દોસ્તીમાં બીલકુલ જય નથી:

ધર્મ ઉપાધ્યો, વેશ્યા, સીપાઇ, લોભી, જાહેલ, નીચ ને નાસ્તીક. એટલાની દોસ્તીમાં ફસવું ને નર્ખમાં હોમાવવું બરાબર છે!

શાહાનશાહ અકબરે ફરી ગંભીર થઇ સવાલ કર્યો "ત્યારે કોણની દોસ્તીમાં જય છે?" ગંગ બોલ્યો 'તેનો મને હજી અનુભવ થયો નથી બંદેનવાજ. મને જે જાતી અનુભવ થયો છે તે મેં જનાબને કહ્યો છે.' શાહાનશાહે કહ્યું 'શું તું બાળક છે? કે હજી તને કોણ કોણની દોસ્તીમાં જય તે બીના સમજાઇ નહી?' ગંગે કહ્યું 'એમ છે ખરૂં જનાબ.'

---

## ૨૬૮—લોભી ને મોહીનીનો મેળો કેવો બને?

કામરૂદેશની એક ચંદ્રસ્વરૂપ સ્ત્રી સાથ એક માહલોભીના લગ્ન થયાં. અને હજી બીજી સવાર પડી તેટલાં તો તે પોતાનો સરસામણ તૈયાર કરી મુસાફરીએ ચાલ્યો. ધણીઆણી બાર તેર વર્ષની ન્હાની હોયાથી સેજ નેન મેળો થયો ના થયો પણ પેલો લોભી તો પોતાની સ્ત્રીના સ્વરૂપથી છક થયો હતો. વળી તે પાસ દોલતનો પાર હતો નહીં છતાં તે પોતાના લાભના ખેંચાણે સ્વદેશ તથા સૌભાગ્યવંતીને છોડી જવાની વેઠે ચાલ્યામાં પોતાના મનમાહે સમજતો કે તે બહુ ખોટું કરેછે. આ બનાવને ચાલીસ વર્ષ ગુજરી ગયાં અને પેલી કામરૂદેશની મોહીનીની વયને પચાસ વર્ષની ભરતી ભરાઇ ચુકી. મોહીનીનું જોબન, સ્વરૂપ ને ઉલટ સઘળી છુટી ગઇ અને તે એક વૃદ્ધ વૈરાગણ જેવી બની ગઇ. મહેલ ને જરઝવેર ને સંગારને છેલી સલામ કરી તે સાધુ મંડળીમાં સામેલ થઇ અને હીંદુઓના દેવ દેવાલય ને તીર્થ યાત્રા કરવામાં જોડાઈ. આ હાલતમાં આવ્યાને બે ત્રણ વર્ષ ગુજરી

ગયાં પછે કોઇ વેરાગ ધારણ કીધેલો ઓળખીતા જેવો શક્ષ મળ્યો, તેણે તે મોહીનીની વેરાગ હાલત માટે સ્વાલ પુછયો તો તે બોલી, સુનું લેવા પીયુ ગયા તે ગયા ને હજી પાછા ફરયા નહીં:—

સુના ન મીળા, ન પીયુ મીળે, સ્હુના કર ગયે દેશ;
સુના લેને પીયુ ગયે, હ્યાં રૂપાં હો ગયે કેશ;
રૂપાં હો ગયે કેશ, રોય રોય રંગરૂપ ગમાયો;
બાલમ ગયે પરદેશ, દેશસે લીખો ના આયો;
કહે ગીરધર કવીરાય, લુન બીન ભયી અલુના;
જલ જાવો એ દેશ, જ્યાં નીપજત હે સુના.

એ સાંભળી પેલો જોગી બોલ્યો: "સાંભળ કામીની ને સમજ કર્મ રેખા:

કામીની કંથ ચલ્યો પ્રદેશ,
ફીર કરનાટક લાહોર આયો;
શેહેલ કીઇ કછું દખણકી,
ઉત્તર ઘાટ ઉજનસુ ધાયો;
કાસી મથુરા ફીર્યો મુલતાન,
લાભ લે કચ્છુ બંદર આયો;
કહે ગીરધર કવીરાય,
ભાયગ વિના નર કોરી ન પાયો.

કામીની, તેમ હું ગયો તો કોટીબંદ આશા ને લાભમાં પણ પાછો આવ્યો તો કોટીબંદ નીરાશી ને ખોટમાં."

એ કહેતાં તે વૃદ્ધ જોગીની જીબ લહરી. તે મુર્છા પામ્યો. જોગણે જોગીને જાણ્યો કે તે તો તેનોજ સ્વામી છે. તુર્ત પોતાને ખોલે લઇ હોસ્યાર કરવાના અનેક ઉપાય કર્યા પણ ફોકટ. તેણે તો પોતાની સ્ત્રીના ખોલામાંથી આનંદે મૃત્યૂ સાથ પોતાના જીવને જવા દીધો. આ બનાવથી ત્યાંના સર્વે સાધુ ને જોગી ને વૈરાગીઓ મળ્યા. એક ચીતા સળગી તે માંહે મોહીની પોતાના ખોળામાં પોતાના મૃત્યૂ પામેલ પતી સંગાત જળી ભષ્મ થઇ.

---

## ૨૬૯—સરસ વેદ ચાતુરી.

વીપરી પઢયો વેદ, બાતનકો ના જાણ્યો ભેદ,
ગુણકે ગર્વસે કરે બાત આતૂરી;
સાંહુ જો પાઊં, તુર્ત જીવાઊં, બેર ના લાઊં,
કહે સુજાન સુન રે એ બાતૂરી;
વીપરી પઢને લગો, ચાતુર ચઢને લગો,
પઢપઢ કિયો ઉન્ને આપહી આપ ઘાતૂરી;
વેદને બચાય લીનો, વીદ્યાને ઘાવ દીનો,
ચાર વેદ બને યુંમે સરસ વેદ ચાતૂરી.

બે મીત્રો તેમાં એક ચાર વેદ શીખી પુર્વીણ થયલો ને બીજો માત્ર સૃષ્ટી અવલોકણે ચાતુરીમાં પુર્વીણ થયલો. એ બન્ને એક સમય સંજોગે વનવાસમાં સાથ થયા; ત્યાં જ્ઞાન ને વીદ્યાના ગર્વની વાત ચાલી. બ્રાહ્મણ માહ પુર્વીણ ચાર વેદનો, તે બોલ્યો 'અરે ભોટ, તને ક્યાં ખબર છે કે મને એક હાડકું મળે પછે કોઇનું પણ હોય તે ઉપરથી હું આખું પીંઝર સાંધી દેવું, તે ઉપર વેદમંત્ર ફુકી માંસ, ચાંમડી ને માંહે ભીતરખાનું ઉપજાવી કાઢું અને છેલ્લે સજીવન વેદનો શ્લોક ગગરાઉં તો એક લેજામાં તે જીવતો ખડો થયોજ.' આ વાત કરતાં એક ત્યાં દૈવજોગે હાડકું મળ્યું. તે પેલા વીપરીએ હાથમાં લેતાંજ કે તેનું પીંઝર દેખતાં દેખતાંમાં ઉઠી ઉભું કર્યું. પીંઝર ઉભું થયુ ને તે મંત્ર પઢી માંસ, ચમર ને ભીતરખાનું ઉપજાવા જાય છે તેટલાં પેલા ચતુરની નજર પડી તો જોય શું 'કે એ તો સીંહનું પીંઝર છે! તે અગર સજીવન થયો તો પહેલાં અમારો બન્નેનો ભક્ષ કરશે હાય હાય એ શી વીદ્યા?' એ મનમાંહે વીચારતાં તે મોટે બુમ પાડી ઉઠયો 'ખમ ખમ, અરે ભાઇ આ પીંઝર કોણનું તેં ઉઠી ઉભું કર્યું છે તેની તને ખબર છે?' વીપરી બોલ્યો 'ના મને ખબર નથી પણ ગમે એવું હોય પછે સીંહનું હોય તો શું થયું? શું તે પોતાના જીવતો કરનારને લેશ પણ હાની પોંહોંચાડશે? શું કહે છે?' ચતુર બોલ્યો 'ભાઇ એ સીંહનું પીંઝરછે, તે પોતાને જીવતો થયલો જોતાંજ પહેલાં તને ને મને, બન્નેને ફાંસી ખાસે, માટે તું એ ક્રૂર કામ કરવાથી હાથ ઉઠાવ.' વીપરી બોલ્યો 'એ તું

શું બકે છે, અરે તેવો કોણ નીચ હશે કે પોતાના ઇશ્વરનો જીવ લેશે? ના. હું તો ખરો કે એનેજ જીવતો કરૂં ને ત્હારી ખાતરી કરૂં કે તું જે ધારેછે ને સમજેછે તેમાં તું કેટલો ખોટો વીચાર કરેછે.' એમ કહી મંત્ર પઢયો કે ચાંમ ને માસ પીંઞર ઉપર ચઢયું! તે જોઇ ચતુર બોલ્યો 'હાય હાય આ મુર્ખ પોતાને હાથે પોતાનો નાશ કરેછે. ભાઇ મને ત્હારો સજીવન મંત્ર શીખવ ને પછી એ વીકાલ સીંહને જીવતો કર, કે તને મારી ખાધા પછે હું તે વીદ્યાથી તને સજીવન કરૂં.' વીપરી બોલ્યો 'અરે જા રે એ ગત કરી શું મ્હારી વર્ષોના અભ્યાસથી મેલવેલી અમુલ્ય વીદ્યાનો એક પલકમાં માલક થવા ચાહેછે? મને તું એવો મુર્ખ સમજીશ નહી હો.' એ કહેતાં તે સજીવન મંત્ર ફુકવાની તૈયારી પર છે, તે જોઇ ચતૂર બોલ્યો 'લગાર ખમ, મને પેલા મસ ઝાડ ઉપર ચઢી જઈ તે માહે છુપાઇ બેસવા દે; પછે તું એને સજીવન કર.' એ પ્રમાણે ચતૂર મોટા વૃક્ષના ઘેરાણુમાં જઇ છુપાયો અને પેલાએ સીંહ સજીવન કર્યો! વીદ્યાના પ્રતાપનો આ નમુનો જોઇતે ખુશ થાય છે, તેટલાંજ જીવતા થયલા સીંહે ભુખના સબબે તે બ્રાહ્મણ ઉપર પંઝો ઝાર્યો અને તેને ઉંધો નાખ્યો, પછે તેનો ટોટો પીસી લોહી પી માસનો નાસતો કર્યો. એ પ્રમાણે એકે વીદ્યાના બલ ને ગર્વમાં તે શું કરે છે તેથી બેભાન રહી મુફ્તમાં શીકાર થયો, ને જાનથી ગયો. બીજાએ પોતાના અનુભવ ને ચતુરાઇથી પોતાના સોબતીની જોખમદારી સમજી લઇ જાન બંચાવ્યો.

---

## ૨૭૦—સુરદાસ કેમ બન્યો?

કબીરજીને ત્યાં સાધુસંતો પરોણા આવ્યા પણ કબીરજી હાજર ન હોયાથી તેની સ્ત્રીએ તે સર્વેનો આદરસત્કાર કરયો અને ઉતારો આપ્યો. સાધુસંતો સ્નાન કરવા પડયા અને કબીરજીની બાયડી નેહેસ્તીને ત્યાં સીધો લેવા ચાલી. નેહેસ્તી તો કબીરજીની બાયડીનું સ્વરૂપ જોઇ સાવછ થયોજ. 'અરે આ સ્વરૂપ કે જેની સરખાવણીમાં ચંદ્ર પણ ઝાંખો દીસે, હા: હા: આ ચંદ્રબદની સ્ત્રી એક જોગો ભોગવે?' વાણ્યાની નજર બીગડી. તેણે તો ગાંડાઇ કાઢવા માંડી. 'હું તો સીધો ના આળું. હીસાબ ચઢી ગયાનો

સુમાર ક્યાં રહેલો છે?' પેલી બચારી ઘણા પણ કાલાવાલા કરે તોય વાણ્યો નાની હા કહે નહીં. અંતે સત્યવંતી થાકીને બોલી. 'ભાઇ તને જે જોઇએ મ્હારી પાસ તે માંગ હું આળીશ પણ મ્હારે ત્યાં સાધુસંતો આવેલા ભુખ્યા ન જવા જોઇએ તેથી સીધો આળ.' વાણ્યાએ લાજ છોડી નીર્લજ થઇ કહ્યું, 'તું મને રાત્રીએ મલવાનું વચન આળે, તો જેટલું કહે તેટલું સીધું આળું !' સત્યવંતીએ ઘણુંએ એવી નાદાન્યત માટે સમજાવ્યું ને ઘણીએ દીનવાણીથી અર્જ ગુજારી પણ વાણ્યાની બુદ્ધી ફરેલી તે કેમે કરતો સમજે નહીં. અંત્યે સત્યવંતી નાચાર થઇ ત્યારે 'ઠીક' કહી સીધો લાવી. સાધુઓ જમ્યા. ઇશ્વરના ભજન ગાવા બેઠા, તેટલાં કબીરજી આવ્યા, તેઓ પણ તે ભજન ગાવામાં સામીલ થયા. રાત્રે બારના અમલ સુમારે સર્વે સાધુઓ ઉઠયા અને તેઓને કબીરજી ભાગલ બાહેર વળાવી આવ્યા. આ વખ્તે ચાંદ ઢંકાઇ ઘનઘોર થયું છે, મેહા વર્ષે છે અને તેની સ્ત્રી વીલાપ કરે છે. કબીરજીએ પુછયું, સત્યવંતીએ પોતાની ને પેલા વાણ્યા નેહરતીની સર્વ બની વાત કહી. તે સાંભલી કબીરજી બોલ્યા 'તેં વચન આપ્યું છે તો વચન તુટવું ના જોઇયે. ચાલ શૃંગાર કર અને મેહા વર્ષે છે તેથી ત્હારા પગ કે વસ્ત્ર ખરાબ થાય તો તેના મનને કચવાટ થવા જેવું કસ્યાના ન્યાયમાં આવ્યે તે કપટ કરવું નહીં જોઇએ.' એ કહી સોલે શૃગાર કરેલી પોતાની સ્ત્રીને પોતાને ખભે ઉઠાવી તેને ચદર ઓઢારી લઇ વાણ્યાને દ્વાર ચાલી આવ્યા. દ્વારના કમાડ ખખરાવ્યાં. વાણ્યો કબીરની બાયડીની વાત ભુલી પોતાના રોજમેલનું સર્વાયું ખેંચતો હતો તે મધરાત્રે 'કોણ કમાડ ઠોકે છે?' તે પુછવા લાગ્યો. કબીરજીની સ્ત્રી બોલી, 'હું તમને વચન આપી ગયલી કબીરજીની સ્ત્રી.' વાણીયાને તો ત્યારેજ તે યાદ આવી ખુશ ખુશ થયો. પછે તેને સધનતર કોરી ને નવધાર વર્ષાદ આવ્યા છતાં છાટાં પણ લાગા નથી એવી જોઇ તેથી અચંબો પામી બોલ્યો 'અરે આ મેહા વર્ષવામાં તો બાકી નથી ને તને લગારે કીચલ કે બુંદ કેમ લાગો નથી ?' 'મ્હારા સ્વામી મને ખભે ઉંચકી લાવ્યા છે?' સત્યવંતી બોલી. વાણ્યાએ પુછયું 'શું બોલે છે? કબીરજી તને ઉંચકીને મ્હારે દ્વાર લગી લાવ્યા? સતી બોલી "હા વચન આપ્યું તે જુઠું ના પડે માટે!" વાણીયો બોલ્યો 'અરે રામ રામ, આ મેં શો ગજબ કરયો.

આવા સાધુજનની સ્ત્રી ઉપર મ્હારા ડોળા પેઠા! અરે નઠ્ઠસ અવતાર, ધીટ તને.' પછે સત્યવંતી તર્ફે જોઇ બોલ્યો 'મ્હારી બહાન તું આ અલંકારો ભુષણ લે,' એમ કહી દસવીસ હજારના દાગીના પેહેરાવ્યા અને નવા વસ્ત્રોનો ઢગ તેના ખોળામાં પુરી કહ્યું 'શીયલવૃતણી હું ત્હારો ભાઇ, તને આ પહેરામણીથી ત્હારા પતીને ત્યાં વલાઉછું. મ્હારી કુદ્દષ્ટીની ક્ષમા કર ને તું આવી તેવી સત્યભરી ત્હારે મથકે જા. તું આનંદ પામજે, ને ત્હારી શ્યલતામાં મર્ણ લગી મજબુત રહેજે. અરે મ્હારા જેવા પાપીની ત્હારા શ્યલને ઝાંખ લગાડનારી દ્દષ્ટી ફુટજો!" એમ કહી સત્યવંતીને પગે પડયો ને ઘણીજ મરયાદા ને લાજથી તેને જેવી આવી તેવી શ્યલવૃત પાછી રવાના કર્યા પછે પોતે દ્વાર ખુલ્લાં રાખી માહે આવતાંજ પોતાનો સર્વે સરસામન ને દોલત અનાથોની દાદ લેવા સંબંધી વ્યવસ્તા કરવામાને ખર્ચ કરવામાં આપી દીધી. ને તે માટે અર્જ પત્ર સરકાર જોગો લખ્યાપછે ત્યાંને ત્યાંજ બે કલમ ઘડેલાં બરૂઓ બન્ને હાથમાં લઇ આંખ્યોમાં ભોકી દઇ તે ફોડી નાખીજ કે 'ફરીને એવું તે કાળું કર્મ મનમાં ઉપજાવવાને સાધણ થાય નહીં.' પછે તરત ત્યાંથી માત્ર લંગોટી ભર બાહેર નીસરી પડયો. આ વાણીયો પાછલથી આત્મજ્ઞાન પામી મ્હાન કવી સુરદાસજી થયો અને ભવનું તારણ પામ્યો.

---

## ૨૭૧—પતીવર્તા સ્ત્રી ને બદનજર ભરથાર.

એક પતીવર્તા સ્ત્રીનો ભરથાર, જે પણ સુંદર સ્ત્રી જોય કે તેને નેનચાલાથી પોતાની બુરી ઇચ્છા જણાવે. એથી તે ઘણોજ અલખામણો થયલો તથા શેહેરમાં હરઘુત બનેલો પણ તેની સ્ત્રી તો પતીવર્તા, તેથી પોતાના પતીને પોતાના જીવનનો લાડ ને ગળાનો હાર માને ને ઘણી ઘણી રીતે સમજાવી તેની કુચાલનો બોધ દીયે:—

નેન બાન સમાલો પીયા, પર ઘર સ્નેહ ન કિજિયે,
જીન બુંદસે માણુક ઉપજે, સો પર ઘર કયું દિજિયે?
જાત જળે તોલ ઘટે, જુગ જુગ બદનામી લિજિયે;
સત હાર કલંક હોર કે, કયું બાત બુરાઇ રિજિયે?

---

## ૨૭૨—ખોદાનું નુર સઘલી સૃષ્ટીમાં છે?

એક ભગત ઘણીજ મસ્તાનીથી આ પૃથ્વીના માનવી અવતારને આકાસની પૃથ્વીના ફીરેસ્તા અવતાર કરતાં પણ જાદા ઉમદા ને ભાગ્યશાલી સમજતો હતો ને હરદમ એ તકરારમાં મચ્યો રેહતો હતો. આ ભગત ફરતો ફરતો ચંદ્રગુપ્તના રાજ્યમાં આવ્યો ત્યાં આ તકરાર ઉપર સભા મલી. વાત તો ખુબ બેહકી પણ ચંદ્રગુપ્તનો મોટો પ્રધાણ ચાણાક્ય બોલ્યો. તમારી તકરાર ખરી છે પણ ફરક માત્ર આ છે:—

'ખુની ને નીચ દીલમાં ખુદાનું નુર હસ્તી ધરાવતું નથી.' પ્રપંચી દુન્યાના દરેક અવતારને કાંઇ ને કાંઈ પોતાની મતલબ વલગેલી છે અને વેર તો સઘલી સૃષ્ટીનો કાબુ ધરાવે છે, માટે ભગતજી તમારા મત ઉપરનો ઉઠાવ લેશ પણ નીભાવ કરી શકનાર નથી. બાકી તમારી તકરાર સત્ય ઉપર રચાઇ છે અને આજ કાલનો યુગ કાંઇ સત્યનો નથી કે તમારી જીત કહેવાય. ભગત જાંખો પડયો.

---

## ૨૭૩—કીનાની અગ્ની ધરાવનારી સ્ત્રી.

શીકનદર ઇરાન જીતી પરસીપોલીસના મોટા મેહેલમાં મીજલસ સમારી બેઠો. ત્યાં રંગરાગ ને શરાબનો દોર જબરો ચાલ્યો. ખાણું પણ તેવુંજ પાદશાહી. આ મીજલસમાં ઠૈસ નામની સ્ત્રી પણ હતી. તેના ભાઇ ને બેટા ઇરાનીઓ સાથની આગલી લડાઇમા કપાઇ ગયાનું વેર તેના દીલને રૂંવેરૂંવે પસરેલું હતું. તેની વર્ષો થયાં એજ ઉમેદ કે જેમ આથેન્સ બાલ્યું તેમ એક વખત પરસીપોલીસ બાલી નખાવું: એ ખુન દીલમાં ભરાયલું, અને સમો પણ તેવો ફળ્યો. થોડાંજ વર્ષોમાં શીકનદર યુનાનથી ઇરાન ઉપર ચઢાઇ લઇ આવી ફતેહમંદ ઉતર્યો. અને આજે તે પરસીપોલીસના મોટા મોહલમાં ધુમ શરાબ પી છાકટો થઇ ગયલો તથા તેના ઘણા ખરા સઘળા બાહાદુર સરદારો પણ પીધેલા ને વગર સમજના થઇ ગયલા. ત્યાં ઠૈસે પોતાની હવાઇ ધારણા સાબુત ઉતર્યાનો મામલો જોયો. તે નાચી. ગાયન ગાયું. તે શીકનદરના ખોલે બેઠી. અફસ્યનને ગલે વલગી

એકને પ્રેમ, એકને હાસ્ય, એકને નેન, એકને સલામ, એકને હાથ, એકને ગરદન, એમ અનેક સ્ત્રી પ્રેમના નખ્રાં કરતાં અંતે શીકનદરને વશ કર્યો. શીકનદરે ઠૈસને જે માંગે તે બક્ષવાને તેના કોમલ હાથ ઉપર હાથ માર્યો અને ઠૈસે મોહ કુમલાવી ઉમેદ ચાહી: 'અરે ઝરકસીસે આથેન્સ બાલી નાખ્યું હતું તો મોટો શીકનદર પરસીપોલીસ બાલી તેનો કીનો જેહાનમાં રોશન કરે તો કેમ?' અરે આ શખુન તો બોલ્યાને પલ ગુજરે છે તેટલા તો શીકનદરે મસાલ પકડી ને ઇરાનના મોટા મેહેલની સીલીંગ સલગાવી, તે પાછલ તેના સરદારોએ સઘલાં બારી બારણા ને થામલાં, તે પાછલ ચોગાનમાં મીજલસ સમારી બેઠેલાં લશકરે મશાલો લઇ ચોગરદમ શેહેરને આગ ફેલાવી. એક વેશ્યા યુનાન્યનનો કીનો કેવો આબાદ ઉતરયો કે જ્યારે સીકનદરની દારૂની ખુમારી ફકત અરધી ઉતરી રહી ત્યારે તો પરસીપોલીસ સઘળું બળી ખાક થયું હતું.

---

## ૨૭૪—મુર્ખ મીત્રની મીત્રાઇ.

શાહાનશાહ અકબરે એક સમય કવી ગંગને પ્રશ્ન કરયો 'ગંગ તું ફઝુખાન સાથ તકરારમાં ચુપ થઇ જાયછે તેનો શો સબબ?' ગંગ બોલ્યો 'ગરીબનવાજ સાંભળો:—

નેના દેખા ધી ભલા, કયા મુખ ખાયા તેલ;<br>
ચતરસે જઘડા ભલા, કયા મુરખસે મેળ.<br>
મુર્ખ મીત્ર ના કીજિયે, પેંટ પેંટ મધ લેત;<br>
આગે ઠાગ બતાયકે, પીછે ગોટાં દેત.<br>
જાય સમૂદ્ર દૂબિયે, ગીરકે પરયે ધાય;<br>
મૂર્ખ મીત્ર ના કીજિયે, મરયે જા બીખ ખાય.

જે જાતે પગથી તળ્યા લગી મુર્ખ ને લબાડ તેવા શક્ષ સાથ વાદવીવાદમાં કયા જ્ઞાનથી હોમાવ્યે કે તેની કુબુદ્ધીની ઝાટકણી નીકળે? માટે સર્વેથી શ્રેષ્ઠ ઉપાય એજ કે એવા મુર્ખ સંગાત કસો સંબંધ નહીં પાડવો.

---

## ૨૭૫—એકદરેકી બલા જાણે.

" અંધા ઘર પદ્મની, કયા રૂપ દેખલાવે ?
મુર્ખ મુગા આગળે, કયા ગ્યાન સંભળાવે ?
કયા ગાદરકે લશકર મસ કોટ જીતાવે ?"

એક વખત રાજા બીર્બલને સાથ લઇ શાહાનશાહ અકબર રાત્રે આગ્રા નગરની ચર્ચા જોવા મુસાફરના પોશાને નીકળ્યો છે. તે એક ઘર પાસ આવ્યો અને પોતાને મુસાફર કહી ઉતારો માંગવા લાગો. આ સાંભળી એક સુંદરી જેના રૂપસ્વરૂપમાં કસી મના નહીં તેણે આવી 'આવો ભાઇ' કહી માંહે લીધા ને તેઓ સામે કાંઇ મીઠાઇ લાવી મેલી. આ સ્ત્રીનું અજાયબ બર્ફ જેવું ઉજળું મુખ ને વાંસ જેવું સીધું શરીર જોઇ અકબર બોલ્યો 'અબળા મને ઓચંબો ઉપજ્યાનો ખુલાશો કર, નીકર હું ત્યાંથી ઉઠયો.' સ્ત્રી બોલી 'પુછો, અયોગ્ય ના હશે તો હું તુર્ત ખુલાશો કરીશ.' અકબરે પછે પુછ્યું. 'અબળા, ત્હારાં સ્વરૂપ બરાબર શાહાનશાહની રાણીઓનો સીકકો નથી અને આ રવેસ બેદરકારી ને ફુવરાઇમાં કેમ રહી છે ?' સુંદરી હસીને બોલી 'હું મ્હારૂં સ્પરૂપ કોણુને દેખાડું ? મ્હારો ખાવીંદ આંધળો છે. તેને ઘર હું પદ્મની કે સંખની સર્વે એક મુળ છે, માટે ફુવર ને બેદરકાર છું, પણ પતીવર્તાનો ધર્મ પાળું છું ને ધર્મરાજ જેવા અદલ શાહાનશાહ અકબરની રાજધાણી આગ્રામાં ઇજતથી વસુ છું.' શાહાનશાહે પોતાના મનમાં આફ્રીન કહી અને મુખે કાંઇ પણ બોલ્યા વના ત્યાંથી પોતાના વજીર રાજા બીર્બલ સાથ ઉઠી ચાલ્યો.

વળી ત્યાંથી ચાલ્યા કે એક મસ મકાન માંહે ગરબર થતી ત્યાં પેઠા. ત્યાં સભા ભરાઇ હતી. ઘણાક મુગા ને ઘણાક મુર્ખો બન્ને ઇન્શાનોનો મેળો થયો હતો. ત્યાં એક ચશ્મેદીન વાયજ કરતો હતો. તેતો પોતાની જેટલી પણ હોશ્યારી તેટલી ભારોભાર વેરી નાખતો પણ ત્યાં કોણુને સમજ છે કે તેની ફીલસુફીની કદરે બુજાય, મુગા તો બેનસીબ ને મુર્ખાઓ તો પોતાનાજ તુમાખમાં ગર્ક. આ જોઇ અકબર રાજા બીર્બલને કાનમાં પુછવા લાગો: 'છેડો ક્યારે આવશે ?' બીર્બલે કહ્યું 'બંદેનવાજ, મુગા કે મુર્ખાઓ સામે ગ્યાનની વાત ચાલે તેનો છેડો તે કેવો ?' અકબર એ સાંભલી હસ્યો ને

ત્યાંથી ઉઠયો. આગલ ચાલ્યો તો તેનો એક સેનાપતી નવા બોધલાંઓને સીપાહીગીરીમાં દાખળ કરવાની પંચાત બાદશાહી મેદાનમાં ચલાવે છે. છેલ્લી ચીતોડની લડાઇમાં શીપાહીઓનો પુશ્કળ ઘાન નીકળી ગયાથી જબરાઓ રાજધાણી છોડી જતા રહ્યા છે અને નબળાઓ નીર્ભય થઇ રહ્યા છે, તેમાંથી નવા સીપાહી બનાવવાની પંચાત ચાલે છે. તે જોઇ શાહનશાહ બોલ્યો 'એ શું ?' બીર્બલ બોલ્યો 'એ બીચારાં બકલ્યાં,' અકબર બોલ્યો 'એને સીપાહી બનાવી શું કરવા માંગેછે?' બીર્બલ બોલ્યો 'બકલ્યાંઓનું લશકર કરી ચીતોડનો કીલ્લો લેવા માંગેછે!' શાહાનશાહ પોતાના વજીર બીર્બલનો હાજર જવાબ સાભળી ખુબ હસ્યો પણ તે વખ્તે તે નામદારે પોતાના સેનાધીપતીની શ્યાણના નમુના ને અકલના ભંડાર ઉપર અફશોશ કરયો.

---

## ૨૭૬—કર્મની રેખા બાબે સવાલ.

માહકવી સુરદાસજીને કોઇએ પ્રશ્ન કરયો: 'ઇશ્વરે, મનુષ્યના કર્મમાં કયારે રેખા મારી હશે?' સુરદાસજી બોલ્યા:—

જા દીન પાણીમે પીંડ બન્યોહે,
  બીચ લીખોહી લેખ તદહી સરમે;
સંપત્ત વિપત્ત ઉપજત નીપજત,
  બધે ના ઘટે એક તલહી તલમે;
સ્વદેશ ફીરો પ્રદેશ ફીરો,
  કયા બૈઠ રહો ચુપ અપને ઘરમે;
સુરદાસ કહે ઇતના સમજકે,
  ચીત ધરો પ્રભુકે ચરણે.

અર્થ—" જ્યારે ગર્ભમાં મનુષ્ય કાલબુદ બન્યું ત્યારેજ કપાલે લેખ લખાયો. સુખ, દુ:ખ, ઉપજ નીપજ તલમાં તલ જેટલા વધે કે ઘટે નહી પછે તું સ્વદેશ ફર કે પરદેશ બેડ કે ઘરમાં પડયો રેહ."

---

## ૨૭૭—રાણો કેશરીસીંહ ને તેની રાણી કેશરબા.

રાણા કેશરીસીંહની હાર થઇ, તે એક સાધારણ શક્ષ જેવી પગતી એ આવી રહ્યો. તેના મહેલ ને કોટ ભાંય બરાબર થઇ ગયા અને તે ગરીબાઇમાં ઘણો મુન્જાવા લાગ્યો. તેના નાહના બચ્ચાં કકડા રોટલા માટે તવલ તવલ થતાં, તે જોઇ રાણાની છાતી ફાટ ફાટ થઇ રહેતી. આ રોજની ભુખે મરવાની હાલત જોતાં, ને દુશ્મનોની દેહસ્તે છુપાઇ રેહતાં તેની રાણી કેશરબા કંટાલી ગઇ. તે એક વખ્ત બેઠી છે અને રાણો જંગલમાંથી પક્ષીનો શીકાર કરી લાવ્યો છે કે તે ભુંજી ખાય. તે હાલત જોતાં સ્ત્રીના કોમલ હ્રદયમાં લાહય લાગીજ, તેથી પુછવા લાગી કે: 'સરસમાં સરસ દેશ કયો હશે? જ્યાં નીર્ભય સ્થીતીમાં છૈયાં છોકરાંના સુખ ને સ્વામીના સ્નેહમાં આનંદે કાલ ગમન થાય?' રાણો બોલ્યો 'તને ખબર નથી આ દુહો?

સ્વાલ—ગોરી પૂછે ગોરકુ, કોણુ ભલેરો દેશ?
જવાબ—સંપત્ત હોય તો ઘર ભલો, નીકર ભલો પ્રદેશ.

સામ પરંતી દેખકે, ચકવી બેઠી રોય,
ચલરે ચકવા વ્હાં જૈયે, સામપરંતી ન હોય.

કેશરબા બોલી, 'હા: હા: વા: રે દુહા, ધન્ય છે તને કે ત્હારી મ્હારા સ્વામીને યાદ છતાં ત્હારી ઉપર કસો અમલ કરવાની એઓની હામ ચાલતી નથી.' આ તાણાથી કેશરીસીંહની છાતી ઉપર મસ લાદી પડયાં સમ તે ચોંકયો. બીજી પ્રભાત્તમાં તો તેણે પરદેશ ભુમી ઉપર જઇ પડાવ નાખ્યોજ. આગળ ચાલતાં ત્યાં મોટુ રાજ્ય સ્થાપ્યા સંગાત મોટી કીર્તમાન જીંદગી ગુજારી વૃદ્ધ વયે લખ્ખો પ્રજાના આશીરવાદમાં મરણ પામ્યો.

---

## ૨૭૮—મગોલ હારે નહી જંગ મચાઇ.

શાહાનશાહ અકબરને રજપૂત લડાઇઓમાં એક સમય ઘણી મોટી શેહ મળી અને તેનું હારેલું સન્ય ઘણું નાહીમત થઇ ગયું. આ નાખુશ ખબરથી શાહાનશાહ પણ દીલગીર થયલો સીંહાસને બેઠો છે અને પોતાના રાજદરબારીઓ સાથ પેલા હારેલા સરદારોના સર ઉડારી નખાવાની

જીકર ચલાવે છે; તેટલાં ત્યાં કવી ગંગ આવ્યો. તેણે જોયું કે કવીનું કામ નામર્દાને મર્દ ને નારાજને રાજી બનાવ્યાનું હોય છે. આજ મને ધન્ય ને યસ કહેવડાવવાની વારી આવીછે. તે વીચારે તુર્ત તેણે દીલાશાના વચન કહેવામાં આ કવેત ગગરાવ્યું.

તારેકે તેજમે ચંદ હારે નહીં,
 સુર હારે નહીં બાદલ છાંઇ;
રન ચઢયો રજપૂત હારે નહીં,
 કર્મ હારે નહીં બહુત લગાંઇ;
પતીવર્તાકે ટ્દ હારે નહીં,
 કટાર હારે નહીં બાજી છટકાંઇ;
કવી ગંગ કહે સુન શાહ અકબર,
 મગોલ હારે નહીં જંગ મચાંઇ.

આ કવીત સાંભળતાં શાહાનશાહના શરીરમાં નવો જોશ આવ્યો અને તેના મનને ઉપજેલી નીરાસી ને દીલગીરીના છાપ ભુસાઇ ગયા. ફરી નવી સેના ચઢી અને યશ ને જીતની ખબરથી તેના મોહ ઉપર તેજ પ્રકાસ્યું.

---

## ૨૭૯—નગુણા સાથ ભલાઈ તે ગુણી સાથ બુરાઇ કરયા બરાબર.

જંગલમાં આગ લાગી હતી, તેમાં નાગ જલતો હતો. ત્યાંથી એક ઓળ્યો મરદ ચાલી જતો હતો તે ઉપર નાગની નજર પડી. નાગે પોકાર ઉપર પોકાર મારી કાલાવાલા કરી બોલાવી કહ્યું "આગમાંથી મને બાહેર કાઢ, તુંને હું કસો ઇલજામ પોંહોંચાડનાર નથી." ઓળ્યાને દયા આવી તેથી નાગને આગમાંથી બચાવી બાહેર કાઢયો. પણ નાગે તો નીકળતાં ઓળ્યાને કહ્યું "તૈયાર થા, ત્હારૂં લોહી ચાખવાને હું તરશો થયો છું." ઓલ્યો બોળ્યો "અરે તેં મને કાકલુદીના વચન સંભળાવ્યાથી મેં તને બચાવી લીધો. તો શું તું ત્હારા બચાવનારનેજ મારે છે?" નાગ બોલ્યો "એ વાત મેલ. અમારી જાતનો ખવાસજ કે જે અમને બચાવે તેનોજ જાન લઇએ! તૈયાર થા." ઓળ્યો બોલ્યો "આપણુ ચાર જન

પાસ ઇન્સાફ કરાવ્યે. બીજાઓ જે કહે તે ખરૂં, અગર તેમાં એવું ઠરે કે મ્હારૂં લોહી ત્હારે ચાખવું તો મ્હારે કબુલ." નાગે કહ્યું "જેમ તું રાજી હોય તેમ મ્હારે પણ કબુલ."

તેઓ આગળ ચાલ્યા, એક ભેંસ મળી તે પાસ સર્વે હકીકત કહી અભીપ્રાય પુછયો. ભેંસ બોલી "આદમી જાત નગુણી છે. અરે હું જવાન હતી ત્યારે મેં મ્હારા ધણીને બચ્ચાં ને દુધથી ન્યાલ કરી નાખ્યો, હવે હું બુઢી થઇ તો મને હાંકી કાઢી છે ને કોઇ કસાઇને સોધેછે કે વેંહસવા તે વેચાતી લે! તો વળી તે નાણા પણ ગજવામાં મેળે!! ઓ નાગભાઇ તું જોયા શું કરેછે? ઇન્સાનનો તો શીતાબ નાસતો કરવો સજાવારછે. મ્હારા ધણીએ મ્હારી શું દાદ લીધી કે એના બોલવાનું વજન હોય?"

ઓળ્યાનું તો એ સાંભળી મોહ ઉતરી ગયું. વળી આગળ ચાળ્યા ને વડને છાંયડે બેઠા. વડે પુછયું "નાગભાઈ, આ ઇન્સાન સાથ તમો કેમ? તપાસજો. બહુ બુરી જાત છે." ઓળ્યાએ વડને ભાઇ બાપો કહી ઘણો પણ લાંબો ટુંકો કરી પોતાનો હેવાલ કહી સમજાવ્યો પણ વડ બોલ્યો "નાગભાઇ તરત એને મારવો લાજમ છે. એ કેવી બેવફા જાત છે કે મ્હારે છાંયે આવી બેસેછે, ખાયછે, ખેળેછ, રમત ગમત કરેછે છતાં જતી વેળા સર્વે આદમીઓ મ્હારી ઉપર મુતરી જવાને લગાર પણ લજવાતા નથી. અરે ડંખી માર રે જોયછે શું? એ નગુણી જાતની દયા તે કેવી ખાવાની?"

આગળ ચાળ્યા કે ઉંટ મળ્યું, ત્યાં ઓળ્યાએ સઘળી વીગત લંબાવી કહી ઇન્સાફ ચાહ્યો. ઉંટ બોલ્યો "નાગભાઇ, એ ઘણીજ મતલબી જાત, અરે મેં ને મ્હારી ઉંટણીએ અમારા ધણીને પાત્રીસ સફરમાં કામે લાગી લખ્ખો ખાંડી બોજો ઉપાડી મીશકીનનો માલદાર બનાવ્યો. તેણે આ મ્હારા બુઢાપાની કસી કદર જાણી નહીં ને મ્હારી ઉંટણીને હલાલ કરી ખાધી. મને પણ કાલે હલાલ કરવાનો ઇરાદો રાખેલો, પણ મેં મ્હારૂ મોત ચેટી ત્યાંથી રાતોરાત વંઝો લીધો. અરે સારી જીંદગી મેં ને મ્હારી પ્યારીએ એ બેવફા જાતની સેવા ચાકરી

કરવામાં કસી ખામી રાખી નહીં છતાં આ હમારી વળે કરી છે. એવફા ઇન્શાનની જાત, તે ઉપર દયા તે હોય? તરત ડંખી માર રે એને."

ત્રણ મળ્યા ને ન્યાય સરખો ઉતરવાથી એક છેલા ઉપર માત્ર જીવનનો આધાર રહ્યાથી ઓળ્યાએ ખુદાની બંદગી કરી ને શ્યાળ મળ્યો. તેને ઓળ્યાએ સર્વ હકીકત કહી ને ત્રણેના ઇન્સાફ પણ કહ્યા ને જાન ઉગારવાની ઇન્તેજારી ભરી ચશ્મથી તે સામે જોવા લાગો. શ્યાળે પેલા ઓળ્યાનો જાન જોખમમાં જોયો અને નાગને નીચ ચાલ ચલાવવાની અણી ઉપર ખુશાલીમાં નાચતો જોયો; તેથી તે તાલ કરી બોલ્યો "ઓ ઓળ્યા તેં નાગને આગમાંથી કેમ બચાવ્યો તે બનાવ હું મ્હારી નજરો નજર જોવું નહીં ત્યાં લગી એનો ચુકાદો હું આપી શકતો નથી."

નાગ બોલ્યો "એમાં શી મોટી બીસાત. ઓળ્યા તું જંગલનું લાકડ છર છોડુ લઇ આવી મ્હારી આસપાસ મેલી શલગાવ ને પછે જ્યારે આગ પુર જોરમાં લાગે કે જેમ મને કાઢયો હતો તેમ કાઢ કે એ જોતાં શ્યાળની ખાતરી થાય ને એ જે મત સ્વીકારે તે ઉપર અમલ થાય." શ્યાળ બોલ્યો "હા, હું જોઉં ત્યાર પછી મારૂં મત ઉચારૂં." ઓળ્યાએ નાગ આસપાસ ચેહ શલગાવી. આગ પુર જોરમાં લાગી. નાગે આગલ માફક પોતાને આગથી બચાવાના વચન કહ્યા ને ઓળ્યો દયા લાવી તેને કાઢવા જાય છે, તે જોઇ શ્યાલ બોલ્યો "ઓ ઓળ્યા, તું હવે ત્હારે માર્ગે મુગો મુગો ચાળ્યો જા. બુરાઇનો કરનાર પોતાના કર્તુકને ફેજે પોંહોંચશે ને ત્હારા જાન ઉપર આવેલી સર્વે પંચાત ટલશે." ઓળ્યાને એ સલાહ પસંદ પડી. નાગે ઘણી પણ બુમ પાડી ને ઘણા પણ અમરત વચન કહ્યા તે ઉપર બીલકુલ કાન આપ્યા નહીં. ઓળ્યો પોતાના મકાનના માર્ગે ને શ્યાલ પોતાના જંગલના માર્ગે ચાલ્યા ને નાગ પોતાના કર્તુકે ચેહમાં જલી ભસ્મ થયો.

---

## ૨૮૦—લંગડા સરસ કે કાણો?

એક લંગડો મગોલ શાહાનશાહ અવરંગઝેબનો એટલો માનીતો થઇ ગયો હતો કે જે તે કહે તે ઉપર અવરંગઝેબ ઘણોજ વીશ્વાસ લાવે. આ મગોલ સાથ એક વખ્ત શાહાનશાહ બેઠા છે તેટલાં ઘોડાનો મોટો વેપારી અબદુલ્લા આવ્યો અને શાહાનશાહ સામે દોજાનું બજાવી આરબસ્તાનથી નવા ઉમદા ઘોડા આવ્યાની વાત જણાવી. શાહાનશાહે તે ઘોડા જોવા માગ્યા તો દસ ઘણાજ ખુબસુર્ત ને જવાન ગોયા પવનની ચાલના શાહમુર્ગોજ ત્યાં આવી પવનમાં અદ્ધર નાચતા હોય એવો ખેલ થઇ રહ્યો. શાહાનશાહ તે અવલ આબદાર ઘોડા જોઇ ખુશ ખુશ થયો. તે પેલા પવન ઝડફના ઉમદા ઘોડાઓ આસપાસ ફર્યો. સઘલાને તપાસ્યા અને પછે સેજ પોતાના દોસ્ત પેલા લંગડા મગોલને તે ઘોડાઓ માટે પુછ્યું "તેં શું ધાર્યું આ અસ્પો માટે?" લંગડો મગોલ શાહાનશાહને સાંભલી બોલ્યો 'હું શું ધારૂં પણ એ સઘલા લંગડા છે! અને બોર પણ મોડે વેહેલે જાદા લંગડા થશે!' આ દોસ્તનું મત સાંભલી શાહાનશાહ તાજુબ થયો પણ પોતાને તે માનીતા ઉપર પુરતોજ વીશ્વાસ તેથી ઘોડાના વેપારીને લંગડા ઘોડા લાવવાનો ઠપકો દઇ અબદલ્લાને પેલા ઘોડાઓ સાથ શીતાબ જતું રેહવા કહ્યું. આજથી સરકારે આ ઘોડાની પર્ખ ને ખરીદી કરવાનો ઓહ્દો પેલા લંગડા મોગલને સ્વાધીન કર્યો. આ મોગલ જે પણ નવા ઘોડા આવે તેની તપાસ કરતાં તે લંગડા છે અથવા થશે એમ કહી કોઇ પણ ઘોડો ખરીદ કરે નહીં, એથી શાહાનશાહતમાં આરબસ્તાની ઘોડાના આરબ વેપારીઓના બાર વાગી ગયા. તેઓ તાજુબ થયા કે વીજલી જેવા પવન ચાલે ઉડનારા ઘોડાઓ રદ કર્યામાં એ મગોલને મતલબ શું હશે? વર્ષ લગી કોઇ ઘોડાની ખરીદી નહી થયાથી આરબ વેપારીઓએ એક તાલ રચી. એક કાણા મગોલને ઢુંડી કાઢયો અને તેને હજાર અસરફીનું ઇનામ આપવા કહી પેલા લંગડા મગોલ સાથ હરીફાઇ કરવાને શીખવ્યો: 'જ્યારે તે લંગડા કહે ત્યારે એ કાણા કહે' પછે તે સઘલા ઘોડાના વેપારીઓ શાહાનશાહને મલ્યા અને ઘણાક તોફા જનાવરો સોગાત

કર્યા; તે પણ એવાં કે જેની કીંમત થઇ શકેજ નહીં. તે જોવા શાહાનશાહ પોતાના દોસ્ત પેલા લંગડા મગોલ સાથ મેહેલના ચોગાન-માં ગયો અને ઉમદા ઘોડા જોઇ હદથીજાદા ખુશ થયો પછે પોતાના ઘોડા પર્ખીને ખરીદ કરનાર અમલદાર પેલા લંગડા મગોલનું મત માંગ્યું તો ત્યાં તેણે શીતાબ પોતાના રાબેતા પ્રમાણે ઘોડાઓ જોયા નહી જોયા કે ઉચાર્યું "લંગડા સબ લંગડા." તે સાંભલતાંજ ત્યાં પેલો કાણો મગોલ દુર ઉભેલો હતો, તે પોકારી ઉઠયો "કાણા સબ કાણા." શાહાન-શાહ આ બીજા સાદથી ચોંકયો પણ એક લંગડા ને બીજો કાણા કહે અને પોતે તો તેમાંનું કાંઇ નહીં જોતાં ઉલતો તે ઘોડા ઉપર આશક પડી ગયલો, તેથી પેલા કાણા મગોલને બોલાવ્યો ને પુછયું કે તું સા સબબથી કાણા કહે છે? કાણો મગોલ બોલ્યો "જે સબબથી પેલો લંગડો મગોલ લંગડા કહે છે તે સબબથીજ હું કાણા કહુંછું!" શાહાન શાહે લંગડા મગોલને પુછયું 'તું શા સબબથી લંગડા કહે છે?' લંગડો મગોલ બોલ્યો 'પગ તર્ફ જોવો તે લંગડા નથી?' શાહાનશાહે સઘલા ઘોડાઓના પગ તપાસ્યા તો ઘણાજ મજબુત ને સરખા તેથી ઓર તાજુબ થઇ બોલ્યો 'એવા ઓસ્તવાર પગવાલા ઘોડા તો આજ કોઇ મ્હારા આખા એસ્તેબલખાનામાં નથી!' લંગડો મગોલ બોલ્યો પણ મ્હારી ઢપે તમો જાશો તો જેવો મ્હારો પગ તેવોજ એ સઘલા ઘોડા-ઓનો દીસસે. શાહાનશાહ આ બયાનથી હસ્યો કે જ્યાં છે ત્યાં આજ લગી લંગડા ઘોડા તો એમ પર્ખાયા, પછે કાણા મગોલને પુછયું 'તું કાણા કહે છે તેનું કારણ?' તે બોલ્યો 'મ્હારી આંખ કાણી તેથી હું એક આંખ જોઇ શકુંછું. બીજી મને દીસતી નથી માટે હું કાણા કહુંછુ" એ વાત સાંભલતાં શાહાનશાહે કાણા મગોલને શાબાસી આપી અને લંગડા મગોલે આ રવેસની તકલીદી તકરારે વર્ષ લગી ઘોડાની ખરીદી કરી નહીં તેથી ખસ્યાનો પડયો ને ફરી રાબેતા પ્રમાણે ખરીદી ચાલુ કરી.

---

## ૨૮૧—વખત પ્રમાણે અવસ્થા સાર્થક.

એક શાહાનશાહ, કે જેની શમસેર ને લશકર બંને અજીત અને જેની જીતના ચોગરદમ ડંકા વાગી ચુકેલા તે બુઢાપામાં હારયો ને તેની શાહાનશાહાત દુશ્મનના દસ્તમાં જતાં તે એક કીલ્લામાં કેદ પડયો. મસ બેડીમાં ને દુશ્મનના જાલમ પંઝામાં સપડાયા પછે તેને ઘણોજ ખરાબ ખોરાક આપવામાં તથા તેની સાથ નીચ ચાલ ચલાવ્યામાં કસી બખીલાઇજ રહી નહીં. તે માટે એક વખ્ત જાનવરો ના ખાય તેવો હલકો ખોરાક ઘોડાઓના બફાતા ખોરાકવાળા વાસણમાં બાફવા મેલેલો તેટલાં એક દુબળા સગે આવી તે માહે પોતાનું મોહ ખોસ્યું તો તે માહેથી તે નીકળે નહીં એથી તે પોતાનો છુટકો કરવા મંડયો પણ છુટો થવા ઠેકાણે ઓર તે જાદા ને જાદા માંહે ફસ્તા તેનું આખું મસ્તક ને મોહ તે સાંકડા વાસણમાં ઘુસી ગયું તેથી ગભરાયલો તે વાસણ લઇ નાઠો. આ તમાસો દુરથી કેદમાં પડેલા શાહાનશાહે જોયો તેથી તે ખુબ હસ્યો. તેને હસ્તો જોઇ સીપાહીએ પુછયું. "કેમ રે તું આ રવેસની આફતમાં ગરક છતાં હસવાને સરમાતો નથી!" આ તાણો સાંભળી શાહાનશાહે પેલા હલકા આદમીને તુમાખથી ઉત્તર દીધો. "હા, હું હસું છું કે આજે સવારે તો મારાં ખોરાક પકાવવાના વાસણ ઉંચકવાને પાંચસે ઉંટ બસ હતાં નહીં પણ હમણા તો મ્હારો ખોરાક ને વાસણ ઉપાડી લઇ જવાને એક દુબળો સગ શક્તિવાન છે!"

---

## ૨૮૨—અરધું મોહ કાળું કરાવનાર તકશીરવાર.

એક તકશીરવારનું કાળું મોહ કરી શેહેર બાહેર કાઢી મેળવાનો તે શેહેરના હબસી કોટવાલે હોકમ ફરમાવ્યો. તે સાંભળી તકશીરવાર ખુશમીજાજી ને મશકરો હતો, તેણે કહ્યું 'કોટવાલ સાહેબ મારૂં આખું મોહ કાળું કરી શહેર બાહેર કાઢયામાં આવશે તો લોકો મને કોટવાલ સમજી ભુલ કરશે! માટે મારૂં અરધું મોહ કાળું કરી દેશ બાહેર કાઢવો સજાવારછે.' આ સાંભળતાં હબસી કોટવાલ હસ્યા અને તે મશકેરાની સજાને માફી બક્ષી.

---

## ૨૮૩—એ અકલ કે અકલનો દાદો ?

એક આંધલો અમાસની અંધારી રાત્રે પાણી ભરેલી ગાગર એક હાથે ને બીજે હાથે ફાનસ લઇ ચાલ્યો જતો હતો, તેને જોઇ લોકો તાજુબ થઇ પુછવા લાગા ' એ ભાઇ તું આંધલો તેને આ રોશન ચેરાગનું ફાનસ શું રસ્તો દેખાડતું હશે કે આ અંધારી રાત્રે ફાનસ લઇ નીકલ્યો છે ? ત્હારી અકલ ક્યાં ગઇ ?'

આંધલો બોલ્યો ' ભાઇઓ મ્હારી અકલ પણ જેમ છે તેમ છે અને મેં ફાનસ રાખ્યું છે તે પણ ઠીક કર્યું છે. સબબ ફાનસનો ચેરાગ મને કામ આવે નહીં તો શો મુજાકો ? પણ તમો જેવા આંધલા દીલનાઓને તો કામ લાગશે કે આ અંધારી રાત્રે મ્હારા જેવા ગરીબ આંધલાની ગાગર તમારા જેવા દીસ્તી આંખના આંધલાઓ ફોડી નાખે નહી.'

---

## ૨૮૪—મતલબ સર્યાપછીની બુદ્ધી.

એક સાધુ ભીક્ષા માંગતો તુલસીદાસને દ્વાર જઇ તુલસીદાસનોજ દુહો બોલ્યો :—

"દયા ધર્મકો મોલ હે, નર્ખ મોલ અભેમાન;
તુલસી દયા ના છાંડિયે, જબલગ ઘટમે પ્રાણ."

જો કે સાધુ આ દુહો તુલસીદાસનેજ દરવાજે બોલ્યો ને ભીક્ષા માંગતો ઉભો પણ તેને ખબર નહીં હતી કે તે તુલસીદાસજીની સામે ઉભો છે. આ દુહો જ્યારે તુલસીદાસે બનાવેલો, ત્યારે તે ઘણો અનાથ સ્થીતીમાં દ્વાર દ્વાર સીધો માંગવા જતો અને સાંભલનારના મનમાં દયાની અસર કરવા મોટેજ રચેલો, તે અર્થ સર્યો અને આજે તેની હાલત ફરી જઇ મોટા કવીમાં ખપવા લાગો ત્યારે તેણે સાધુને મોહડેથી તે સાંભળી નીચલો પ્રત્યુત્તર દઇ સાધુને પોતાને દ્વારથી હાંકી કાડયો:

" દયા ધર્મકો નાશ હે, સ્વર્ગ મોલ અભેમાન;
સાધુ દયા ના ચાહિયે, જબલગ ઘટમે પ્રાણ."

---

## ૨૮૫—"દરીન ચે શક."

એક ઠગારાએ પોતાના પોપટને 'દરીન ચે શક' એ ફારસી જબાનનો વાક્ય શીખવી એવી તરબ્યત આપી હતી કે જે પણ કોઇ પુછે તેને શીતાબ 'દરીન ચે શક'—એમાં તે શો શક—જવાબ દેતો હતો. એ રીતે કેળવેળા પોપટ સાથ તે ભરબજારમાં જઇ ઉભો ને પુકારવા લાગો. "આ મ્હારો પોપટ વેચવો છે, રે વેચવો છે." આ સાંભળતાં ત્યાં પક્ષી ખરીદદાર શોકીનોનો જમાવ થઇ ગયો, તેમાથી એક મોગલે વેચનારને તે પોપટનું દામ પુછ્યું તો તેણે એક હજાર અશરફી કહી. આ કીંમતથી તે મોગલ તાજુબ થઇ કહેવા લાગોઃ પોપટ તો મુઠીમાં સમાય તેવો ને દામ તો ખરથી ઉંચકાય તેટલું ભારી. પણ તેટળાં તેને એક વીચાર સુજ પડયો કે હું પોપટને પુછી જોઊં, તે શું કહે છે? એ વીચારે તે મગોલે પેલા પોપટને પુછયું 'ઓ તુતી મોલ રાસ્ત ગોફ્ત?'—અરે પોપટ કીંમત રાસ્ત કહી?' તેના ઉત્તરમાં પેલા પોપટે તરત 'દરીન ચે શક' જવાબ દીધો કે મોગલ સાહેબ ખુશ ખુશ થઇ ગયા અને દીલ્લીના ઉમરાવમાં ખપતા તેથી કીંમત કયાં ભારી પડે તેવી? તે શીતાબ ધણીને ચુકવી દઇ પોપટ ખરીદી લઈ ચાલ્યો. મકાં ઉપર જતાંજ જેવો જનાનખાના આગળ આવ્યો કે મગોલે પોપટને પુછયું 'ઇ જનાનખાના અસ્ત?' જનાનખાનું છે? પોપટે તરત જવાબ દીધો 'દરીન ચે શક' આ સાંભળતાં વળી મોગલ તો એવા ખુશ ખુશ થયા કે કહાની વાત નહીં. જનાનખાનામાં જઇ મોગલ સાહેબે પોતાની જન આગળ તે પોપટની ખુબ તારીફ કરી અને તેની દાનાઇ તો હદ પાર વખાણી; પછે જે પણ વાત પુછ્યામાં આવે ને મત મંગાય તેમાં આપણો નામદાર પોપટ તો 'દીરીન ચે શક' એજ જવાબ આપે, તેથી મગોલનું દીલ દલગીર થવા લાગું કે શું આ હજાર અશ્રફીના ખરીદેલા પોપટને એકજ ફારસી વાક્ય શીખવ્યો છે કે કેમ? તેથી તે મગોલે મશકરીમાં પોતાની જન માટે કહ્યું 'સેહેતાન હસ્ત' તો તેનો જવાબ તરત પેલોજ 'દરીન ચે શક' પોપટે કહ્યો અને પછે સર્વે કબીલાની ખાત્રી થઇ કે પોપટનો ધણી ઠગવીદ્યા રમ્યો છે. આ ઉપરથી પેલો મગોલ ઘણોજ નાશીપાયશ થઇ

બોલ્યો 'મેં ઘણું નાદરૂસ્ત કામ કર્યું કે ત્હારા જેવા ઠગને મદદ થયલાં પક્ષીને હજાર અશ્રફી આપી ખરીદ કર્યું' તો તેનો પણ તરત જવાબ મળ્યો, 'દરીન ચે શક' અને મગોલે કપાળ કુટયું.

---

## ૨૮૬—ઠીક હાજર જવાબી.

એક કંગાળ શક્ષ વખતના મેહેરબાન થવાથી તાલેવંત થયો અને જ્યાં જવના ફાકાના ફાકાં ત્યાં રાતો દીન ઐશ આરામ ને મોજ જોક ને તુફા પકવાન ને ઉમદા શરબતથી જીંદગીની લેહજત ચાખવા લાગો. એક પરીજાદ ઓરત સાથ શાદી કરી સંસારમાં આવ્યો અને રોજ બરોજ નવા નવા દોસ્ત આસ્નાવો સાથ મોહબત થઇને જેહાનના ચમન દરમ્યાન મોટો નસીબવાન ખપવા લાગો. તેને એક તેનો જુનો દોસ્ત મળવા ગયો તે તેની હાજરી જાણી તેના દીવાનખાનામાં ગયો અને સલામ અલેકુમ કરી ખેર આફીયત પુછતો બેઠો. તે જોઇ પેલા નવા તાલેવંતને ઝાંઝ ચઢીજ. તુંડાઇથી પોતાના પુરાના દોસ્તને કહેવા લાગો 'તું કોણ છે કે બેધરક મ્હારા દીવાનખાણે મારી હજુર લગી ચાલી આવ્યો?' પોતાના જુના દોસ્તનો દીલ બાળી ખાખ કરનારો શખુન સાંભળી પેલાએ પોતાની અકલ ખોવા બદલે ઠેકાણે રાખી જવાબ દીધો, 'અફશોશ, વાત સાંભળી તે તો રાસ્ત છે, કે તું આંધળો થઇ ગયો છે. અરે હું તો ત્યાં આવતે નહીં પણ મને ગઇ કાલે આપણી મશીદમાંથી ખબર મળી કે ત્હારો પુરાનો દોસ્ત બે આંખે અપંગ થયો છે તેને દીલાશો આપવા કેમ જતો નથી? તેથી હું તને દોસ્ત, દીલાસો આપું છું, ખુદાના હોકમ શીવાય ઝાડનું એક પાડદું હીલતું નથી, માટે તું ધીરજ રાખજે. તને દરદ તો સદનતર કોઇ જમાને દફે થાય નહીં એવું થયું છે તેથી તું જનમનો આંધળોજ રહેશે. જો કે ત્હારી હાલત ફરી ગઇ છે પણ તે દરમ્યાન મગરૂરી સામીલ થઇ ત્યારથી તેં ત્હારા બન્ને દીદા ગુમાવ્યા છે અને જુના દોસ્તોને પીછાણવાથી બેનશીબ બન્યો છે.'

---

## ૨૮૭—મુર્ખાની અક્કલ ક્યાં લગી પ્હોંચી છે!

એક મુર્ખનો ગધેડો જતો રહ્યો. તેનો ધણી હાયદાય કરે ને વળી ખુદાના શોકર પણ કરે! આ સામાસામી અજાયબી સાંભલીને એક શક્ષ તે પાસે રેહતો હતો, તે બોલ્યો, 'ભાઇ એ ત્હારો શો અફશોશ છે ને શોકર છે તે કાંઇ મને સંભળાવશે?' મુર્ખો બોલ્યો, 'ભાઇ મ્હારો ગધેડો કેઠે ગુમ થઇ ગયોછે તેનો અફશોશ કરૂંછું અને તે વગર મને પડતી અડચણ માટે બહુ હાયદાયમાં છું, પણ તેજ વખ્તે મને ખુદાના શોકર કર્યા વના ચાલતું નથી. જો હું તે ગધેડા ઉપર સ્વાર થયલો હતે તો હું પણ તે મીશાલે કેઠે ગુમ થઇ ગયો હતે તો મ્હારી જુવાન બાયડીનું શું થતે? અને મ્હારૂં બજાર કોણ લાવતે? મ્હારૂં ખેતર કોણ સમાલતે? એટલા સારૂ ગુમ થયાની હાયદાય ને હું ઠાવકો ઘર રહ્યાના શોકર કર્યા કરૂંછું!'

---

## ૨૮૮—"લોભીના કપાલે ડામ."

પ્રખ્યાત બેજન સુરતીએ ખજુરનો વેપાર કર્યો હતો, તેણે ઘણાક ખજુરના કપાઓનું લીલાઊં જાહેર કર્યું પણ લોઠીનો કાવસ થોડા દીવસનો હાંગકાંગથી પોતાની બીજી સફર કરી આવ્યો હતો. પાસ દલ્લો પણ ખુબ, તેથી બેજન તો તેને ગલે વલગી પડયો અને ઘણીક મદારત કરી બોલ્યો 'ભાઇ કાવસસા, આજ તો તડાકો છે જો તું કપુરના કપાઓનું લીલાઉં છે તેમાંથી કાંઇ ખરીદી નશીબ અજમાવે તો?' આ વાત કાવસના મનમાં ઠસી તેણે ખજુરને કપુર સમજી ખુબ ઉંચા ભાવની બીટે લીલાઉમાંથી ઉપાડયો. કપુરના તરકટે બેજન સુરતીને અછો તડાકો પડયો, પણ લોઠીના કાવસને તો એ ઠગાઇથી મોટી ખોટ ગઇ. પણ કેહ કોણુને? ના કોઇને પુછતો કે કપા શી જીનસના છે, બસ આંધળા ઘોરની માફક આંખ વીંચીને લોભનો માર્યો વધ્યોજ ચાલ્યો તો પછે તેમાં વાંક કોણનો?

---

## ૨૮૯—ખરા આશકની જાનફેશાની.

એક ફકીર એક મોટા પાદશાહની શાહજાદી ઉપર આશક પડયો, તેથી ભર દરબારમાં હાજર થઇ અદબ બજાવી, તેણે શાહજાદીની શાદીની માગણી કરી. પાદશાહ તે સાંભળી ઘણોજ ગમખાર થઇ ગયો. વજીરો પણ ખસ્યાના પડયા. અમીર ઉમરાવોના પણ મોહ જા ખા થયાં. પણ વડા વજીરે આ ફકીરને ઘણો સમજાવી તેને ન્યાલ કરવા કહયો કે એ શખુન કોઇ કાલ મુહ ઉપર લાવે નહી, મગર ફકીર એકનો બે થયો નહી. શાહજાદી મેલવવી નહી તો સર ગુમાવવું એ સરત ઉપરજ તેણે આશકી જાહેર કરી. અંતે સર્વે હાંકયા અને વજીરે શાહજાદી માટે મરઘીના ઇડાં જેવાં હજાર મોતીની માલાની માગણી કરી 'દરવીશ સાહેબ, જ્યારે તમારા શખુનને તમો મોત લગી વલગી રહેવા કહોછો તો જાવો મરઘીના ઇડાં જેવડાં એક હજાર મોતી લાવો તો તમને શાહજાદી સાથ શાદી કરાવ્યામાં આવશે." ફકીર 'એ મ્હારૂં કામ' કહી ત્યાંથી ચાલ્યો. તેણે મુદત પછે ફરી તે પાદશાહની દરગાહમાં દેખાવ દીધો અને એક હજાર મોતી, જે મરઘીના ઇડાં મીશાલના મોટાં ને ચાંદ મીશાલના આબદાર હતાં તે ત્યાં મેલી પાદશાહ ને વજીર બન્ને તર્ફ જોઇ પોકારયો 'તમારો વચન પાલો.' પાદશાહ આ અનમોલ સોગાતથી તાજુબ થયો. પોતાની શાહજાદીને ત્યાં બોલાવી વાકેફ કરી પેલાં મોતી તે સામે ધરયાં. શાહજાદી આ રવેસના પાકા આશકની શીકલ ઉપર નહી પણ મજબુત મન ઉપર ફીદા થઇ. પણ તે મોતી વિષે સવાલ કરયો કે 'કયાંથી લાવ્યો.' તો તે બોલ્યો 'મેં અલ્લાના સાચા નામ ઉપર કોલજુમના દરયાવમાં હોમાવ્યું. અગર મોતી ને શાહજાદી મલો યા તો મોત. છ મહીના લગી ડુબકીઓ મારી અને નશીબો અજમાવ્યો. જેહમત ખેંચી ને તવકોલ ધરી ને હું ફાવ્યો. અને બીજા શાહાનશાહોની હજારો નાજનીન શાહજાદીઓની મ્હારી ઉપર શાદીની તલબ છતાં, જ્યાં મ્હારા જાને અવલથી મકાન કરેલું તે ખાતર રાસ્ત ને સાબુત રહ્યો અને જે બેકદરાઇથી મને સખ્તમાં સખ્ત ને મુસકેલમાં મુશકેલ કાંમ સોફયું તેનો કીનો ધરયો નહીં.' આ હીંમત ઉપર પાદશાહ ને તેની

તમામ દરબાર શાબાસ પોકારી રહી. શાહજાદીએ તેને પોતાનો હાથ આપ્યો અને પાદશાહે પોતાને બેટાનું ફરજંદ નહીં હોયાથી તેનેજ પોતાનો વારસ નેમ્યો.

---

## ૨૯૦—"નેટીવ બીલાડી કાનસન કુનસન, બસરાઇ બીલાડી રન અવે!"

બે પ્રખ્યાત પારસી પાહવનો વિષે કેહછે કે એક વહાણુમાં આ ચોખા આસામીઓએ તેના કપટાન પાસ બસરાઇ બીલાડી જોઇ અને આજ પચાસ સાઠ વર્ષે ઉપર બસરાઇ ચીજો જોવાની તો ઉમેદવારી તેમાં આ ખુબસુરત જાનવરની તો એટલી અછત કે જવલે તે જો કોઇ મગોલ કે આરબ લાવે તો તેનું મુલ પણ તેવુંજ મોટું આવતું હતું. તેથી એ તફરાવવામાં પેલા બે પાહવનોનું ધ્યાન પેઠું. એક જન એક તાલ કહે ને બીજો બીજી. એમ ઘણુંાક દીવસ અવટયાં મારી અને આ ઉપાય કારગાહ રચ્યો. જ્યારે પણ પેલા બે નામદારો વાહાણ ઉપર જાય અને કપટાનને મલે ત્યારે હમેશાં પોતાની સાથ એક ગામઠી બીલાડાનું બચું લેતા જાય ને પેલી બસરાઇ બીલાડી સાથ રમવા મેલે. એ પ્રમાણે એક અઠવાડ્યાં લગી તાલ ચાલી. પછે એક સ્વારમાં વાહાણુમાં પેલા બે પાહવનો બજાર આપી ગયા પછે કપટાન જોયછે તો પોતાનું વાહલું જનાવર મલે નહીં, તેથી કપટાને બીજી વખ્તે પેલા બે પારસીઓને આવેલા જોઇ બસરાઇ બીલાડી વિષે પુછ્યું તો તેઓએ શું એક ધરતીકંપની ખબર સાંભળી હોય તેમ અચરતી સાથ ખ્યાલ કરતાં કેવીક ઓચીંતી યાદ આવી હોય તેમ ડોલ ઘાલી જવાબમાં બોલ્યા "એસ, એસ, કેપટન! નેટીવ બીલાડી કાનસન કુનસન બસરાઇ બીલાડી રન અવે! માસ્તર સી." આ પેલા પાહવન પારસીઓનો ઓરંગો સાંભલી કપટાનનો હસતાં હસતાં ચેહરો લાલ લાલ થઇ ગયો અને એ ગત રમી પેલા નામદારોએ બસરાઇ બીલાડીને શેહેરમાં સારેભાવે વેચી દઇ નફો ગાંઠે બાંધ્યો.

---

## ૨૯૧—ભેદમાં અકલ ને અકલમાં ભેદ.

બહારના દીંગામમાં શાહાનશાહ અકબર પોતાના અમીરો સાથ આગ્રાના મોટા મહેલના બાગની સેલ મારતો હતો તેવામાં એકાએક તેની નેધા ગુલલાલાના કાળા ડાઘ ઉપર ગઇ કે શીતાબ આ ફારસી મીસરો તેની જબાન ઉપર મગજે ખેંચ્યો.

'લાલા દર સીના દાગ ચુ દારદ ?'

અર્થ—ગુલાલાલા પોતાની છાતી ઉપર દાગ કેમ રાખે છે ?

આ સાંભલતાં ત્યાં તે જમાનાના સાહેરોમાં વખણાયલો અમીર ખુશરો હાજર હોયાથી બોલ્યો 'ખુદાવંદ :

'ઉમર કોતા ગમ ફઝું દારદ.'

અર્થ—ઉમર ટુકી ને ગમ બેશુમાર છે.

આ જવાબનો મીસરો સાંભલતાં ત્યાં રાજાબીર્બલ હાજર હતો તે ખરરરર કરતો હસી પડયો. અકબરે તે તર્ફ જોઇ ગુસ્સો કર્યાના ડોલથી કહ્યું 'કેમ હસ્યો ?' બીર્બલ બોલ્યો 'આલમ પરવર, બેઅદબી માફ ચાહુંછું કે ખુશરો રાસ્ત નથી. રાસ્ત મીસરો તો આ :—

'સબઝ શાખે બઝેર કું દારદ'

અર્થ—લીલી ડાળની છુપી નીશાન નીચે રાખી છે.

શાહાનશાહ અકબર રાજા બીર્બલનો તર્ક સાંભળી તાજુબ રહ્યોજ ને તેની અકલમાં ભેદ જોઇ ઘણોજ ખુશ થયો.

---

## ૨૯૨—અકલનો ઉમદા નમુનો.

એક દીવસ એક કાયચ્છ પોતાના રામચેરાને ખુબ ઠડેરો કરીને રજા માંગવા આવેલો જોઇ પુછવા લાગો : 'રામચેરા આજ કયા હે ?'

**રામચેરા**—આજ યાત્રા હે.

**કાયચ્છ**—કીસકી યાત્રા ?

**રામચેરા**—કીસન સ્વામીકે મંદીરકી

**કાયચ્છ**—(પોતાના નોકરને આજ હોશ્યારીના ચીન્હ દેખાડતો જોઇ) કીસનસ્વામી કોન હે ?

**રામચેરા**—કીસન સ્વામી એ અપને રસૈયા !
**કાયચ્છ**—(મોહ જોતોજ રહ્યા પણ બેખબરીમાં) આગે ?
**રામચેરા**—'આગે આગે ગુરૂ જાગે'
**કાયચ્છ**—(એ બકેછ શું એ વીચારે) પીછે ?
**રામચેરા**—પીછે પુછડા.

આ જવાબ સાંભળતાં કાયચ્છનો હસ્તાં હસ્તાં દમ જવા લાગો અને રામચેરા પોતાના શેઠને એ હાલતમાં જોઇ સમજ્યો કે ગાંડો થઇ ગયો છે માટે જો લગાર ઠોભ્યો તો, નાહકમાં યાત્રા જોવામાંથી જતો રહેશે, તેથી ઇશ્વરનું નામ લઇ ત્યાંથી નીસરી ચાલ્યો.

---

## ૨૯૩—હજી પણ શોકર.

બે ઇરાની ફીલસુફો એક ખડકની કોરે બેઠા બેઠા ત્સાંના મોજાની લહેર મારતા દર્યાવને જોઇ ખુદરતની બલીઆરીનો આનંદ લે છે. તેટલાં એક મસ મોજામાં કોઇ આદમીની ખોપરી કુડતી નાચતી ને તરતી જતી દેખાઇ. તે જોઇ એકે ખુદાના શોકર કર્યા ને કહ્યું. 'એ પણ હાલત ગનીમત છે.' તે સાંભળી બીજો બોલ્યો, 'ભાઇ તું શું શોકર કરે છે ને હાલત ગનીમત કહે છે? હવે એ ખોપરીનું બીજું શું વધારે નખોદ જશે?' તેટલાંજ તે ખોપરી ફરી મોજા ઉપર આવી, તે છેક દુર ઘસડાઇ જઇ ખડકના કીનારા સાથ જોરથી ઝીકાઇ પટકાઇ કરચ કરચ થઇ ગઇ. તે જોઇ પેલો પ્રથમનો બોલ્યો 'બીરાદર જોયું આ? હવે તને મ્હારા અવલ શોકર ને હાલત ગનીમત કહ્યાના ભેદની ખબર પડી? તે વખતે તો ખોપરી દર્યાવના મોજામાં લાડ કરતી કરતી કુડતી નાચતી નાસોગોસો રમતી હોય તેમ ઠીક સ્થીતીમાં આખી હતી પણ હાલ તો તેની હસ્તી નાબુદ થઇ ગઇ. તે આખી હાલતમાંથી કરચે કરચ થઇ ગઇ અને તેના સુક્ષ્મો કયાંના કયાં ઠેકાણે લાગી ગયાં ! હા: હા: ખુદા એક પોતેજ આ જેહાનના એવા અજાયબ સાર ને સેવટનો સમજનાર ને માહીતગાર છે.

---

## ૨૯૪—સખાવત ક્યાં ક્યાં પોતાનો રોબ દેખાડે છે.

એક ઇરાની લુટારાએ એક વખ્તે એક આરબ મુસાફરને પકડયો અને શીતાબ જે પણુ તેની પાસ પુંજી હોય તે કાઢી આપવાને હોકમ કરયો; પણ આરબ પાસ તો ફુટી બદામે નહીં, અને તેની તેવી કંગાલ હાલત સંબંધી પેલા લુટારાની ખાત્રી થઇ ત્યારે તાજુબ થઇ પુછયું વગર દામે તું મુસાફરી કરી શકે છે એ નવાઇ નથી? આરબ બોલ્યો 'મુરબી, હું કર્જમાં ગર્ક છું અને જે વખ્ત જાય તે વખ્તમાં કર્જદારો મને પકડી ગુલામીમાં લેવાના છે તે જાણ્યાથી મેં મ્હારૂં વતન છોડયું છે ને ફકીરી હાલતે પર વતન રઝલું છું' આ હકીકત સાંભળતાં પેલા પીંડારાના દીલમાં દયા છુટી. તેણે પુછયું 'આરબ તને કેટલું કર્જ છે?' આરબ બોલ્યો '૭૦૦ કરોની.' પીંડારો બોલ્યો 'તું આજ સાંજના સામેના કીલ્લાના દરવાજા પાસ આવજે.' આરબ 'બેહતર ખુબ' કહી ચાલતે થયો. તે સાંજે આરબ પેલા લુટારાના કહ્યા માફક કીલ્લાના દરવાજે જઇ ઉભો કે સેજવારમાં તે દરવાજો ખુલી ગયો. માહેથી પેલો પીંડારો બાહેર આવ્યો. તેણે પેલા આરબને ૭૫૦ કરોની આપી! 'તું વતનજઈ ત્હારા માગનારાઓનું પટાવ ને ત્હારા બચાં કબીલામાં રહી સુખ ભોગવ' એ સલાહ કહી પેલો લુટારો ત્યાથી શીતાબ દરવાજો લગાવી ગુમ થઇ ગયો.

---

## ૨૯૫—દાસી ને જેહાંપેહેલવાન રૂસ્તમ.

કંઈ છેક જુના જમાનાથી એવી કથા ચાલતી આવીછે કે જેહાં પેહેલવાન રૂસ્તમે પોતાના બેટા નામદાર શેરાબને દગો રમી પોતાને હાથે ખંઝર ભોકી મારી નાખ્યા પછે તે એટલો તો પોતાના બેટાના ગમમાં ગરક ગયો કે તેણે જેહાન અકારી કરી અને સઘળી પાદશાહતની ખટપટ, પેહેલવાનગીરી ને નામદારી ઉપર પુરો મેલ્યો. અને શેહેરં ને વસ્તી તરક કરી બ્યાબાન જંગલમાં પોતાના બેટાનું હાડપીંઝર ગલામાં પેઢી દીવાના મીશાલે ભટકે, રજલે, રડે, તવલે ને પાહાડના પેટાં લરજે એવા માહેતમના મસ પોકારો મારે. એતેફાક એવો બન્યો કે તે આ દીવાની

હાલતમાં એક નદી કીનારે જઇ લાગો; જ્યાં એક દોસી પોતાનો પગ લપસી ગયાથી ગાગર સાથ પડી હતી ને ગાગર ભાંગી ગયાનો વીલાપ ઉપર વીલાપ કરતી હતી. આ બનાવે જેહાંપેહેલવાનની પેલી રડતી દોસી ઉપર દયા ઉસકેરાઇ, તેથી બોલ્યો 'દોસી, નાહકનો વીલાપ કરવામાં સો અર્થ? તું સવારથી રાત ને રાતથી સવાર લગી ગાગર ફુટી ફુરજા થયાનો વીલાપ કરતી બેસી રહે તોય શું ગાગર સમી થનાર?' દોસી બોલી 'ત્યારે તું કેમ આ ત્હારા બેટાના હાડનો હડ્ડો ગલે ઓલવી જંગલ બ્યાબાનમાં માહેતમ ને જારી કરતો ભટકયા કરેછે? શું એ મીશાલની માહેતમ ને જારીથી શું ત્હારા જવાન બેટા પેહેલવાન શોરાબને જીવતો કરી શકસે?' આ તાણાથી જેહાંપહેલવાનની સુદ્ધ ઠેકાણે આવી. શોરાબનું હાડપીંઝર એક દુખ્મ બનાવી ત્યાં મેલવાની ક્રીયા કરી પોતે ફરી શેહેરમાં આવ્યો. શાહાનશાહાતની જેહાંપેહેલવાની લીધી અને ફરી નામદારી ને આલ ઓલાદને આબાદ ને દુશ્મનના સર બરબાદ કરનાર બન્યો.

---

## ૨૯૬—તું પોતાને જીતશે તો ભવ તરશે.

મોટા પીટરે પોતાની કારકીર્દીમાં એવો ધારો કાઢયો કે કોઇ પણ અમીર ઉમરાવ પોતાના ગુલામને મારે અથવા કોઇ પણ કારણે તેની ઉપર જુલમ ગુજારે તો તેને ગાંડો સમજવો અને તેની દેખરેખ ને ચોકાસી રાખવા માટે એક ટ્રસ્ટી ઠેડવવો. પણ એજ ધારા બાંધનાર ઝારે કોઇ કારણ સર ગુસ્સામાં આવી જઇ પોતાનાજ માલીને એક એવો મુક્કો લગાવ્યો કે તેથી તે કાયલી પડી થોડાક વખ્તમાં મર્ણ પામ્યો. આ મોતની જ્યારે મોટા પીટરને ખબર પડી ત્યારે તે પોતાની આંખમાં આશું લાવી આ બોલ્યો:—"મેં બીજાં રાજ્ય ને પ્રજા ઉપર જીત મેળવી છે, મ્હારી ખલકને સુધારવાને ફાવ્યો છું, પણ અફસોસ! હું પોતાનેજ હજી લગી જીતવા કે સુધારવામાં ફાવ્યો નથી."

---

## ૨૯૭—પૃથૂરાજની બાન વીદ્યા.

હીંદુસ્તાનમાં ગુલામી વંશની પાદશાહતનો પાયો નાખનાર કુતુબુદીને જ્યારે રજપૂતોના મોટા છત્રપતી માહારાજા પૃથૂરાજને જીતી બંદવો કરી લીધો અને તે ઉપર સખ્તમાં સખ્ત ચોકી પેહેરો રાખી તે સાથ ઘણીજ જુલમી ને અયોગ્ય વર્તણુક ચલાવ્યામાં બાકી રાખી નહીં, ત્યારે વીરરસ કવીઓના મોટા પીતા ચંદ બારોટે વૈરાગીનો વેસ લીધો અને પાદશાહની રાજધાણીમાં એક વીચીત્ર તાલ રચીને તે સાથ મેલાપ કરવાને સામર્થ થયો. અંતે માહારાજા ને માહ કવી બન્ને મલયા. ત્યાં ઉટલાઇ ગયલા પ્રાલબ્ધના પાસા અજમાવા ને તે માહે ફાવી છુટી જવા કીંવા મર્ણ પામવાનો પક્કો નીમ લીધો. અંતે આ તાલ પ્રમાણે પાદશાહ કુતુબુદીનની દરબારમાં કવી ચંદ બારોટ હાજર થયો. ત્યાં તેણે પોતાના કેદી માહારાજાને દુશ્મનની બેડીની સાંકલથી છુટા કરવા ઘણી ઘણી યુક્તીઓ લડાવી પણ દયા કે મોટાઇનો માહીમા જોવાની આશા વ્યર્થ. અંતે તે યુક્તીબાજ વીરશ્વી ચંદ બારોટ બોલ્યો, પણ પાદશાહને ક્યાં ખબર છે કે આ પૃથ્વી ઉપર બાનવીદ્યામાં માહારાજા પૃથૂરાજ જેવો કોઇ નીપુણ નથી ને એ કલ્લા ઉપરજ સાબુત બાન લગાવે તેવો બાનાવળી છે. પૃથૂરાજને પકડ્યા પછે તત્કાલ કુતુબુદીને તાટવેલા લોખંડના સલ્યા તેની આંખ્યોમાં ખોસી દઇ આંધલો કરી નાખ્યો હતો છતાં તે શું કહેલા તફાવત ઉપરની નીસાન રામબાન વીંધશે ? એ ઓચંબાએ કુતુબુદીને મસ દરબાર ભરી. ત્યાં ધનુરવીદ્યા જોવાની આલમની પણ તેવીજ ગીરદી થઇ રહી. સેંકડો શુરવીર ને તલવારબાજો આવી ત્યાં તમાશો જોવા ઉભા અને પછે હોકમ થતાં મુસલમીન સરદારો દસ મન ભારે સાંકલથી સીકડેલા પૃથૂરાજને ત્યાં ચાબકનો માર મારી ચલાવી લાવ્યા. એક સીંહ છેડાય તેવો તે રજપુત યુદ્ધા પૃથૂ થતાં વાર ના લાગે પણ ચંદ તેને ઇસારે લગાર ધીરો થવા જણાવે તેથીજ આ આર્ય પેહેલવાન શું નુ શું કરી નાખતો ઠોભ્યો હતો. અંતે સર્વે સાધણુ નકી થયાં. પાદશાહ તખ્ત ઉપર ઠરી બેઠો. દરબાર યોગ્યતા પ્રમાણે ચેનમાં બેઠી. લખો ખલક ત્યાં ફાવતી જગોએ બાન-

વીદ્યાની બલીહારી જોવા ઉભી. આગલથી નીશાન કર્યા પ્રમાણે એક ટકોરો વાગે ને ચંદે પાદશાહ ક્યાં, કેમ ને કેવી ઢપે તે વર્ણન કર્યું. જો કે તેને તો બીજીજ બાજુનું વર્ણન કરવાની વાત નકી થયલી. આ સાંભળી પૃથુરાજે તર્ત ચંદે આપેલી ધનુષ્ય ધરી બાન ખોસ્યો અને વીજલી પડ્યા સમ સપાટાએ સાંકલે સીકડાયલા હાથે ધનુષ્ય ખેંચી પાદશાહ કુતુબુદીન ઉપર બાન એવો આબાદ લગાવ્યો કે તેની બન્ને આંખ્યો સીવાઇ જઇને કપાલમાં પેઠો કે પાદશાહ હાય હાય એવા લઠડતા બોલવા સાથ તખ્ત ઉપરથી જ્યાં છેક હેઠો પૃથુરાજ ઉભો છે તેના પગ પાસ જઇ મુરડું થઇ પડયો! પુછવું શું! હજારો શુરવીર મુસલમીનોની શમશેર ઝટ નીકળી. પૃથુ ને ચંદની રોમ રોમ કરચી થવાને વીલંબ તે કાંઇ હોય? પણ તે બનાવ બને તે આગલ ચંદે પૃથુનું સર ઉડાવી દીધું ને તે પછે પોતે તેની પાસ પોતાનું મસતક કાપતોજ બેજાન થઇ પડયો!

---

## ૨૯૮—અલંકારનું કોફ્રાન.

ખુની અલાઉદીનની દરબારમાં પશ્ચમ ગુજરાતનો એક શૂરો હીંદુ સરદાર કાંઇ સબબસર હાજર થયો હતો. તેને જોઇ તે પાદશાહે પુછયું "તું ક્યાંનો? ત્હારી શી પેદાશ?" તે સાંભળી તે શૂરવીર સરદારે ભ્રાંતી મર્મ અલંકારમાં જવાબ દીધો "હું તે જગા ને પેદાયશનો છું કે જ્યાં લીંબડી છે, ગુંદી છે, કોઠ છે, કારેલી છે, તાડા છે, પીંપલી છે, પીંપલાં છે, બાવલી વગેરે નાનાઃપ્રકારના ભુતડાં છે. આ સર્વેને સમાલવા સારૂં વીર વૈતાલ નામે માલી ત્યાં વસે છે." ખુની અલાઉદીન તો તેને સાંભળી હસવા લાગો કે એટલી જાગીર ને ખેતરાંના ધણી તો તેના ચરવાદારો છે, પણ આ તેની ભુલ તેની દરબારના બેઠેલા મોલવીએ ભાંજી "જેહાંપનાહ એ ઇશારા કંઇ ખેતરાં કે જાગીર માટે નહીં પણ ફલદ્રુપ ગુજરાત દેશના ચોકસ ભાગ માટે છે. અને આ હાં હાજર થયલો સરદાર કોઇ માહાન રાજા છે."

---

## ૨૯૯—શોરથ રાગણીનો મહીમા.

એક વખત રાજા વીક્રમાજીત ને વીર વૈતાલ બન્ને ખુશ મીજાજમાં બેઠાં છે, ત્યાં એક બ્રહ્મ દેશની નાયકા ગાતી અને આવભાવની કળામાં કસી મના રાખતી નહીં, તે અચરજ જોઇ વીર વૈતાલે રાજા વીક્રમને પુછ્યું, આ કેવી રાગણી છે કે મને તે સાંભળતાં પય સાગરમાં લોટતો હોવું એવો ભાવાર્થ ઉપજે છે.'—વીક્રમાજીતે નાયકાને પુછ્યું 'એ રાગણુ આ શો રાગણી છે કે મનને મધ છકયું કરી નાખે છે?' નાયકા બોલી 'માહરાજ આ સોરથ રાગણી છે, જેની મીઠાસ મોહીનીના નેન કરતાં વધુ છે અને ચંદ્રમાંનું શરદ લહેર ઉપજાવતું તેજ એની આનંદમય કરતી શીતળતા પાસ કુછ બીસાત નથી. કહેવત ચાલુ છે:—

"શોરથ મીઠી રાગણી, રન મીઠી તલવાર,
હૃદય મીઠી લાગણી, ધન મીઠો સંસાર."

**અર્થ**—રાગણીમાં મીઠી શૌરથ, રનમાં મીથી તલવાર
જીગરમાં મીઠી લાગણી, સંસારમાં મીઠો પૈસો.

---

## ૩૦૦—'પીછેસે ચલ આતી હે.'

શાહાનશાહ અકબરે એક વખત રાજા બીબૈલની મજાક કરવા માટે ખાસ ખીદમતગારને સીખવી રાખેલો કે સ્વારી નીકળતી વખ્ત હું અને મ્હારા બીજા સર્વે સરદારો હાથી ઉપર બેસ્યે ને સવારી આગળ ચાલવા માંડે કે ત્હારે બીબૈલને ધક્કો મારી માથા ઉપરની પાઘડી પાડી નાખવી. આ સીખવણી પ્રમાણેના ફાવતા વખતે લાગ લઇ પાદશાહી રક્ષક સવારે ઠીક બજાવી. બીબૈલે આ બનાવ પોતા ઉપર ગુજસ્યામાં શાહાનશાહની સામેલગીરી ધારીજ, તેથી તે પલેજ રાજા બીબૈલે શાહાનશાહ અકબરની તાજદાર કોલાહ ધકો લગાવી પાડી નાખી! શાહાનશાહે આ બનાવથી ગભરાઇ જઇ બીબૈલને ઠપકાથી કહ્યું 'હેમક એ કયા? કુછ અક્કલ નહીં હે?' બીબૈલે ખુબ સર નમાવી જવાબ દીધો 'જેહાંપનાહ, 'પીછેસે ચલ આતી હે.'

---

## ૩૦૧.—ઇસપની બુદ્ધી—૧.

એક વખત પ્રીનસ જાનઠસે 'પીકનીટ પારટી' આપી, તેમાં મોહોલથી સામન ઉઘાડી લઇ જવામાં ઇસપે બીજા ચાકરોને અરજ કરી કે મને હલકો બોજો ઉપાડી લેવા દેજો. હમેસાં ઇસપ સંઘા નોકરો ઉપર દયા ને મેહેરબાનીથી ચાલતો હતો તેથી તેઓએ તેને તેની મરજી માફક ખાનાના સામનમાંથી હલકો ભાર ઉચકવા દેવાની તેની અરજ ઘણી ખુશીથી કબુલ રાખી. હવે તે સામણ ઉપાડી જવાનો વખત થયો ત્યારે ઇસપ આવ્યો. તેને ચાકરોએ કહ્યું, કે આ સઘલા સર સામાનના સરખે સરખા ભાગ કર્યા છે. આ પાઉંના ટોપલા શીવાય સંઘા ભારમાં હલકા ને શરખા છે, ખુશી પડે તે ઉપાડી લે. ફકત પાઉંનો ટોપલોજ દરેક ભાગના ભાર કરતાં બેવડો ભારી હતો, પણ ઇસપ તો તરત પાઉંનોજ ટોપલો ઉઠાવી ચાલતો થયો! દરેક નોકર હસવા લાગા કે 'જેવો એ ચેહરામાં અજાએબ છે, તેવોજ કામ કરવામાં પણ તરેહવાર છે, કે કાળાવાલા કરી હલકો બોજો ઉપાડવા માટે ઇનતે· જાર, તે સંધાના કરતાં બેવડો ભાર ઉપાડી ચાલ્યો. પાઉંનો ટોપલો કોણ ઉચકે તેની મોટી પંચાત હતી, તે એ ઉપાડી ચાલ્યો.' ઇસપને સંઘા ઠેકડી ને હસાહસ કરી રહ્યા, પણ પાછળ તે નોકરો ઘણા ચીડા- યા છે કેમકે પાઉં તો દરેક જગો બીસ્તરો થતાં ખવાઇ ઓછાં થઇ ગયાથી થોડાજ વારમાં ઇસપ તો ખાલી ટોપલા સાથ નોકરોમાં નાચે ને કુદે ને મજો કરે; પણ બીજાઓનો ભાર તો જેટલો હતો તેટલોજ રેહતો; કેમકે પાઉં શીવાય બીજી કોઇ ચીજ એવી નહીં કે તે ઓછી થઇ ભાગે ઉપાડેલા ભારમાં નોકરને કાંઇ સવલ પડે. આ ઉપરથી ઇસપ જે કાંઇ કરતો હતો, તે તરતના નફાના પરીણામ ઉપર લલચાઇને નહી પણ આવતા વખતમાં તેના પરીણામનો વીચાર કરીનેજ કરવાની તેની તબેહ બચપણથીજ સરૂ થઇ હતી.

---

## ૩૦૨—ઇસપની બુદ્ધી—૨.

એક વખત એનો ધણી પ્રીન્સ જાનઠસ દારૂની બાહારમાં દરયો પી જવાની શરત બક્યો, તે એમ કે, તે એક વખત દારૂની કેફમાં ચકચુર થયલો હતો, તેવામાં વાત નીકલી કે આગલા જમાનામાં કથા કાહાણીમાં છે કે પેલો દરયો પી ગયો ને પેલાએ નદી આખી ખાળી કરી, તે બને કેમ? જાનઠસ દારૂની પુર બાહારમાં બોલ્યો કે એમાં શું મોટી બીસાત છે? કેહે તો હું પોતે દરયો પી જાઊ! આ રીતે સરત રમાઇ વીટી અરસ પરસ કબુલાતમાં ફેરવાઇ. હવે એ બોલવા પ્રમાણે પ્રીન્સ નહી કરી શકે તો પોતાનું રાજપાટ, મોહોલ, ધન દોલત તમામ પેળા સામાને મળે. હવે સામો સરત મારનારો ગરીબ રાજદરબારી હોયાથી તે હારે ત્યારે જાનઠસને કાંઇ પણ ફાયદો થાય નહી. આ વખતે ઇસપ પોતાના સેઠની જનાબમાં હતો; તેથી તે આ વાતથી વાકેફ હોયાથી જ્યારે સવારના પ્રીન્સે જાગી ઉઠતાં પોતાને આંગસે બીજાની વીંટી જોઇ અહેરત થઇ પુછયું મ્હારી વીંટી કાંહાં ગઇ કે પારકી વીંટી મારી આંગળીએ છે? ત્યારે ઇસપ પાસે હતો, તે બોલ્યો કે 'હવે આપણને આ મેહેલ ને રાજપાટ સઘળું મુકી દઈ પરદેસ જવું પડશે. કેમકે તમોએ રાતના તમારા નીશાના બાહારમાં દરયો પી જવાની સરત મારી છે, એટલું હું જાણું છું, પણ કોણ સાથ તે થઇ છે તે હું જાણતો નથી. જાનઠસ ઘણોજ વીલાપ કરવા લાગો; તે પ્રીન્સને પોતાના ગુલામ ઇસપની માહ સક્તિ વીષે ખબર હોયાથી તે તેને પુછવા લાગો કે એમાંથી બચવાનો કાંઇ ઇલાજ છે? ઇસપ બોલ્યો હા. જો તમો શાહેબ મારૂં સમજી જેમ હું કહુ તેમ કરશો તો તમો જીતશો. જાનઠસ તાજુબ થઇ પુછવા લાગો કે શું આ મોટો માહસાગર હું પી જઇશ! હા. તમો દરયે કીનારે એક મોટી તેબલ મુકાવો અને તાંહાં તમો દરયા સામે મોહ કરી તે ઉપર બેસો; પણ એવી રીતે કે તમો આખો દરયો પી જવા માંગતા હો, એવા દમ સમમાંજ રેહવું. પછે જ્યારે સરત પ્રમાણે તમને પુછવામાં આવે તો તમોએ જણાવવું કે તરત ખુશી સાથ પી જાઉંછું, પણ જે પાણી

તમામ નદી નાળાં ઝરા ને પાહાડ સરોવર ઇત્યાદીમાથી દરયાવમાં વેહ છે તે ઠોબાવો. તે તેઓથી બનસે નહી અને તમો શાહેબ જીતશો. જાનઠસ આ તાલથી બેસુમાર ખુશી થઇ ગયો. તરત તેણે દરયે કીનારે તેબલ ગોઠવાવી. દરયો પીવાની તાજુબી જોવા ખલક ઉભાઇ ગઇ. રાજ દરબારીઓ માહોમાહે કેહવા લાગા કે વળી પ્રિન્સ તો પુરોજ બેવકુફ છે કે પોતે દરયો પી જશે એવુંજ માને છે. ખલક હસાહસ કરવા લાગી કે 'આ ઓચંબો થયો છે કે આખો દરયો પી જવાને જાનઠસ પીઆળું પાણી પીવા જેવું સમજે છે. ખરે હજી એની દારૂની કેફ નરમ પડી નથી, નહી તો એટલો બેવકુફ કેમ હોય?' આ ટીકા ચાલે છે; તેમાં થયલી સરત પ્રમાણે સવાલ મુકાયો અને પ્રિન્સ દરયો પી જવા મંડી જવા માંગતો હોય એવા સઘળા ડોલથી તે તઇઆર થઇ બોલ્યો 'હવે તમો નદી નાળા જે સઘળાં વેહ છે તે સંઘેથી ઠોબાવો કે હું મારાં કામે લાગી જાઉં'. સંધા આ જવાબે ચોંક્યા. પૃથ્વીના સઘળાં નદી નાળા કોણ ઠોબાવે? ખલકે પોતાના પ્રિન્સની અકલ બાબે ઉંચુ મત બાંધ્યું, શાબાસીના પોકારો પર પોકારો થઈ રહ્યા; સઘળા રાજ દરબારીઓ કે વીદ્વાનોમાં જાનઠસની દાનાઇની તારીફ થઈ, અને પેલો ગરીબ રાજદરબારી જે પણ નીરજીવ પુંજી ધરાવતો હતો તે પ્રિન્સને સ્વાધીન કરી હાર પામ્યાની નામોશીમાં ગુપચુપ ચાલ્યો ગયો.

---

## ૩૦૩—ઇસપની બુદ્ધી—૩.

એક વખતે પ્રિન્સે ખાણું કર્યું; વીદ્વાનો ને ફીલસુફોનેજ તે ખાણા ઉપર બોલાવ્યા હતા. દરવાજા ઉપર ઇસપને રાખ્યો હતો કે ખબરદાર જે કોઈ વીદ્વાનો ને ફીલસુફો હોય તેઓનેજ દીવાનખાનામા દાખલ થવા દેજે. ઇસપ પોતાના ધણીના હોકમ પ્રમાણે જ્યારે વીદ્વાનો ને ફીલસુફો આવી લાગા ત્યારે પરીક્ષા વના અંદર દાખલ કરવા ચાહતો હતો નહીં, માટે સવાલ નાખ્યો કે "કુતરાઓ શું કર્યાથી ચીરડાયછે?" સઘળા બરબરવા લાગા કે આજે પ્રિન્સે આપણુને પોતાના ગુલામ પાસે

કુતરા ખપાવ્યા! એ વીચારે આવ્યા તેવા પાછા ફરયા પણ તેઓમાના એકે જવાબ દીધો કે "કાન ને પુછડી ધરી તાણવાથી" ઇસપે તેનેજ દીવાનખાનામાં જવા દીધો. બીજે દીવસ દરબારમાં પેલા વીદ્વાનો તથા ફીલસુફોએ ઇસપની ફરયાદ કરી અને ઘણા ગુસામાં બોલ્યા કે 'તે ગુલામે અમને કુતરામાં ખપાવ્યા! પ્રિન્સ આ વીદ્વાનોના કેહવાથી ઇસપ ઉપર બહુ ગુસે થયો. જ્યારે ઇસપ મોહોલમાં આવ્યો ત્યારે ઇસપને પેલા ફીલસુફો તરફ ચલાવેલી નાલાયક ચાલ માટે ઘણો ઠપકો આપ્યો, પણ ઇસપે સાદા વાક્યમાં પ્રિન્સને કહી જણાવ્યું કે 'મેં તેમને પુછ્યું તેનો ખુલાસો એકે કરયો માટે મેં તેને દીવાનખાનામાં હોકમ પ્રમાણે દાખલ કરયો, બાકી જે લોકો પોતે વગર વીચારવે કે જાણવે નકામી બદનામી પોતાને સર લે તેમાં મારો શો વાંક? કેટલાકો એટલા તો ફુલાઇ ગયલા હોયછે કે જે વીષે સામાના મનમાં લેશ ખ્યાલ નહીં તે પોતાને સર ખેંચી લઇ સેહેલી વાતનો સેહેલાઇથી જવાબ આપવાને બદલે મનમાં આવેછે તેવી લાંબી લાંબી દમ બીડાવાની વાતો કરી પોતાનું બાકું ફુકેછે; એવી રીતની તેઓના મનની વધી ગયલી બડાઇ તરફ જોતાં તેઓ તમો મુરંબીને મનસે માહા વીદ્વાનો ને ફીલસુફો હોય પણ મારે મનસે તેઓ તે રીતના લેસ પણ ખપતા નથી.

---

## ૩૦૪—ઇસપની બુદ્ધી—૪.

એક વખત પ્રિન્સે ઇસપને હમામખાનામાં જોવા મોકળ્યો કે જા ને જોઇ આવ કે ત્યાં કેટલા માણસ છે? ઇસપ ધણીના હોકમ માફક જઇ હમાંમખાનામાં જોય શું કે દરવાજામાં વચોવચ એક પથર પડેલોછે જેથી જે કોઇ પણ જાયછે તે ઠોકરાતો જાયછે પણ કોઇ તે પથર ઉચકી બાજુએ મેળતો નથી, તેવામાં એક આવ્યો તેણે તે પથર જોતાં ઉંચકી બાજુ મેલ્યા પછે હમામખાનામાં પ્રવેશ કરયો. આ જોયા પછે ઇસપ પ્રિન્સ પાસ આવ્યો ને કેહવા લાગો કે સાહેબ એક માણસ છે. પ્રિન્સ એક માણસ જાણી હમામખાને ગયો તો તાંહાં ઘણા માણસો જોઇ

ઇસપને પુછવા વાગો કે મેં તને હમામખાને જોવા મોકળ્યો તે એવું જોઇ આવ્યો કે? ત્યાંતો એકને ઠેકાણે ઘણા માણસો છે અને હમામખાનું ચીકાર જણાયછે. ઇસપ બોલ્યો, હા સાહેબ એકજ માણસછે? પ્રીન્સ બોલ્યો "એક માણસ કેમ છે?" સાહેબ પેલો બાજુએ પથર પડેલો તમોએ જોયો? તે પથર આ દરવાજાની વચોવચ પડયો હતો, જેથી જે પણ હમામખાનામાં દાખલ થતું તે સૌ કોઈ ઠોકડ ખાઇ પડતું, પણ કોઇ તે ઉંચકી બાજુએ મુકતું નહીં, તેવામાં એક આવ્યો તેણે તે વચમાંથી ઉચકી બાજુ મેળ્યો તે એક માણસ હતું; બાકી સંધા હેવાન સીવા કોણ હોય? માટે મેં તમને તમારા 'કેટલા માણસ' પુછેલા સવાલમાં 'એક માણસ' જવાબ આપ્યો તે વાજબી નહીં હોય તો તમો મને કેહો.

---

## ૩૦૫—ખસે ખાડા પણ ના ખાસે હાડા.*

છેલ્લી યુદ્ધ જેમાં મોગલો જીત્યા ને રજપૂતો હાર્યા, તે દરમ્યાન હાડા રજપૂતોની એક ફોજ શૂરાતનથી લડી માહાન કીર્ત મેલવી ખપી હતી; તે માટે કહે છે કે ખાહી વચ્ચે આવી હતે નહીં તો કીલ્લો તો સેજેજ જીતી લઇ મોગલોની મસ સંખ્યાનો ધાન કાઢી દીધો હતે; તે હાડા લડતા લડતા ખાહીના ખાડા પાસ આવ્યા અને તેઓને બીજી લડનાર રજપુત જાતના સેનાધીપતીઓએ ઘણુંએ સમજાવ્યું કે લગાર ખમો. આપણે ત્યાં ખાહી ઉપર પુલ બાંધ્યા પછે દુશ્મનોનો દોર નરમ પાડયે, પણ હાડા કહે 'હટ રે હીજડાઓ, એ શું લવો છો? ખાઈનો ખાડો એટલી હટ પકડે કે હાડા બેસે ને પુલ બંધાય ત્યાં લગી ધીરજ પકડી રહે? અરે એ શો વીચાર! 'ખાડા ખસે પણ હાડા ના ખસે' એ કહી દરેક જન લડતો ને વ્યર્થ શૂરાતન મચાવતો મગોલોએ પ્રપંચથી રચેલી ખાહીમાં ગગરી મુવો અને પોતાની હટ ના મેળી ને ઓરપણ બીજી સઘળી રજપુત જાતને હાની પુગાડી.

---

* રજપુતની એક શુરી જાત.

## ૩૦૬—પછી?

એક જવાન પોતાના બાપના ગુરૂ પાસ પોતાની બડાઇ હાંકતો હાંકતો બોલવા લાગો, 'હું શીખી પુર્ણ થઇશ.'

ગુરૂ—પછી?

**જવાન**—યુનીવરસીટીની ડીગરી મેળવીશ.

ગુરૂ—પછી?

**જુવાન**—વેલાત જઇ સીવીલસરવંટ થઇ આવીશ.

ગુરૂ—પછી?

**જુવાન**—મોટા પગારની નોકરી મેલવીશ.

ગુરૂ—પછી?

**જુવાન**—પચીસ ત્રીસ હજાર રોકડા લાવે તેવી બાયડી કરીશ.

ગુરૂ—પછી?

**જુવાન**—ગાડી ઘોડા ને ચલે જાવે બલે જાવનો દમ મારીશ.

ગુરૂ—પછી?

**જુવાન**—મેહલમાં રહીશ ને શરકારનો માનીતો થઇશ.

ગુરૂ—પછી?

**જુવાન**—મ્હરાં છોકરાંઓને કેલવી મ્હારી મીશાલ ઓધ્ધેદાર કરીશ.

ગુરૂ—પછી?

**જુવાન**—હું મ્હારી કોમમાં ખુબ નામદાર થઇશ ને વખણાઇશ.

ગુરૂ—પછી?

**જુવાન**—પછી? મસાને બલીશ.

ગુરૂ—સર્વે મજો ને મહીમાં ને નામદારી ભોગવ્યા પછે છેડો તો એજ કે? અંત્યે જેમ એક ભીક્ષુક મસાને જલી ભસ્મ થાય, તે-મજ તું પણ જલી ભસ્મ થનાર, તો પછે ત્હારી એવી બડાઇ ને તુંડાઇના બોલવાનો તે શો સાર?

---

## ૩૦૭—ચાણાક્ય ને ચંદ્રગુપ્ત.

**ચંદ્રગુપ્ત**—અહો પ્રધાન, આ પૃથ્વી ઉપર સર્વેથી શ્રેષ્ઠ શો અવલોકન છે?

**ચાણાક્ય**—દીર્ઘદ્રષ્ટી.

**ચંદ્રગુપ્ત**—એકલી દીર્ઘદ્રષ્ટી શો અર્થ સાચવી શકે?

**ચાણાક્ય**—સર્વે સાર સાચવ્યા સંગાતે શરીર, શૂર, જીત ને યશના ઢગના ઢગ વાલે.

**ચંદ્રગુપ્ત**—તો મ્હારી રાણી અચાનક મુઇ છે. ગર્ભવંતી છે. તે ગર્ભ ક્યમ ના સાબુત હોય?

**ચાણાક્ય**—રાણીનું પેટ ચીરવામાં શો અનર્થ છે? ગર્ભને અલવલ ના આવી હશે તો તે જીવતો નીકલશે.

આ પ્રમાણે પેટ ચીરવાનું કામ પાર ઉતાર્યાથી ગર્ભમાંથી જીવતો ચંદ્ર લાજે તેવો સુંદર રાજકુમાર નીકલી પડ્યો. આ તાજુબીથી રાજા ચંદ્રગુપ્તની બુદ્ધી સ્તબ્ધ રહી, અંતે જ્યારે તેના મનને ઉપજેલ અચંબાની સેજ સાંતી થઇ ત્યારે તે બોલ્યો:—ચાણાક્ય એમાં તે દીર્ઘદ્રષ્ટી તેં શી ચલાવી?

**ચંદ્રગુપ્ત**—એ મર્મ માહે દીર્ઘદ્રષ્ટી તે આ. મેં પોતે આપને કોઇ શત્રુ વીષ દઇ મારી નાખવામાં ફાવે નહીં માટે દરરોજ ખાનામાં થોડું થોડું વીષ ભેલી ખવાડાનો માહવરો કરાવ્યો હતો, તે પ્રમાણેનું ભોજન આજ તમારી રાણીએ તમારી સાથ જમ્યાથી તાત્કાળ તેની તે ભોગ થઇ છે, તોપણ તેટલી જર્દીથી ગર્ભને અસર થઇ હશે નહીં એ જરૂર સમજાય છે. એ ખાસ વીચારે મેં આ અખતરો અજમાવ્યો તો હું ફાવ્યો. જોવો આ ચંદ્રરૂપ છોકરાના કપાલ ઉપર ઝેરનું બીંદુ છે! અંત્યે રાજાની ખાત્રી થઇ અને પોતાને શોકવ્યાપ્યા માહે ખુશી મલ્યાના વીચીત્ર બનાવે તે એટલો આનંદમાં આવ્યો કે વીષ બીંદુના ટપકાં ઉપરથી રાજકુમારનું નામ બીંદુસાર પાડ્યું.

---

## ૩૦૮—અદેખો સદા નીરાસ.

એક વખ્ત એક માછીએ પોતાની જાલમાં એક ઘણીજ રંગ બેરંગીન ને જોનારના દીલમાં હેરતમંદી ઉપજાવે તેવી મછી સપડાયલી જોઇ તુર્ત તેણે પોતાના મન સાથ વીચાર કરયો, કે 'પાદશાહને લાયક છે ત્યાં લઇ જઇ હાજર કરૂં તો પાંચ પૈસાનું મોહડું જોઇશ.' અંતે મુરાદ પ્રમાણે પાદશાહની જનાબ હાજર થઇ શકયો. મછી જોતાં પાદશાહ ઘણોજ ખુશ થયો અને શીતાબ તેનુ મુલ દસ મોહોર આપવાને હોકમ કરયો. પાદશાહનો હોકમ સાંભળી વજીર જે દાનાવ હતો તે હીમતથી બોલ્યો. એક નીર્જીવ મછી માટે દસ મોહોરની નવાજેશ, એ કાંઇજ નહી પણ ખલકની હાલહવાલી કરવાનો પાયા નાખ્યા બરાબર રાજના ખજાણાનું ઉદાઉપણું થાય છે, તોપણ પાદશાહી હોકમ તો ફરવો જોઇતો નથી તેથી એ મર્દ કે સ્ત્રી જાત છે તે પુછી જે જાત કહે તેથી ઉલટી માંગવાના બાહાણે એને ત્યાંથી હંકાલો. પાદશાહે વજીરના શખુનમાં વજુદ જોયાથી પેલા માછીને પુછયું 'એ મર્દ સ્ત્રી જાત છે?' માછી બોલ્યો 'જેહાંપનાહ, ના એ મર્દ કે સ્ત્રી પણ ખુનસા છે.' આ જવાબથી વજીર ની શીકસ્ત થઇ અને પાદશાહનો હસતાં હસતાં દમ ભરાઇ આવ્યો. અંતે આ માછીની ફતેહ માટે પાદશાહે બીજી દસ મોહોરો નવાજવાને હોકમ કરયો, જેથી દસની જગોએ વીસ મોહોરો લઇ માછી પોતાન પાદશાહના હકમાં હજારો હજાર દુવા ગુજારતો પોતાને રસ્તે ચાલ્યો. ।

---

## ૩૦૯—મર્ણ વખ્ત જીંદગીનો ઉપજતો ભય.

"ચાર પહેર ધંધે ગયે, તીન પહેર રહે સોય,
એક પહેર સાંઇ ના સમરો કયું કર છુટકા હોય?"

એક બુઢો મર્ણ પથારી ઉપર પડયો ત્યારે તેને પોતાના ભવની ગઇ ગુજરી સાંભરી "હાય હાય સર્વે જન્મારો કેવલ લોભને અર્પણ કરી સેવટ ઇશ્વરથી દુર થયો. અરે મેં ના જાણ્યું કે આ પ્રમાણે અંતે મૃત્યુવાસ છે. લખોના ઢગનાઢગ સંગ્રહ કરી મેં આ દીવસ ખા-

તર રાખ્યા શું ? અરે આઠ પહેરમાં એક પહેર પણ ઇશ્વર સંભારયો નથી તો પછે સેવટ મ્હારી શી સ્થીતી થશે? હું મ્હારા અવતારનો કયો સરવાલો દેખાડીશ? હાય હાય.' એ પ્રમાણે મોહ શોક ને કલપાંટ કરતો બુઢો પડયો છે ત્યાં તેનો પુત્ર આવ્યો. તે પોતાના બાપાની હાલત જોઇ બહુ મુઝાયો. તે પુછવા લાગો 'બાપ મૃત્યૂ નજદીક છે તો કાંઇ કહેવું છે?' મૃત્યૂ પામતો વૃદ્ધ બોલ્યો 'દીકરા, મને માત્ર આ કહેવું છે કે બનતાં લગી ગરીબ ગુરબાંની મદદે થજે. મ્હારા ગર્થનો સારો ઉપ્યોગ કરજે એટલે ભુખાને અન્ન ને નાગાને વસ્ત્ર આળવામાં સદા તૈયાર રહેજે. પૈસો હૈડે ના ધરીશ પણ પરોપકાર તું ત્હારે હૈડે ધરજે. મેં જે ના કરી ભવને વ્યર્થ ગાલ્યો તે તું સદાવર્ત ને દયા ધર્મ કરી ભવનો અર્થ સારજે ને ત્હારા પુન્યના ભાગથી મને પણ ઉગારજે." આ કહેતાં બુઢો પરલોક પધારયો ને જવાન આ લોકમાં પંકાયો. સુકર્મ ને ધર્મમાં તેણે પોતાના બાપાની અથાગ દોલતનો બહુ અછો ઉપ્યોગ કરયો, જેથી જાત પરજાત ને સર્વે નગર માહે બુઢાના પૈસાની વાખવાખ ને જવાનની બુદ્ધી હા: હા: થઇ રહી.

---

## ૩૧૦—બ્રાહ્મણ ને મનુષ્યની ખોપડી

એક કેળવાયલો ને પુરાનોમાં નીપુણ બ્રાહ્મણ સમસાનને રસ્તે ચાલ્યો જતો હતો. તેના દીઠામાં ત્યાં એક ખોપડી આવી. તે ઉપાડી તે માહેની રેખા જોઇ તો 'હજી પણ વીટશે' આ કાપો ઉકલાવ્યા પછે તે ત્યાં દરયે કીનારેના એક પથર ઉપર બેઠો પોતાના મન સાથ વીચાર કરે છે 'અરે આ જેના શરીર ઉપર હતી, તે શરીર બળી ભષ્મ થયું અને હજી એ ઉપર શું વીટનાર છે કે આ કાપો, તે રેખાનો મર્મ મને વંચાવેછે? શું શાસ્ત્ર ખોટું હશે કે ખરૂં? જોકે તો ખરો. હું એ રેખા વાંચણની તપાસ તો લઉં?' એ કહી ખોપડી લઇ ઘરે ગયો. કોઇ દીવસે નહીં ને આજ બ્રાહ્મણી જોય છે કે તેનો સ્વામી અકળાયલો છે અને તેની હાજરીથી કંટાળે છે તે કૌતુક જોઇ પોતાના સ્વામીનો ભેદ જાણવા તે કસુ સમજતી નથી તેમ આગીપાછી થઇ ગઇ પણ બીજી ગમથી છીમાઇ

ધણીના પાખણ્ડ જોવા લાગી. તો તે જોય શું કે બ્રાહ્મણે પેહલાં તો ઓરડી બાહેર ડોકયાં કરી કરી જોયું કે તેની બાયડી ત્યાં છે કે ખરીજ દુર ખસી ગઇ છે. જ્યારે ખાતરી થઇ કે તે નથીજ ત્યારે લગારે અ-વાજ ના થાય તેમ પોતાની પેટી ઉગાડી તે માહે ખુબ ચોકસાઇથી છેડેને ખુણે નીચે હાથ કરી કાંઇ વસ્તુ મેળી પછે લાગલો દોડી ઓરડી બા-હેર ડોકયું કરી જોયું જ્યારે તેણે બાયડીને જોઇ નહીં ત્યારે લાગલો ઝડફથી આવી પેટી બંધ કરી જાણે કસું બન્યુંજ નથી એ ગટ કરી તેણે 'અલી આમ આવ' એ સાંધ કરી પોતાની બાયડીને બોલાવી ; પછે તેનું મોહ ખુબ ટીકી જોયું કે કાંઇ પણ સંધેહ ઉપજયો છે? પણ બ્રાહ્મણી જબરી ચતુર હતી, તે એવી તો ધીરી ને નરમ દેખાવ કરવા લાગી ને જાણે કસું જોયું કે જાણ્યું નથી એવું ડોલ ઘાલી પોતાના ધણીને ઠગવામાં ફાવી. જ્યારે બ્રાહ્મણ સ્નાન પુંજા કરવા ચોકમાં ઉતરયો ત્યારે બ્રાહ્મણીએ કુંચી લઇ પેટી ઉંગાડી તે વસ્તુ જોઇ કાઢી પણ જ્યારે વીટેલું કપડું છોડી જોયું તો ખોપડી!' જોતાં તે ધણી કમકમી 'અરે આ પવિત્ર ધણીની આ કેવી કુબુદ્ધી થઇ છે કે જે વસ્તુને અડતાં સર્વે હીંદુધર્મનો નાશ થાય તેનો કાંઇએ વીચાર ના કરતાં પોતે પવિત્ર જાત બ્રાહ્મણ છતાં તેને અડકી ઘરમાં લાવી ગ્રેહણાગાંઠાની પેટીમાં હીરા કરતાં અમુલ્ય વસ્તુ પ્રમાણે છુપાવી મેળે એ શો ગજબ? અને આ વાત જો બ્રાહ્મણની ઉંચ વર્ણમાં નીકળે તો પછે ઉભું રહેવાનો ઠાગ તે ક્યાં લાગે?' એ વીચારે પોતાના પતીના ભલા ખાતર બાપડી બ્રાહ્મ-ણીએ તુરત ખોપડીને છેક સામેના વેરાન જમીનના ભાગમાં ફેંકી દીધી અને પોતે કાંઇ જાણુતી ના હોય એવા ડોલે થઇ ગઇ. જ્યારે બ્રાહ્મણ મધરાત્ર થઇ અને સર્વ સમસાન થયું ત્યારે તે પોતાની પેટીમાં પેલી ખોપડી જોવા જાય છે કે ફરી તે એકાંત સમય બરોબર ધ્યાનથી તેની કર્મરેખા તપાસે, ત્યારે તે ત્યાંથી ગુમ થયલી જણાઇ. પેટીની દરેક વસ્તુ બાહેર કાઢી પણ ખોપડી હોય તો મળે કે? અંતે નીરાસ ને તાજુબની ભેલસેલ હાલતમાં બેચેન થયો. ઇશ્વરઇચ્છા! જ્યારે પ્રભાતે સામેના વેરાન ભાગમાં જવું થયું ત્યારે ત્યાં તેની દ્રષ્ટી પેલી ખોપડી ઉપર પડી કે

તુરત તેને ઉંચકી પોતાની કાખમાં છુપાવી લઇ આવ્યો અને પેહલાં પ્રમાણે સઘળી જુગતીથી તે પેટીમાં મેળી પણ રેખાની મેખા ન્યારી હતી. બ્રાહ્મણી પોતાના ધણીની આ ચાલથી બહુ ચીરડાઇ. તે બાહેર ગયા કેડે પેટીમાંથી ખોપડી કાઢી અને તે બોલી "અપવિત્ર વસ્તુ અરે તું મ્હારાં ઘરનું નખોદ વાળવા આવીછે? અબઘડી ત્હારો ઘાત ઘડુંછું" એ કહી તેને પથરના ખળમાં નાખી છુંડી ભુકી કરીને તે લઇ જઇ સંઘાસમાં હોમાવી. પછે મન સાથ બોલી 'જોઇએ હવે મ્હારો ધણી એને ક્યાંથી લાવે છે?' બ્રાહ્મણ ઘરે આવ્યો અને પોતાની બાયડીને રસોઇમાં રોકાયલી જોઇ પોતાની વાહલી વસ્ત ખોપડીને જોયછે તો તે વળી પેટીમાં મળે નહીં! એટલે તેની બેચેનીની તે હદ ક્યાં રહે? તે આમ તેમ સઘળી ઓરડી જોઇ વળ્યો. અંતે ઠાકો ને ભોજન આવ્યું. તે 'આજ ભુખ નથી' કહી જમવા ના કહી; ત્યારે તેની બાયડી બોલી 'તમને ભુતે ભમાવ્યા છે તેથી મુરડાંની અપવિત્ર ખોપડીઓ લાવી ઘરની પેટીમાં મેળો છો! તો કાંઈ સમજોછો કે એ વાત જો જાતમાં જણાય તો પછે કેવી વળે થાય તે? બ્રાહ્મણ ખસ્યાણો પડયો. તે નામુકેર ગયો પણ બ્રાહ્મણીએ તે ખોપડીની શી વળે કરી તે કહી, ત્યારે તેને રેખાની સત્યતાનો અનુભવ થયો. તે ઘણો શોકાતુર થયો કે કેવો નશીબો કે અંતે સંદાસમાં ઠાગ લાગો! હાય હાય.

---

## ૩૧૧—પશુમાં તે શો જ્ઞાન હોય?

માહરાજા ચંદ્રગુપ્તે પોતાના માહચતુર પ્રધાન ચાણાક્યને પુછયું આ શ્વાનને મેં મ્હારા સર્વે ભવમાં રીજવ્યો પણ એ તો કાંઇ તેની જોઇએ તેટલી સમજ રાખતો નથી. ચાણાકય બોલ્યો માહરાજઃ—

સગ આગળ સ્યાણપણ પહાણુ તુલ્ય,
મહોટેરાં આગળ જ્ઞાન અપમાન તુલ્ય.

તેમ શ્વાનને શીરાપુરીએ સરખી ને મુઆં ઘોરનું હાડકુંએ સરખુ એ પશુમાં તે શો જ્ઞાન પ્રગટશે?

---

## ૩૧૨—ખાસ્યત વચ્ચે જન્મ વેર.

શાહાનશાહ નોશીરવાન પોતાના જેહાન આશકારા વજીર બુજર–ચે–મહેર સાથ નસીબનના કીલ્લા ઉપર નાખેલા ઘેરા સામેના મેદાનમાં મોટા પાદશાહી દેહડામાં બેઠો છે; તેટલાં તે નામદારની નેધા એક તર્ફ ગઇ, જ્યાં બે જન નજરે પડ્યા, જેમાં એક નમનતાઇ કરે છે અને બીજો ગુસ્સાથી ગાલો ભાંડે છે. તે જોઇ તે પોતાના વજીરને પુછવા લાગો કે આ જેહાનમાં માણસજાતના ખવાસ દરમ્યાન જન્મવેર ક્યા ક્યા ખવાસ વચ્ચે વેર હશે? વજીર બુજર-ચે-મહેર પોતાના શાહાનશાહને સાંભળી ખુબ ગોર કરી બોલ્યો:—

**અકલ** જેનો જન્મ વેરી **ગુસ્સો.**
**ઇમાન** જેનો જન્મ વેરી **વેહેમ.**
**રાસ્તી** જેનો જન્મવેરી **લબાડી.**
**એલમ** જેનો જન્મ વેરી **જાહેલી.**
**તવક્કલ** જેનો જન્મ વેરી **લોભ.**
**શખાવત** જેનો જન્મ વેરી **કંજુસઇ.**
**નેકી** જેનો જન્મ વેરી **બદી.**

અને એ વગેરે સાધારણ જન્મ વેર મચેલા સુલટા ઉલટી ખવાસોની તો ગણત્રીજ નથી. આ ખુલાશો સાંભળી શાહાનશાહ નોશીરવાન તાજુબ થયો, કે માણસજાતને કેવા ને કેટલા મન તનના દેર્દામાંથી પોતાની જીંદગીનો રસ્તો કાઢવો પડે છે.

---

## ૩૧૩—ગમે એ સ્થીતીમાં પણ સંતોષ પકડ.

એક શ્રીમંતની એટલી પુંજી કે તેણે કોટી મુલનો મેહેલ બંધાવી તે ઉપર સોનાના નળ્યાં ચઢાવ્યાં અને ત્યાં રહી સ્રષ્ટીનો ઉતમમાં ઉતમ વૈભવ તે ભોગવવા લાગ્યો. આ મહેલ પાસે એક આબરૂદાર પણ પડતીમાં આવી પડેલું કુટુંબ રહેતું હતું. ઉધ્યોગી તો અપાર પણ કબીલો ઘણોજ વધી ગયાથી સઘળાંનું ગુજરાણુ થાય તેટલી પ્રાપ્તી થતી નહીં. નાહના મોટા મલી સો ઉપર આસામીનું કુટુંબ, તેમા જવાન કરતાં

બુઢાં ખખ વધારે, અને તે માંહે લગભગ પોનો ભાગ વયે પુગી ગયલો હોયાથી માત્ર ઘરમાંજ હીલચાલ કરી શકતો. તેઓની ચાકરી કરવામાં ન્હાના ઉમરનાઓ હમીશાં ગુંટાયલાં રહેતાં, એથી કમાઉ તો ગણત્રીના દજન દોઢ દજન. વળી તેઓ સુંથાર, લુહાર ને કલાઇ ચઢાવ્યાના કામની મજુરી કરનારાં હોયાથી માન માન કબીલાને પેટ પુરતો રોટલો મલતો. આવા વીપતીમાં આવી ગયલાં કુટુંબનો વડો ઘણો પ્રમાણીક ને બુદ્ધીશાળી આદમી હતો. તે પોતાના પાડોસી પેલા શ્રીમંતના મહેલને ચઢેલાં સોનાનાં નળ્યાં જોઇ મન માંહે કલપાંટ કરી બબસ્યો, 'અહો ઇશ્વર, અરે આ અગણીત સોનાના નળ્યામાંનું એક માત્ર મને દૈવયોગે મળી જાય તો મ્હારાં કુટુંબની ચઢતી કળાનો દીવસ પ્રકાશે અને મ્હારૂં દલીદ્ર નાશ પામે.' એ કહેતાં તે છેક મેહેલની દીવાલની બરોબર જઇ તેના છાપડાં તર્ફ જોવા લાગ્યો, તેટલાંજ અકસમાત છાપડાં ઉપરથી એક સોનાનું નળ્યું તેના કપાળ ઉપર પડી તેની બન્ને આંખ્યો ફુટી ગઇ અને ત્યાં તે લોહી લુહાન મૃત્યૂને ધરની મુર્છા પામેલો પડયો !

---

## ૩૧૪—'હાં તો અકલમંદનું કામ છે.'

એક માખણથી ભરેલું ઝાઝ ઘણી અછતના શેહેર તર્ફ હંકરઇ જતું હતું તે મસ દસ્યાવમાં થોડુક આગળ ચાલ્યું કે ચાચ્યાં ચોરોએ જોયું કે તેઓ પોતાનું વાહાણ પવન મીશાળે હાંકી તે ઉપર આવ્યા. પણ તે આવતાં પેહલાં કેપટન માહ ચતુર તેણે તરત તદબીરથી સઘળા ખલાસીઓ પાસે માખણના પીપ પોતાની પાસ મંગાવ્યાં તે માહેથી બેધરક જેટલું લગડાય તેટલું માખણ દરેક દોરડે ને હલેસાંએ લગડાવ્યું, તુતકની ઉપલી બાજુએ લેપડાના લેપડા કરાવી દીધા. અંતે જ્યારે પોતાના ખલાસીઓ તે ઉપર ઉભા રહી શકયા નહીં એવું લપસાણ થયું એટલે ચાંચ્યાઓનો કેપટન આવ્યો. તે પોતાના સાથીઆઓ સાથ તલવાર ને પીસ્ટોલ લઇ તે વાહાણને 'તાબે થા' એ કહેતાં તેનાં તુતક ઉપર ચઢી પડ્યા પણ ભાયગે ઠરી શકયા. દરેક જન ઉઠે ને લપસી લાંબો ચટોપાટ પડી જાય. ઉઠાય નહીં ને ગમે એમ કરતાં ઉઠે કે ધરરર કરતાં

એકએક ઉપર તુટી પડ્યાની ઉલગબરડીનો દાવ થઈ રહે એથી ચાચ્યાઓ વેહમી, તેથી ઝાઝમાં જીનની બલાછે, એ કહેતાં જેમ તેમ પડતા ખડતા પોતાના વાહાણમાં ઉતરી પડ્યા અને દમ લેતાજ કે ત્યાંથી હંકાલી નાઠા. એ પ્રમાણે કેપટન અકલમંદ હોયાથી સેજ નુકસાને પોતાના માલનો બચાવ કરી ધારેલે મકાન જઇ પોંહોંચ્યો અને માખણના વેપારમાં સારો નફો પામ્યો.

---

## ૩૧૫—માગે બીન દેનહાર કોઇ હે?

એક વખ્ત ચંદ્રગુપ્તે બીજા ઘણાક પ્રધાનોએ માંગેલી જાગીરો ને સોગાતો નવાજી પણ પોતાના વડા પ્રધાન ચાણાકયે કોઇ વખ્ત પણ કસાંનો સવાલ કરયો નહીં, તેથી ઓચંબો પામી પુછ્યું "ચાણાકય ઘર ખટલો કેમ ચાલે છે?" "બાપાના વખ્તની મીરાસ વેચ્યાથી!" ચાણાકયે કહ્યું. 'તો આજલગી મને કેમ ના જાણ કરી ને કાંઇ ઉપજીવીકા માગી લીધી?' ચંદ્રગુપ્ત બોલ્યો. પોતાના માહરાજાનો સ્વાલ સાંભળી ચાણાકય હસતું મોહ કરી બોલ્યો, માહરાજ:—

માગમાગ લેનહાર, માગે પર દેનહાર;
ઐસે બેશહુરદાર સૃષ્ટી બીચ જેતે હે;
માગે બીન દેનહાર, દીયે ગર્થે લેનહાર;
ઐસે મેં હુંડતાહેં, નીતીમાન કેતે હે?
માંગે નામર્દ જાય, મર્દ જાય માંગે ના;
મરદોંકું મર્દ દાન, મનાય મનાય દેતે હેં;
કહેત ચાણાકય, ભુપ માનિયો સુજાન એ,
હમ મર્દોંકા દાન માત્ર માનસહીત લેતે હે.

હું તો માગ્યા વગર આલનારને ઢુંઢુંછું, બાકી માંગીને લેનારા તો આ સુષ્ટીમાં જેટલા જન્મ લે છે તેટલા બધા છે. નામર્દ માંગવા જાય, મર્દ તો માંગે ના પછે કાં ના મૃત્યૂનો તે ભોગ થાય.

---

## ૩૧૬—જેવી બાજી તેવી વાત.

શાહાનશાહ ઔરંગજેબ ઘણોજ દીનચુસ્ત મુશલમીન હતો. અને બીજી જાત કે ધર્મ ઉપર તે એટલો કટ્ટા રહેતો કે જ્યારે પણ ફાવે ત્યારે પરધર્મ ને પરજાતની તો બુનએખ ઉખેડી નાખતો હતો. આ શાહાન-શાહ ને મરાઠા રાજનો પાયો નાખનાર શીવાજી વચ્ચે અનેક અદડા અઠડી ચાલુ રહી હતી. જેટલો ઔરંગજેબ બલવંતો હતો તેટલો આ મરાઠો છત્રપતી કલા ને ચાતુર્યવાળો. એક વખ્ત દગાથી શીવાજી મગોલ શાહા-નશાહની મીથી બોલીમાં અંજાઇ ફસાયો; અંજાય તેવો તો શીવાજી હતો નહીજ, પણ બની તો ખરી. ત્યારે ઔરંગજેબ સામે ઉભું થતા પો-તાનું મોહ કુમલાવી બોલ્યો 'મને ગઇ રાત્રે સ્વપ્નું આવ્યું છે, તે માહે મને બોધ થયો છે કે આ સર્વ સંસાર ત્યાગ કર ને તીર્થ યાત્રામાં મચ્યો રહે. અંતે શરીર ને નામનો નાશ છે. આ વખ્તે મ્હારા સ્વપ્નમાં એક રૂશી આવ્યો, તે ક્રોધામાન થયલો આ કવીતા બોલી ગયો:—

"અવસર પળપળ જાવે, સુતાં તુજે નીંદ ક્યું આવે?
તેરે તે સીર કાલ હે વેરી, ભજન વના કોન ગત તેરી.
કહીં ગયે છત્રીપતી ભુપા, મળ ગયે ખાકમે રૂપા.
અંતે કીયા જંગલકા બાસા, જુઠી સારી જગ્તકી આશા.
પુષ્પ કેરી સેજાંપે સુતા, શલામી દ્રષ્ટીસે લેતા.
કન્ચન જૈસી દેહીકી કાંતી, જલ ગઇ ભષ્મ હે જાતી.
કહીં ગયે રાવનસે રાજા, જાકી આગે નૌબત બાજા.
લીયા સબ લોક દે દંકા, સોઇ ગયો ખાલી કર લંકા.
કાયા હે પાણીકા પર્પોટા, ભરોસા યારો દેહીકા ખોટા."

આ સ્વપ્નાની કવીતા સાંભળી ઔરંગજેબની મતી મચાળું થઇ. શીવાજી ઉપર જેટલી જોઇએ તેટલી તો શું પણ કાંઇએ ચોકી રાખી નહીં, તેથી મોગલાઈ કપટ પાંજરામાથી છટકયો, અને દખણમાં આવી ફરી સૈન્ય જમાવ કરી પોતાની ધારણામાં ફાવ્યો. ઘણીવેળા દમ કસ્ય કરતાં નર્મ થયામાં બહુ શ્રેષ્ઠ લાભ સચવાય છે.

---

## ૩૧૭—હલાલખોરનો નશીબો તો જુઓ.

પાદશાહ ઇબ્રાહીમ ઘણોજ કાયલી પડયો હતો. સારા વીજાપુર શેહેરમાં પાદશાહના રોગની ચર્ચા થઇ રહી હતી. સેંકડો હકીમો મળ્યા સેંકડો ઓસડ ને ગુંટાલા બન્યા ને તે ઉપર અજમાવ્યા મગર રોગ કમતી થવા જગોએ વધુ ને વધુ પોતાનો કાબુ મજબુત કરતો એટલો હદ બાહેર તે તન બદન પ્રસરી ગયો કે સઘળા ઇલાજ નકામા થઇ પડ્યા ને કજાની શીકલ રોશનાઇ ફેંકવા લાગી. આ વખ્તે વીજાપુર શેહેરમાં ઓળ્યા રૂસ્તમખાન આવી લાગા હતા, તેઓને શેહેરના હકીમો મળ્યા અને પાદશાહના રોગનું બયાન કરી તે માટે ઇલાજ પુછતા હતા. તેટલા વડા વજીર ઓળ્યા સાહેબ હજુર આવ્યા અને ઘણીજ મદારત ને નમનતાઇથી પાદશાહને આરામ થવાની દવા માંગવા લાગા. વજીરને સાંભળી ઓળ્યા રૂસ્તમખાન બોલ્યા, આવતા ઇદના મુબારક રોજની બામદાદે પાદશાહ જેનું પણ અવલ મોહ જોય તેને જેટલો બક્ષેશ થાય તેટલા ખજાનો ફક્ત સોના ને હીરાથી બક્ષી દઇ સંતોષ પમાડ્યાથી રોગ મટી જશે ને અચ્છી તનદ્રોસ્તી મલી જશે. ઓળ્યા રૂસ્તમખાનની કહેલી વાતનો અમલ કરવાને ઇદની બરી બામદાદ પાદશાહ ઇબ્રાહીમ પોતાના મેહેલની બારી ખોલી બાહેર જોય છે તો તે પાદશાહે પોતાના હલાલખોરને પાદશાહી મેહેલના ચોગાનમાં ઝાડુ કાઢતો જોયો! તાજુબ થયો કે ઓળ્યા રૂસ્તમખાનના સુચવેલી ઇલાજ પ્રમાણે કોણને ઘર બેઠાં કોટી ધનના ઢગનાઢગ મલે છે. પણ પાદશાહ યકીનનો સાબુત તેથી ઓળ્યાના કહ્યા પ્રમાણે હલાલખોરને એટલો નવાજ્યો કે તેની બરાબર તે વખ્તે પાદશાહાતમાં કોઇ તાલેવંત રહ્યું નહી. હલાલખોરની બુદ્ધી પણ શ્રીમંત થયા પછે એટલી ચોખી ને શખી દાતાર થઇ કે તેણે શેહેરની વચોવચે એક રોજો બંધાવ્યો અને જ્યારે ત્યારે જરૂર વખ્તે ગરીબોની મદદમાં મળેલી દોલતનો વર્શાદ વર્શાવી મોટો દાતાર કહેવાયો.

---

## ૩૧૮—દસ્તુર આઝર કેરવાનનો ચમત્કાર.

એક દીન દસ્તુર આઝર કેરવાન પોતાના ચેલાઓ સાથ સેતરંઝ રમતાં બેહોશ થઇ મુડદું થઇ ગયો. ચેલાઓ ગભરાઇ ગયા અને પોતાના ઉસ્તાદની એકાએક એવી હાલત થઇ ગયાથી દગાઇ ગયા, તોપણ તેઓએ પોતાની ધીરજ ખોહી ઉસ્તાદને દુખ્મસ્તાન લઇ જઇ ગાલ્યો નહી. આ પ્રમાણેની હાલતે દસ્તુર આઝર કેરવાનનું મુડદું ત્રણ દીવસ લગી ત્યાં પડી રહ્યું તેટલો વખ્ત ચેલાઓને જેટલા ઇલાજ સુજ્યા તેટલા કરી જોયા પણ જેહમત ફોકટ. જ્યારે ત્રણ દીવસ ને ત્રણ રાત્ર તમામ થઇ ત્યારે ચોથા રોજની બરી બામદાદે દસ્તુરજી હોશ્યાર થયા, અને આગલ પ્રમાણે સઘળી પ્રકારની સુખાકારીમાં ચેન મારતા દેખાયા, ત્યારે ચેલાઓએ હાથબસ્ત થઇ મુડદું થઇ પડ્યાનો સબબ પુછયો. દસ્તુર આઝર કેરવાને તેનો સબબ સમજાવ્યો 'મ્હારો એક ચેલો હોરમઝ બંદરેથી ઘ્રાં આવે છે તેના ઝાઝને ઇરાની અખાતમાં મસ તુફાન લાગી તે ડુબવાની અણી ઉપર હતું, તેથી ચેલાએ મ્હારી મદદ ચાહી ત્યારે મને તેની સહાયતામાં જવાની ફરજ પડી.' ચેલાઓ આ સાંભળી ચુપ થઇ ગયા, અને નહી મનાય તેવી વાત માનવા સારૂં શકમંદ દીસ્યા. આ તેઓના મનનો ભેદ પામી જઇ આઝર કેરવાને પોતાની કમર તલગનો પોશાગ દરીઆવનો ખારાં પાણીથી ભીજાયલો અને તે ઉપર અનેક પ્રકારની મછીના કાટલા ને ભીંગડાં ચોંહોંટેલો દેખાડયો કે તેઓની અજાયબીનો પાર રહ્યો નહીં. થોડા દીવસ પછે મદદ પામેલો ચેલો આવ્યાથી જે સેજ સંદેહ રહ્યો હતો તેબી બીલકુલ નીકલી ગયો ને વાત ખરી પડી.

---

## ૩૧૯—ન્હાની ભુલ ને સઘનતર નાશ.

એક ખીલાની બખીલાઇ સારૂ નાળ નીકલી ગયાથી ઘોડો લઙરી ગયો. ઘોડો લઙરી ગયાથી સેનાધીપતી નકામો થઇ ગયો. સેનાધીપતી નકામો થયાથી સેના હારી ગઇ. સેના હારી ગયાથી દેશ દુસ્મનના હાથમાં ગયો; એટલો અનર્થ એક ખીલા ખાતર બેદરકારી વાપડયાથી થયો.

---

## ૩૨૦—શાનશાહ નોશરવાંન અને વઝીર બુજર-ચે-મેહેર.

શાહાનશાહ શેકાર માટે મોટા અમીરો સાથ નીકલેલો હતો. હજારો લશકરી શીપાહ તન બખતરમાં ગરક શાહનશાહની સાથ શેકારબાજીમાં સામેલ થવા ઘોડા ઝોકાવતા હતા; તેવામાં બીજા અમીર ને ચુનનદાઓથી શાહનશાહ એખલો પડી ગયો. તેણે આસેપાસે જોયું તો તેનો વઝીર બુજર-ચે-મેહેર તેની પાછળ તેના રખેવાલ માફક ઘોડો ચલાવતો હતો. બુજર-ચે-મેહેરને નોશીરવાને જોયાથી ખુશ થયો. તેની સોબત નોશીરવાનને એવી તો ખુશ લાગતી હતી કે કોઇ એવા સમા ઉપર તેની બાજુ તેનો દાનાવ વઝીર હોય તો શબર ને ખુશીથી તેની સાથ પોતાનો વખત આશાન ગાલતો હતો. અને જે નશીઅત પામીને આ પાદશાહે અદલ નામ મેળવ્યું તે એવા ભાગ્યશાલી સમા સંજોગે.

આ વેરાન જગામાં પોતાના વઝીર સાથ એખલો પડ્યાથી તેણે શેકાર મેલવવાની ઉમેદ કાપી. તે જગા ઉપર શેકાર પણ હતા નહીં. વળી તે પાસે એક અશલી શેહેર, ગામડાંના અવતારમાં આવેલું તેની નજરે પડયું; જે તારાજ થયલા દુશમનના દીલ માફક વેરાન હતું.

તે વેરાન શેહરની જગા ઉપર બે પંખેરા સાથ બેઠાં હતાં. તેઓ મીઠાસ ભરેલી ચીં ચીંથી પોતાની ગોફ્તેગોહ ચલાવતાં હતાં. તે ગોફ્તેગોહ શાહાનશાહ નોશીરવાનના જીગર ને જબાન કરતાં વધારે દીલ રીજવનાર હતી. તે ઉપરથી શાહાનશાહે પોતાના તે જમાનાના સ્યાણા બુજર-ચે-મેહેરને પુછયું કે આ પંખીઓ આ મધુર અવાજની બોલી બોલે છે તે શું બોલે છે? તેઓ ગંભીરાઇથી કોઇ રાજદરબારી મશલહત કરતાં હોય એવા ટેકેલ મોભાથી ચીં ચીં કરે છે, તે શું બાબત હશે?

બુજરચે મેહેર બોલ્યો કે પાદશાહ એ પંખેરાની વાતચીતથી નશીઅત પકડે તો હું તેનો સબબ ખુલાસે જણાઊં. એ ખુલાસો બઉ ચાનાક આપનાર તેમ અકલ ભરેલો છે. તું શાહાનશાહે સાંભલેલી તેઓની ગોફ્તેગોહ ઉતંમ પ્રકારની છે. તે ગોફ્તેગોહ એ છે કે મરદ પોતાની માગણી તે ઓરત સાથ કરે છે. આ પંખેરાએ પોતાની કન્યા પેલાં

પંખેરાને આપી છે તેથી ખરી ખામદાદમાં લગણુની રીત લેવાને તે ગંભીરપણે જોર મારે છે. અને જબરીથી પણ મીઠી જબાનીમાં કહી જણાવે છે કે આ વેરાન થયલું અશલી શેહેર તું તેણીની રીતમાં આપ. વળી એ શેહેર સાથ મારા વંસના નામ ઉપર તું બીજા ઘણા-એક શેહેર ચઢાવી આપ કે એ પેરામણી ને રીતથી તારાં નામને હોરમત મળશે.

પણ એ રવેસની લગણુની રીતની માગણીમાં પેલું પંખી તેને કહી સંભલાવે છે કે કોઇ કાલ એવી નાલાયક પેરામણીની માગણી તું મારી પાસ કરતો ના. એ ગામડાંથી દુર રહેલાં બેહતર ખુબ. શાનશાહનો શેતમ તું જો. તેની બેઇનસાફીની મુરતી મનમાં ઉતાર અને એવી માંગણીથી દુર થા. એવી ઉમેદ તું દીલથી કાઢી નાખ. જો શાહાનશાહ આ પાયામાલ શેહેરને ફરી આબાદ કરે તો હું દીલોજાનથી કબુલ થાઉં છું કે એ રીતમાં બખશું અને વળી એવાં એક લાખ બીજાં શેહે-રની પેહરામણી કરૂં?

આ સખુનો પોતાના દાનાવ વજીરથી સાંભલીને શાહાનશાહનું દીલ દીલગીર થયું, તેનાં મનને આ એક વાતથી એવી સપાટાબંદ અસર થઇ કે તેણે એક થંડી ગમની હાય દીલથી ખેંચી કે તે આ-સમાન જઇ પોંહોંચી. શાહાનશાહે કપાલ ઉપર દસ્ત મારી આસું તપ કાવ્યા. 'જુલમ ને બેઇનસાફી માહેતમમાંજ સુખ પામે છે.' તેણે પોતાના જુલમ ને બેઇનસાફીની તોબામાં પોકાર માર્યો કે 'અરે આ ગજબ જોવો કે મારી જુલમી બેઇનસાફીનો અવાજ પંખી વડીકને કાને ગયો. અરે જોવો મારી જાલમ પાદશાહી કે આદમજાતના મ-કાન ને નાજુખ પંખેરાંઓની જગો ઉપર શેર ને ઘુવડને વસાવ્યો જાઉછું. મેં બેદરકાર થઇ આ જેહાનને વાહાલી કરી. જબરી ને જુલમથી આલમનો ખજાણો લુટી લીધો. પણ મેં નહીં જાણ્યું કે કાલે મારી અજલ છે. દૂખ્મનો પાયો મારા બદનથી કમકમશે અને દોજખનો તો મેં વિચારજ કર્યો નહિં! એ રવેશની પાદશાહી કયાં તલગ ચાલુ રાખું? અને મારાં ફાની જીવતરનો બેહાલ ખેલ રચું.?

સાહેબે મને પાદશાહાત બક્ષી તે જુદીજ ઉમેદથી, કે મારી રૈયતને આબાદી નવાજું. મારાં મુલકને જેમાં નફો નહિં તેવાં કાલાં કામથી પરહેજ રેહું! ઇનશાફનો વાવટો મારા રાજ ઉપર બુજોરગીથી ઉડાઊં.

પણ મેં કહીરને કંચનમાં જડાવ્યું. એવા પાપી કરતુક કરૂંછુ કે તેમ ચાલવાને મને દીન ને દાદારનો બીલકુલ હોકમ નથી. અરે ખાક મુઠી નોશીરવાન તું શા વાસ્તે જુલમાત ને જબરી ને ગેરઇનસાફીથી બદનામ થાય છે? તોબા મેં નાહાનું સુહનુ નુકશાન કરયું નથી. અફશોશ મારા કરમ મને નડે છે. મારા કરતુક મારીજ ગરદન પસ્તાવામાં ગીરફતાર કરે છે.

જુલમ ને આજાર વરસાવવો આલમ પર હવે બંદ કરૂં. મારા કાલા કરમની લાજથી મને પોતાને બચાવી લેઉં. જો આજ ચાલતા ચલનમાં એવી રાજધોરણ પકડશ નહિ તો પછે મારા પેદાના કરનાર પાક પરવર આગલ મારો છુટકો કદી નથી.

અફસોસ આવતી કાલની બેહોરમતી મેલવવા ખાતર આજ રોજે જુલમ જબરીથી મોજ મજાહ મારવી! અરે, અરે, અરે, મારૂં જુલમગાર બદન ગોયા એક શલગેલો આતશ છે, જેના પસ્તાવાથી મારૂં જીગર ફરી ફરી જલી બલી વળી જલે છે. અરે, અરે, અરે, મારા જુલમનો ધુંઓ કેટલો ઉંચો ચઢયો છે. મારો મરતબો ને આલમની ખુનામરકી. અરે, અરે, અરે, જેવારે ક્યામત ગુજરશે તેવારે મારા જુલમના સોસનારા મારો દસ્ત પકડી મ.રા જુલમનો નવેસરથી આંકડો જાણવા માગશે. મારો હીશાબ મને હકતાલાની હજુરમાં હારેમનનો બનાવશે. મેં શરમ ગણકારી નહિ જો કે મેં તેની હૈયાતી પુંછી, તો શું તે લાયક હું નથી? ખરે મારૂં દીલ સખત પથર છે, શું થયું કે તે પિગલી જતું નથી. અરે દીલ તું સમજે છે કે નથી સમજતું? કેમકે આ ઠપકો ને બદનામી તારી ઉપર છે રોજે રસ્તાખેજ તલગ આ કાલા દાગ તારી ઉપરથી રજ ફીટનાર નથી.

આ અઠાગ બેમૂલ જર ઝવેર અને બેસુમાર ખજાનામાંથી આગલા નામીચા શાહાનશાહો શું લઈ ગયા? જમશેદ ને ફરેદુને એનું શું

કર્યું? તો હું આખર આ જરઝવેર ખજાના માલ રાજપાટ મેહેલ મુલકમાંથી સાથે શું લઈ જવાને શક્તિ ધરાવશ કે આ રીતનો હું જુલમગાર ને ઈનશાફ વગરનો થયો?

શાહાનશાહનું દીલ આ રવેસ બેસુમાર ગમમાં ગરક થયું. તેનું બદન પોતાના જુલમાતના અંદેશાથી એવું તપી ગરમ થઇ ગયું કે તેના ઘોડાની નાલમાંથી પણ પસીનો ફુટવા લાગો. જાણે તે પોતાની બેઇનશારીની પશેમાનીની ભઠ્ઠીમાંનો ધીકટો આતશ બન્યોજ.

આ પસ્તાવા ને તોબાથી પુરદીલ ખાર જ્યારે નોશીરવાન પોતાના લશકરને આવી મળ્યો ત્યારે તેની મેહેરબાની ને ઈનશાફની ખુબી ભરેલી ખુશબો તે દરમીઆન ફેલાઇ, પછે તેની બોહોળી સત્તા શાહાન-શાતમાં આશકારા થઇ. જબરદસ્તી ને જુલમના ધારાઓ ઉપર સહી કરવાથી તેણે પોતાનો હાથ મોકુફ કર્યો. પોતાના રાજબંધનમાં સુધારો કરી નાખ્યો, તે સાથ બેઇનસાફી તો તદન નાબુદ કરી.

બેદાદીને કચરી નાખી. દાદને ઓસતવાર અને પોતાની હઇઆ-તીના છેલા દમ તલગ અદલ કાંટો ઝોકાવ્યો તે નમાવ્યો નહીં પણ એવો ઠરી ઠામ રાખ્યો કે આ જેહાનમાં કેટલોક જમાનો નેક બદ ગીરદેશની અજમાએસ હાંસલ કરીને મોતને તાબે થયો પણ આજ તલગ તે શાહાનશાહના ઇનશાફની તારીફ સાથ તેના નામ ઉપર અદલનો અમર એલકાબ ચઢયો. તેના ઇનસાફે તેનું નામ કાયમ રાખ્યું. મશહુર શાહેરો ને કવીઓના પોહામાં તેના નામનો શિક્કો ને અદલનો ખીતાબ આપણા વાંચવામાં આવે છે. ઇનશાફથી તેની ફાની જીંદગી અમર થઇ જેહાને તેનાં નામને બુલંદ પોકારયું. હકના ઇનશાફનો દરવાજો જેને ઠોકયો તેને નેકનામ અદલ હાંસલ કીધું.

---

## ૩૨૧—હવાઇ હીસાબે ઉડેલી મારામારી.

બે મુલ્લાં રાહમાં સાથે થયા તેથી રાહ જલદી કપાય તે માટે વાત કરવા લાગા.

**પે૦ મું૦**—હું અલ્લા પાસ એ મુરાદ ચાહું છું કે મને એક હજાર ફરબે ગુસપંદો આપે કે તેના ઉન ને ન્હાના બકલ્યાંઓથી અછો નફો મલે ને અદેખા દુશ્મનોની ચશ્મમાં ખાક ગીરે.

**બી૦ મું૦**—હું અલ્લા પાસ એ મુરાદ ચાહું છું કે મને એક હજાર જીઆનગાર ફાડી ખાનારાં વરૂ બક્ષે, જેઓને મ્હારો હોકમ થાય કે ત્હારાં ગુસપંદના ટોળામાં ધુસી સઘળાંનો નાસ્તો કરી નાખે કે બખીલોની ચશ્મમાં ધુલ પડે.

**પે૦ મું૦**—તું અલ્લાથી ડરતો નથી કે ત્હારાં વરૂંઓ, મ્હારા ગુસપંદોમાં છોડી દઇ મ્હારી પાયામાલી કરવા ચાહે છે?

**બીજો૦ મું૦**—તું અલ્લાથી ડરતો નથી કે પોતાની આબાદી ચાહે છે ને એ રવેસનું દુધ, દહી, માખણ ખાય ને બકલ્યાં કકલ્યા ને ઉનથી જરદાર થવા ચાહેછ ને મને કે મ્હારા કુટુંબની તો જુઠઇએ પણ યાદ કરતો નથી?

**પે૦ મું૦**—ત્હારા બચ્ચાં કચ્ચાં કે કુટુંબ કબીલાને આગ લગાડ મને તેની શું પડીછ કે હું તેઓની મદારત કરૂં? મ્હારાં એટલાં તો બચ્ચાં કચ્ચાં ને ખેશ કબીલા છે તેટલાનીજ હું દાદને પોંહોંચું એટલે બસ.

**બી૦ મું૦**—મને પણ ત્યારે લાજમ નથી કે ત્હારી ઉપર દયા કરૂં ને ત્હારાં ગુસપંદોને જીવતાં રખાઊં. મને ત્હારી કસી મરૂવત કરવી સજાવાર નથી.

**પે૦ મું૦**—ત્હારી તાકત નથી કે મ્હારૂં એક બકલ્યું પણ તું ત્હારાં વરૂંઓ પાસ રેંહેંસાવે?

**બી૦ મું૦**—તું કોણ મને ડરાવનારો? અબઘડી મ્હારાં સઘલાં વરૂંઓ છોડી મલીશ.

એ પ્રમાણે વાત રસપર ચઢતાં ને જબાન દરાજી થતાં થતાં મારામારી ઉપર આવ્યા, કે એક બીજાનાં કોઠાં ખુબ રંગાઇ ગયાં ને લો-

હીલુહાન થયાં ત્યારે રસ્તેનું લોક જમાવ થયું હતું તેમાંથી એક બુઢો જે મધની મસક ગધેડાં ઉપર લાદી શેહેર તર્ફ લઇ જતો હતો, તે વચ્ચે પડયો ને બન્નેને છુટાં પાડ્યા, એથી બન્યું એ કે, બન્ને મુલ્લાંઓએ તેનેજ પોતાનો ઇન્શાફ સોંફ્યો અને સઘળી વીગત શીતાબ કહી સંભળાવી. તે સાંભળી ખુબ ગોર કરી પેલા બુઢાએ પોતાની કમરેથી ચાકુ કાઢી અને મધની મસક ચીરી નાખી તે બોલ્યો "મુલ્લાંઓ, અગર તમો બેઅક્લ નહી સાબેત થાઓ તો આ મ્હારી મધની મશકમાંથી જે પ્રમાણે મધ વહે છે તેમ મ્હારૂં લોહી વેહજો!"

---

## ૩૨૨—એનોજ આ ખરો છોકરો હશે?

એક દાનાવે પોતાના ચેલાને જ્યારે ત્યારે બાપ સામે ક્રોફ દેખાડનારી જબાનદરાજી સાંભળતાં ભરમમાં પુછયું 'ત્યારે તું ચાહે છે કે ત્હારો બાપ મરે ને તું તેની પુંજીનો માલીક થાય?' ચેલો બોલ્યો 'ના એટલુંજ નહીં પણ ઓર વધુ ચાહુંછું કે કોઇ એનું ખુન કરી એને મારી નાખે તો એની દોલત સાથ એના ખુનના બદલાની પણ ખુની પાસ સારી જેવી રકમ મળે.'

---

## ૩૨૩—ભુંડી રાડનો મરડાત તો જોવો?

એક એશકો પૈસાના લોભે એબ્યલ બાનું સાથ પરણ્યો હતો. તે પોતાના જરનાં પલ્લાં ને માતબર કુટુંબથી એટલી છકી ગઇ હતી કે જ્યારે ત્યારે પોતાના ખુબસુરત ખાવીંદને તનકો કરી પુછતી કે 'તમારા ભાઇ તથા સગાંઓ ઘણા છે જેઓ સાથે મને દાહડામાં દોડસો વખ્ત કામ પડે છે, વખતે મ્હારી સોડ માથે નહીં ને ખુલ્લી બેઠી હોવું ત્યારે પણ તેઓ આવી લાગેછે અને કદાચ એવી હાલતમાં તેઓ મને જોય તો તમોને ગુસ્સો લાગે તેથી હું તમારો આગળથી હોકમ પુછું છું કે હું મ્હારો ચેહરો કોણ કોણને દેખાડું ને કોણ કોણથી છુપાઊં?' ખાવીંદ બોલ્યો 'બેલાસક સઘળાઓને દેખાડ પણ ખુદા ખાતર એક મારેથી છુપાવ.'

---

## ૩૨૪—આપણે બન્ને બહેસતમાં જઇશું જ.

એક ઘણી રૂપાલી સ્ત્રીનો ધણી કદરૂપો ભરથાર હતો. રૂપાલી પોતાના ભરથારનો ભુંડો મુખડો જોઇ શોકાતુર બનતી પણ ધીરજ રાખી સંસારનો નીભાવ કરતી હતી. કદરૂપો ભરથાર પોતાની ઘણીજ સુંદર સ્ત્રીનું રૂપાળું મુખ જ્યારે ત્યારે જોઇ ઘણોજ રાજી ને ખુશ રહેતો હતો. કોઇ અનુકુલ સંયોગે ભરથારે પોતાની ચંદ્રમાને સ્વરૂપની સ્ત્રીને સવાલ કર્યો. 'મ્હારી રૂપાલી સ્ત્રી, મનુષ્ય માત્ર માતીનો માતીમાં મલી જશે. તો આપણી બન્નેની શો ગતી થશે?' સુંદર સ્ત્રી તે સાંભલી બોલી 'આપણે બન્ને સ્વર્ગ ગતી પામીશું.' કદરૂપો ભરથાર બોલ્યો 'તે કેમ?' સુંદરીએ જવાબ દીધો 'મ્હારા ભરથાર હું ત્હારી કદરૂપ સણી ઉપર નજર કરૂં છું ત્યારે શોકાતુર થાઉં છું પણ કર્મ રેખા ઉપર સંતોષ માની ધીરી પડું છું. જ્યારે તમો મ્હારા ચેહરા ઉપર જોવો છો ત્યારે ઇશ્વરનો પાડ માનો છો અને શાસ્ત્રમાં કહ્યું છે કે ધર્મ પ્રમાણે પતીવર્તા નારી ને ઇશ્વરનો પાડ માનનાર નર, બન્ને સ્વર્ગ પામવા યોગ્ય છે.'

---

## ૩૨૫—સમજે તેનું મોત છે બાપુ!.

કેસરા નોશારવાને એક વખ્ત શીકારગાહમાં વજીર બુઝોર-ચે-મહેર ને સેજ સવાલ કર્યો "ઇન્શાનના બાબમાં કેઇ નયામત ભલી?' વજીરે કહ્યું. 'દોલતે માદર જાત!'* કેસરાએ પુછ્યું 'અગર એ નયામત ના બક્ષેશ મલી હોય તો બીજી કેઇ નયામત તોફા?' વજીરે કહ્યું 'ચબરાક કાન'† કેસરાએ પુછ્યું 'એ અગર ના એનાયત થયો હોય તો?' વજીર બોલ્યો' 'રોશન ચશ્મ?'‡ પુછ્યું કેસરાએ એ પણ ના હોય તો?' વજીરે કહ્યું 'ત્યારે તો આદમીના હકમાં મોત જેવી નયામત કોઇ નથી.'

---

* ગર્ભ શ્રીમંત, પેદા થયલોજ પૈસાદાર.
† ઘુસપુસ સાંભલી શકે તેવા તેજ કાન.
‡ ખલીરના જેવી તેજ આંખ.

## ૩૨૬—ખાવાને ખાખરૂં નહીં ને રહેવાને છાપરૂં નહીં ને કહે કુંજ બંદ્રાબન દીયો.

એક વખ્ત એક બ્રાહ્મણ શીવની ભગ્તી કરી આ વર્દાણ માંગવા લાગ્યો. સૃષ્ટી પાલક, મને નથી જોઇતું મુઠી અન કે ધનનો ચરૂ કે નથી જોઇતું કોઇ ઘર ઝુંપડું; પણ જે જોઇએ છે તે માત્ર કુંજ બંદ્રાબન જોઇએ છે કે જ્યાં હું પડ્યો રહી ત્હારૂં સ્મરણ કરૂં ને જપ તપમાં પાકો નીવડું! આ નવાઇની માગણી સાંભળી શીવસંકરને હસવું આવ્યું કે 'આ છે તો બચરવાલ ને મુઠી અન વના એનાં બચ્ચાં કચ્ચાં તવલે છે. છતાં એ કેવો આપસ્વાર્થી છે કે કબીલાનું પોશન કરવાનું કસું સાધણ ના માંગતાં પોતાના તનનું સાર્થક ને જન્મ સફલ કરી સ્વર્ગ પામવાનું વર્દાણ માંગે છે. વળી જીવતા જીવત પણ સ્વર્ગ સમાન બીદ્રાબનની કુંજમાં રહેવા ને ત્યાંના પક્ષીઓના રાગમાં ગમન કરવા ને બાગની તરાંહ તરાંહની ફલફલાદી ચાખી આનંદે જીવડો સમલવાનીજ વાત કરે છે. મને એ આંધલાના સ્વાર્થ વર્દાન ઉપર બહુ હાસ્ય ઉપજે છે કે આ સુકલ, વર્દાન માંગવામાં તો પોતાનો શું એક ભોગ આપનો હોય તેમ સમજે છે પણ માહે તો આ મર્મ ને ધર્મ સમાયો છે.' શીવ આ મનમાં ઉપજેલા વીચારે હસ્યા, તે વખ્તે પાર્વતી ત્યાં હાજર હતાં, તે સમજ્યાં કે મને જોઇ કાંઇ મસ્કરી કરી છે માટે રૂસણું ધર્યું કે જ્યાંલગી આ હસવાનો મર્મ મને ના સમજાય ત્યાંલગી મ્હારે કોઇ પણ રંગ રાગ કે ગમન હરામ; શીવે ઘણી પણ પાર્વતીને વીનવી તોય એકની બે થઇ નહીં. અંતે શીવે પોતાને ઉપજેલા વીચાર ને પેલા બ્રાહ્મણાની સ્વાર્થ સાર્થક માંગની સર્વે વીસ્તારે કહી તો પાર્વતી કહેવા લાગાં 'એમાં તે શો ભારે છે. દીયો તર્ત એ વર્દાન ને પરીપુર્ણ કરો એના મનનો શોખ.' અંતે પાર્વતી પાસ શીવનું ના ચાલ્યું ને બ્રાહ્મણને તેના મનની ચાહેલી ઇચ્છા મળી. તે મથુરામાં ઉમંગ ભેર ગયો. માહે ફરચો પણ બીદ્રાબનની કુંજ એટલે સઘળું બીદ્રાબનજ, તે ત્યાં ક્યાં બેસે ને ધ્યાન ધરે? ત્યાં તો હજારો ગોપીઓ ફરે, જેના જોબન ઉપર ભમરાઓ ભ્હાજે ને નખ્ખાં ઉપર

વાયુની આશકી વાય, તેવીઓના કટાક્ષ નેન મારવાલા ચાલા ચાલી રહ્યા. જોગી જેવા ભોગી થઇ ઘડીકમાં અકલના હાલહવાલ થાય તો આ બ્રાહ્મણનું તે શો ગજું? તે ત્યાં કામરૂ દેશમાં મચ્છીનદ્રનાથ મીસાલે દાસ થઇ ગોપીઓના દધમાત ને ગૌના છાન ઉપાડવા લાગો ને સ્ત્રી સ્નેહનો શીકાર થયો. ભવનું તારણ કરતો તો રહ્યો પણ ભવનું મારણ કર્યું.

---

## ૩૨૭—ખુદાના લાલોની તાજુબી.

હાફેજની સુફી જીંદગીના ખલક તરેહવાર તુરંગો બોલે છે. એક વખત હાફેજ ઉપર શરબતવાલાના પૈસા ચઢી ગયા હતા, તે તકાજા ઉપર તકાજા કરતો હતો, તે પાસ હાફેજ એક દીન ઘણોજ બેકરાર હોયાથી શરબતની જામ તલબ કરતો ઉભો, પણ તે તો પોતાના પૈસા માંગે ને જામ આપે નહીં. અંતે ઘણીક રગઝીક થતાં એવો કરાર થયો કે કાલે શુરજ તલું થતાંજ તે તેનું સઘળું કરજ અદા કરશે. અને એ વચને તે પાસ એક જામ લઇ પીધી. જ્યારે મધરાત પડી ત્યારે હાફેજે જેહાનના પેદા કરનાર ખુદાવંદતાલા પાસ આજુજીનો પોકાર આંખમાં આજું લાવી ઉઠાવ્યો: 'ઓ ઇન્શાનોની તમામ દેખરેખ રાખનાર ને તમામ ઉમદ પાર પાડનાર ખુદા, સવાર પડશે ને ખુરશેદ તલુ થશે ત્યારે મ્હારો વચન ખોટો પડશે તો હું કેવી બેઇજતી પામીશ? અરે ઓ મીસકીન આદમીઓના અલ્લાતાલા, તું મ્હારા જેવા મુફલેસની આ બંદગી કબુલ કર અને બામદાદની શીકલ જીનહાર આશકારા ના કર, એટલે મ્હારા વાયદામાં કાંઇ ખામી પડનાર નથી અને વચનં સલામત રહેશે." હાફેજની આ બંદગી જેહાનના બરપા કરનાર બારેતાલાની જનાબ કબુલ થઇ અને ખુરશેદ રોશન થયો નહીં ને બામદાદ પડી નહીં. એમ દીનબદીન ચાલ્યા જતા રાતની રાતજ રહેવા લાગી. રાજની સઘળાં ખલક આ અજાયબીમાં ગરક થઇ, કે શો શીતમ છે કે સવારની શીકલની ઉમેદવારી થઇ રહી છે. અંતે હાકેમ પાસ એ બાબે દરબાર ભરાઇ ફીકર ને અફશોશની વાત ચાલી રહી, પણ કાંઇ ઇલાજ મળે

નહીં. આસ્માન ઉપર શુરજ નહીં રોશન થયાથી ત્યાં નવાનવા રોગ ને બેચેની ફુટી નીકળ્યાનો તો હીસાબ રહ્યો નહીં. આ વખ્ત શીરાજમાં સુફીઓનો મોટો ઓલ્યા આવી લાગો હતો, તેણે તર્ત તર્ક બાંધ્યો કે જ્યાં છે ત્યાં આ કર્તુક સાહેર હાફેજનાજ છે. પછે હાકેમ ને તે બન્ને ખુબ કલાથી હાફેજનું મકાન ઢુંડતા ત્યાં પોંહોંચ્યા, તો હાફેજ મુસાલ્લાના માંડવામાં જાર જાર જારી કરતો બંદગીનો પોકાર મારે છે 'ઓ અલ્લા, અગર બામદાદની શીકલ જાહેર થઇ તો મ્હારૂં વચન ખોટું પડશે ને હું ઇજતથી બેઇજત થઇશ માટે તું મધરાતજ ચાલુ રાખ!' આ બંદગી સાંભળતા પેલા બન્ને હાફેજ પાસ આવ્યા અને તેને પુછ્યું કે બામદાદ રોશન થતાં ત્હારી એવી તે કેવી બેઇજતી થશે કે તે માટે તેં આલમ ઉપર બદ-દુઆનો કેહેર વર્સાવ્યો છે? આ પુછેલા સવાલના ખુલાશામાં હાફેજે પોતાની ને શરબતફરોશની વાત કહી અને બામદાદ પડશે તો તેને તે ક્યાંથી પૈસા લાવી કર્જે અદા કરશે તેની વાયવેલા કરવા લાગો. હાકેમે તર્ત શરબતવાલાની રકમની થેલી તે પાસ મેળી. ત્યારે હાફેજે પોતાના પાક એતેકાદથી બંદગી ગુજારી કે બામદાદ શીતાબ આશકારા થઇ ને શરબતવાલાને પૈસા પણ આપ્યા ને ઇજત પણ જળવાઇ.

---

## ૩૨૮—"ગધેડાઓ સાથ ના ફર રે બાપુ."

શ્રી હેરાતના કીલ્લામાં એક ઘણોજ ઓલ્યા શક્ષ હતો, તેનું નામ ત્યાંની વસ્તીમાં **બાબાગાવ** પડી ગયું હતું. એક દીવસે બાબાગાવ, મોજમજાહ કરનારી મંડળી જે મેજબાનીએ જતી હતી તેને કોટ બાહેર મલ્યો. તેથી તે મસ્કેરાઓ તેને પણ પોતા સાથ લઇ ચાલ્યા; પણ તેટલાં એતેફાક બન્યો કે એક ગાય બરાડી. તે ઉપરથી પેલા મશકેરાઓએ પુછ્યું '**બાબાગાવ** આ ગાય શું કહે છે?' તો સવાલના જવાબમાં બાબાગાવે અછો લતીજો ચખાડયો: "ગાએ મને કહે છે કે તું અમારો બેશી થઇ આ ગધેડાઓ સાથ કેમ ભટકે છે વારૂં?" મશકેરાઓના મોહ આ તાણાથી નીચાં થયાં.

---

## ૩૨૯—દાઢીના પ્રતાપે દાદ લાગી કે શું?

શાહાનશાહ અકબર પાસે એક ઇસ્લામી જે મોટી ખેતીવાડીનો કરનાર હતો, તે ફર્યાદ આવ્યો, કે 'બંદેનવાજ મારાં ખેતરમાં અનાજ તો દસ ખલ્લાં પાકે છે, પણ હજરતના અમલદારો સો ખલ્લાનો પાક ઉતરે છે એ હીસાબ મેળી મોટો શીતમ ગુજારે છે.' આ કનબીની દાઢી ઘણીજ મોટી ને લાંબી હતી, તે જોઇને શાહાનશાહ બોલ્યો 'એ ઉજબખ! ખાંડીની દાઢી છેક દુર દરાજથી ઊંચકી લાવ્યો છે તો તને જુઠું બોલતાં શરમ આવતી નથી કે મ્હારા ઈમાનદાર અમલદારોની તું ફર્યાદ ગુજારે છે?' કનબી બોલ્યો 'બંદેનવાજના ધ્યાનમાં મ્હારી નવટાંકની દાઢીનો ખાંડી હીશાબ આવે, ત્યારે પાદશાહાના અમલદારો મ્હારા ખેતરના દસ ખલ્લાને સો ખલ્લાના હીસાબમાં લખે તેમાં તે કાંઇ નવાઇ હોય?' શાહાનશાહ અકબર તે કનબીનો આ શરખાવરી ઉપજાનારો હીસાબ સાંભલી ખુબ હસ્યો પણ શીતાબ તેની ફર્યાદને પોંહોંચ્યો.

---

## ૩૩૦—હકીમ અફ્લાતુનની દાનાઇ.

હકીમોના ઉસ્તાદોમાંથી એકે મોટા અફ્લાતુનને સવાલ કરયો કે 'જખ્મ કયો રૂજ ના થાય તેવો ઝેરી છે?' ઉસ્તાદોના માન પામેલા હકીમ અફ્લાતુને શું અછો જવાબ પેલા સવાલ નાખનારા ઉસ્તાદને દીધો 'બખીલ પાસ હાજત ચાહી કોઇ નીરાશ ફરેલા બુજોર્ગ ને ઓલ્મા શક્ષને લાગેલી નામોશી.'

તેજ ઉસ્તાદે અફ્લાતુનને સવાલ કરયો 'ક્યા એખલાસથી હાંસલ નથી?' અફ્લાતુને જવાબ વાળ્યો.

"બોલ નહીં પાલનાર સાથ સોબત ધર્યાથી.
"અજમાયશ મળ્યા વગર ભલતી દોસ્તી બાંધ્યાથી.
"જબાનના તેજ ને મનના કપટી સાથ મળ્યાથી.
"બખીલ ખવાસના પૈસાદાર સાથ મોબત રાખ્યાથી.
"કદર વગરના દીલવાલા સાથ મળી ગયાથી.

---

## ૩૩૧—સખાવત મીશાલે અકલમાં પણ મશહુર હાતમતાઇ.

ઇરાનના શાહે, નામદાર હાતમતાઇને પુછયું: 'તું જેટલો સખાવતમાં જેહાન દરમ્યાન અવલ દરજ્જો ભોગવેછે તેટલોજ દાનાઇમાં પણ હોય તો મને તું કહેશે કે પુરા ઇન્સાનની અજમાયશ શું?' હાતમ બોલ્યો: 'જેટલી મને દાનાઇની જરૂર છે તેટલી હું મ્હારી ઓલાદના ઉસ્તાદોથી શીખ્યો છું. પુરા ઇન્સાનની અજમાયશ ફક્ત તેની શખુનબાજી ઉપર મવકુફછે. પુરો ઇન્સાન તે, જે જીંદગાનીમાં ત્રણ વખ્તે ખુબ સંભાળથી ચાલનારો હોય:

કોઇ પણ બદ ને નાપાક કામ કરતી વખ્તે તે જાણતો હોય કે જેહાન જેને બરપા કરીછે તે પાક ખુદાવંદતાલા તેના કર્તુક જોયછે.

કોઇ ઉપર પણ બેમલાજે જબાંનદરાજી કે ગાલગલોચનો વરસાદ વરસાવે ત્યાં તે જાણતો હોય કે જેહાન જેણે બરપા કરી છે તે પાક ખેદાવંદતાલા તેના દરેક ખરાબ શખુનો સાંભળેછે.

કોઇ પણ કારણસર ચુપ ને મીંઢો થઇ રહે ત્યારે તે જાણતો હોય કે ખુદાવંદતાલા તેના મુગાં દીલની તમામ બાતેન જાણે છે.

---

## ૩૩૨—મનની આંટીની જબાંન ઉપર પાટી.

શાહાનશાહ અકબરે એક વખ્ત ખાજાજંગને ઘણોજ ગમખાર જોઇ પુછયું: "સોદાગર, આજ શો રંગ છે?" ખાજાજંગ બોલ્યો "બંદે નવાજ, ભુંડો રંગ." શાહાનશાહે પુછયું "એટલે?" ખાજા બોલ્યો 'મ્હારા વાહાણો જે માલ લઇ ગયાં તે સઘળાનો પત્તો લાગતો નથી ને ગુમ થઇ ગયા જેવો ભુંડો રંગ દેખાય છે. દોસ્તો આ રવેસની મ્હારી હાલત ઉપર અધીરા થઇ પોતાના નાણા મેળવવાના તકાજા કરનારા શત્રુ થયાનો ભુંડો રંગ દેખાય છે. અને જ્યાં કદી અદા ના થાય તેટલી રકમનું કપાલે ચ્હોંટી બેસ્તુ કરજ, બચરવાલ સાથ ને જન્મ કંકાસ કરયા વના એક પળ ના ગુજારે એવી આંતો મેળો બની આવ્યાનો ભુંડો રંગ દેખાય છે, તેથી મેં જવાબ દીધો કે 'ભુડો રંગ.'

---

## ૩૩૩—બોલ્યા ગપાટ કે ચપરખંડો.

એક આરબને ઇમાનદારોના સાહેબ ખલીફ હારૂન અલરસીદ પાસ હાજર કર્યો. તે ઉપર આ આરોપ હતો કે તે જાહેરમાં દીનદાર મુશલમીન તરીકે પોતાને દેખાડે છે પણ બાતેન કુફ્ર છે. આ અન્યાય માટે ખલીફે ઠઠરાવ્યો કે 'રાસ્ત બોલ, શું તું કુફ્ર છે ને મુશલમીન નથી?'. આરબ બોલ્યો 'ઇસ્તફ્રલ્લા, હું રાસ્ત દીન ઇસ્લામનો પાલનાર છું. પાંચ વખ્તની નીમાજનો પઢનાર ને અળ કુરાનના કાણુનો પાલનાર છું.' ખાલીફ તેને નહીં માનીને બોલ્યો. 'તું રાસ્ત બોલતો નથી તો ચાબુકનો માર મરાવી ત્હારાં કુફ્ર ઇતેકાદનો ઇકરાર કરાઉછું.' આરબ તે ખાલીફનો દમ સાંભળી બોલ્યો "આ તો અજાયબી કે જ્યારે આપણા નબીએ તલવારથી ઇસ્લામી મહજબનો ઇકરાર ફેલાવ્યો ત્યારે તું ઇસ્લામી ઇમાનદારોનો વાલી થઇ મને ચાબકનો માર મરાવે છે કે હું કાફ્રીનો એકરાર કરૂં!' આરબને સાંભળી ખાલીફ હસ્યો અને તેને બેતકશીર ઠેડવી છોડી મેલ્યો.

---

## ૩૩૪—ખાજાખેરદ ને પરીજાદ છોકરી.

આબેહૈયાત પી ખાજા ખેરદ હૈયાત થઇ પાહડોમા રહેછે. તે એક વખ્ત ખલકનો તમાશો જોવા ગામડ્યાના અવતારે શેહેરમાં આવી ગલી ગુંચીમાં ફરેછે, તે એક સુંદરી, જેની ખુબસુરતી ઉપર ફીરેસ્તા ભમાય તેવી હતી તેને પુછવા લાગા, 'તું કોણ છે?' પરીચહેર બોલી 'ઓ દોસા, 'હું તો યજદાન છુ' ખેરદની અકલ ચલી ગઇ કે 'એ બકેછ શું?' પણ ધીરજથી ફરી પુછ્યું 'અરે બાકી તને એ શખુન બોલવા સજાવાર નથી.' પરીચહેર બોલી 'કેમ ના સજાવાર, હું જરથોસ્તી દીન ધરાણી છું ને યજદોની બંદગી કરનારછું માટે હું યજદાન કેમ ના?' ખેરદ બોલ્યો 'યજદાનપરસ્ત કહેવાય.' પરીજાત બોલી 'પણ હું યજદાન થઇછું એટલી બંદગી કરી ચુકીછું. જોઇએ તે મને સ્વાલ કર. મેં દોસ્તના દરવાજા ઉપર મ્હારી જવાનીની મોહસમ કુરબાન કરીછે અને મેં તેના નામની બરખત મેળવીછે. ઓ દોસા, તું પોતે ખાજાખેરદ છે

એ હું જાણુંછું, અને આ ગામડ્યાના અવતારે બચારા આદમીઓની એબ જોવા આવ્યોછે પણ તને ખબર નથી કે ઘાંના બાલક વટીક ત્હારી ઠેકડી કરેછે ને ત્હારા નામ ઉપર હુરરયો બોલેછે" ખાજાખેરદ શ-રમાઇ ગયો. તે ત્યાંથી ચાલ્યો, પણ તેટલા શેહેરના સઘળાં નાહનાં મોટાં તેને જોઇ હસીને સલામ કરવા લાગાં. તેને ઓળખી આવકાર દઇ રમતા બચાંઓ તે પાસ જઇ ઉભાં રેહવા લાગાં. આ દેખાવે ખાજા ખેરદનો ગર્વ ઉતરયો કે જ્યાં હું છુપા પોશાગે શેહેરનો તમાશો જોવા આવ્યો ત્યાં તો ખુદાના ઇતેકાદનો મોજેજો એવો ધીકેછે કે ભેદ ભરમો ઉપર કસો આંકોસ રહ્યો નથી અને બચાં ને બુઢા સર્વે સરખી દાનેશ ને આગાઇમાં પાર પડ્યાંછે.' એ વીચારે આવ્યો તેવોજ શીતાબ પોતાની પાહાડી જગ્યોએ જઇ ભરાયો.

---

## ૩૩૫—બેજન સુરતી ને મારવાડી.

બેજન સુરતીએ મારવાડી પાસે રૂપીઆ પાંચસો શાહ જોગી ચીઠી ઉપર કઢાવેળા, તેના વાયડા ઉપર વાયડા થતાં મારવાડીએ ફ્રર-યાદી કરવાની ધમકી આપી ત્યારે અંતે ઠાકીને બેજને તે અદા કરવા માટે એક અછો ઉપાય સોધી કાઢયો. તર્ત તેણે આદરરોજના પર-ભનો વાયદો કરયો કે સવારમાં આવી લઈ જજે. આ વાયદા પ્રમાણે મારવાડી તો આવનારજ, તેથી બેજન સુરતીએ માથે સુલતાની તોપી ચઢાવી જંદ અવસ્તાની ચોપડી હાથમાં ધરી. તે એક ખુરસી ઉપર ભણવાનું ડોલ ઘાલતો બેઠો. સામે મેળેલાં એક સ્ટુલ ઉપર આતશનું ન્હાનું અફ્રરઘાન્યું મેલી ને સુખડ સલગાવ્યું ને બાંગેબુલંદ, ખુદાને ખબર, તે કાંઈ એવી બોલી બબડતો કે સઘળું ઘર તેની બંદગીથી ગાજી રહ્યું. આ ક્રીયા ધુમધુકાર ચાલે છે તેટલાં પેલો મારવાડી રૂ-પીઆ પાંચસોની શાહ જોગી લખેલી ચીઠી લઈ પોતાનું નાણું લેવા આવ્યો. તે બેજનને બંદગીમાં જોઇ ખુશ થયો કે, તેનો કરજદાર પોતાના ખુદાને પીછાણુનાર ને ધર્મી છે, તેથી તેને પોતાના નાણા

મળશે એ ખાતરી સમજાઇ, તેટલાં બેજન સુરતીએ બાંગે બુલંદ આવાજે રાગડો તાણવા સાથ પોતાના માગનાર મારવાડીને માન અકરામથી ડોકી નમાવી આવકાર દીધો અને બાજમાં ચીઠી લાવ્યો છે તે માટે પુછ્યું. મારવાડીએ ડોકી હલાવીને હા કહી અને ચીઠી કાઢી દેખાડી; તો બેજને ઇસારતે જણાવ્યું કે 'દુરથી ફેંક.' મારવાડીએ તુર્ત તેના હાથમાં જાય તેમ ચીઠી ફેંકી. બેજને તે લીધી અને જેટલો હાલ લગી બાંગે બુલંદ પઢતો હતો તે કરતાં દસ ઘણો જાદા ઘાંટો કાઢીને બંદગીના કલામ પઢવા લાગો. આ બંદગીમાં ભેલસેલ તેને આવડતી સઘળી ભાષાના શ્લોક ને વાકય બોલાતા સંભાલાતા હતા. અને પલકે પલક ચોપડીના પાના ફેરવતાં ને સર નમાવી નમસ્કાર થતાં ખોબે ખોબે સુખડ મેલાઇ મસ બલતું થઇ રહ્યું હતું. પઢતો જાય ને પેલી ચીઠી પણ વાંચતો હોય એવું ડોલ કરતો જાય અને પેલા મારવાડીને દુરનો દુર રાખતો જાય, અંતે મારવાડી ચાલમાં ખુને ઉભો છે તેટલા બેજન સુરતીએ 'શુક્રે એલાઇ એ રૂપીઆ પાંચસો અદા બાશ' કહી બે હાથ દીદાને લગાડી પેલી શાહ જોગી ચીઠી મસ સલગેલાં બલતા ઉપર મેલી કે તેની હસ્તીએ નહી રહી. એ મીશાલે પલમાં બળી ખાક થઇ. મારવાડી તો તેનું માહ જોતો ઉભો તે થામલા માફક ઉભોજ રહ્યો. તેની તો ફીકરી ફાટી ગઈ. જ્યારે બેજન ખુદાતાલાની બંદગી કરી રહ્યો ને છેલો પગે પડી ઉઠયો ને બોલ્યો કે 'ભાનાજી આજે અમારૂં મોટું આતશનું પરભ છે, જે દીવસ એટલો પાક ને પવિત્ર કે અમારેથી કોઇ જુદદીન સાથ વાત કરાય નહીં તો પછે બીજી વાત કે વેહવાર સંબંધી તો એક હર્ફ પણ કેમ બોલાય? માટે તું કાલે આવજે, કારણ જે હવે વાંધા જેવું કાંઇ રહ્યું નથી.' મારવાડી પાસ મુદ્દો શું કે કાંઇપણ રગજીગ કરે? તે તો દીગમુઢ થઇ ત્યાંથી ચાલ્યો ગયોજ; પછે બીજે દી બેજન સુરતી મળે તો કાંઇ બોલાચાલી થાય કે? જવાબ મલ્યો કે તે તો સુરત ગયાછે તે છ માસ રહી આવશે. જ્યારે ફરી બેજન સુરતી પોતે ભાનાજીને જઇ મલ્યો ત્યારે તો બીજા રૂપીઆ પાંચસો કઢાવવાની વાત કરવા લાગો. 'ભાઇ ભાનાજી મને રૂપીઆ પાંચસોની જરૂર છે તેટલા અબ ઘડી શાહ જોગી ચીઠીપર-

ધારે તો કેમ?' ભાનાજીએ તો પેહલા માંગતા રૂપીઆ ઉપર પુરો મેળ્યો. તે રૂપીઆના રૂપીઆ ગયા ને વળી પંચમાં મુર્ખ ખપવાનો રકાસ કરવો એ ક્યાં પાકા મણુષ્યની રીત? તેથી ટુકામાંજ કાસર પટાવી, કે 'હાલ ભાઇ બેજનજી એટલી રકમ મ્હારેથી બને તેમ નથી.' બેજન એ પ્રમાણે ભાના મારવાડીનું મન ને ભરમ પામી કર્જ માટે નચીંત થઇ ગયો.

---

## ૩૩૬—બુજોર-ચે-મેહેર ને એક ચંચલ ઇરાની છોકરો.

બુજોર-ચે-મેહેરે અદલ શાહાનશાહ નોશીરવાનને નવરોજની મુલાકાત આપી આવતાં રસ્તામાં એક ઇરાની છોકરાને જોયો, જે નવરોજની ખુશબખતીથી બાતલ ને ગમ ભરેલો ઉભેલો હતો, અને બીજા ઇરાની છોકરા નવરોજની ખુશખુશાલીમાં મઝા મારતા ને કસરત કરતા હતા તેથી તે દુર રહ્યો હતો. બુજોર-ચે-મેહેરે પોતાનો ઘોડો ઉભો રાખીને તેને પુછ્યું કે 'તું કેમ નવરોજની ખુશખુશાળીમાં આમેજ થયો નહિં?' છોકરો બોલ્યો, મને નવરોજ ને બીજા રોજમાં કસો તફાવત જણાતો નથી. જે સુરજ રોજ ઉગે છે તેજ આજે ઉગ્યોછે. જે પવન રોજ ફુંકે છે તેજ આજે ફુંકે છે. જે પલ ઘડી ને કલાકની રોજ ગણત્રી છે તેજ આજે છે, કંઇ આજે નવરોજની વાખવાખી જણાવવાને એ સુરજ ઉગ્યા નથી કે તેથી આજના રોજને બીજા રોજ કરતાં મોતેબર ગણું? જેમ દરરોજ કોઇ મરે છે તેમ આજે પણ મુડદાં દુખમા તરફ જતાં મેં જોયાં છે. જેમ દરરોજ અકસ્માત થાય છે તેમ આજે પણ થયા છે. દરરોજ જેમ સાંજ પડે છે તેમ આજ પણ પડનારી છે, તો એ રોજની બુલંદી હું કેમ કબુલ રાખું?' બુજોર ચે મેહેર ગંભીરાઇથી બોલ્યો કે 'ત્યારે તું કીયા રોજને બુલંદ ને આળા ગણે છે?' તે છોકરો બોલ્યો 'મારા વડીલોના મરણ દિવસો—મારા ખેસીઓના મરણ દિવસો—મારા પાદશાહોના મરણ દિવસો—મારા પેહેલવાનોના મરણ દિવસો—ને મારા પેગમબરનો અંત દિવસ.' એ બોલતાં એક કોલસાનો કકડો તેણે જમીનપરથી ઉંચકી

ગજવામાં નાખ્યો. બુઝોર ચે મેહેરે તે જોયાથી પુછયું કે 'કોલસાને કાંય તેં માટીમાંથી ઉંચકી ગજવામાં નાખ્યો?' છોકરાએ જવાબ આપ્યો કે 'એ આ ધરતીનું બળ ને જીંદગાનીનું તેજ છે. દેખાઇતો એ કાળો છે, પણ એવો તો ઝલકાત પકડી શકશે કે દેવ પણ એને ઉઠાવવાને અશક્ત થશે. એના ઝલકાતથી સુરજની કોર લજવાસે, એની લાલીથી કુમારીના ગાળ ઝાંખ પામશે. એની બરખતથી જીંદગાની તાજી રેહશે, અને રસાન સંજોગથી એમાં હીરાની ઉત્પંતી થશે. એવો બળ્યો આ કાલો કોયલો તે મને પાયાથી હું પોતાને તવંગર સમજું છું.' હવે બુઝોર ચે મેહેર ઘોડાપરથી ઉતરીને તે છોકરા પાસે ગયો અને પીઠપર હાથ ફેરવીને બોલ્યો કે 'તું ઘણો હોશ્યાર જણાય છે.' છોકરો બોલ્યો 'માનવી બચો હોસ્યાર હોવજ નહી. ખરો હોસ્યાર તો નાગ બચો જે જન્મતાંજ પોતાની વીચીત્રતા ચમકાવેછે. બુલબુલ પેહેલી રૂતુ કાઢતાં ગાયનની ઉસતાદી બતાવે છે. બાજનું બચું છ માસમાં ઘેટું ઉઠાવી જાયછે. શેરનું બચું વરસની ઉમરે હાથીસે તકર લેછે. ત્યાં માનવીની હોસ્યારી ક્યાં બીસાત છે?' બુજર-ચે-મેહેરે પુછયું 'તું કોણ તોખમ? તારી નિશાણુ શું? તારો ઉસતાદ કોણ ને કોણ મુલક?' છોકરો બોલ્યો, 'હું આદમ તોખમ, મારી નિશાણુ અક્કલ, મારો ઉસ્તાદ ખુદરત ને મારો મુલક આ ધરતી.' બુઝોર-ચે-મેહેરે ગંભીરાઇથી પુછયું કે 'હું ધારૂછું કે તું નાવારેસ છે અને તારૂં મકાન નથી.' છોકરો બોલ્યો કે 'મારો બાપ મોટો સોદાગર છે. મારી માદર એક શાહજાદી છે. મારા નવ ભાઇ છે. મારી સાત બેન છે. મારી પાંચ ભાભી છે. મારૂં કુટુંબ બોહળુંછે ને મારૂં મકાન સામેનો પેલો દેખાતો બુલંદ મેહેલ છે.' બુજર ચે મેહેરે તાજુબ થઇ પુછયું કે 'તું ફિલસુફ છે ને ખુદરતનો રમતીઆળ છે તો મને કેહ કે આસમાન કેટલાં છે, આસમાનપર કેટલા શેતારા છે, શેતારામાં કેટલા ભેદ છે.' છોકરો બોલ્યો, કે 'જેટલાં દરયાવ ને પાતાળ છે તેટલાં આસમાન છે, જેટલી દરયાવમાં માહીછે તેટલા આસમાનપર શેતારા છે ને જેટલા દરેક માહીમાં કાંટાછે તેટલા શેતારાને ભેદ છે!' બુજર ચે મેહેર બોલ્યો 'શું તું કહી શકસે કે દરયાવમાં રેતી કેટલી છે?

દુનીયાંમાં દરદ કેટલાં ને માનવીને ઉમેદ કેટલી?' છોકરો બોલ્યો કે 'જેટલાં દુન્યાનાં તમામ આદમીઓ ને રૂહો છે, તેટલી રેતીની ગણત્રી છે. જેટલાં આસમાનના રંગ ઢંગ છે તેટલાં દરદ છે, ને હંમેસગીની મુદતની જેટલી પલ છે તેટલી દરેક માનવીને ઉમેદ છે.' બુર્જોર ચે મેહેર છોકરાની ઉપર તાજુબીથી થોડોવાર જોતો ઉભો, પછે ફરી પુછવા લાગો કે 'તું બરાબર કેહી શકશે કે કીયા આતશને ગરમી નથી? કીયાં ઝવેરની કિંમત નથી? કીયાં લોહીમાં રંગ નથી? કીયા માનવીને જીવ નથી? કેઇ મોહબતને મુલાકાત નથી? કીયાં ગાયનને અલાપ નથી? કીયા શેતાનને શિકસત નથી? કેઇ ખુબસુરતીનો કોઇ આશક નથી?' છોકરો બોલ્યો કે 'ચશ્મના આતશને ગરમી નથી. દીલના ઝવેરની કિંમત નથી. હરામનાં લોહીને રંગ નથી. બેવફા માનવીને જીવ નથી. મુરખની મોહબતને મુલાકાત નથી. ગમના ગાયનને અલાપ નથી. તોફાનના શેતાનને શેહ નથી. વીજળીની ખુબસુરતીનો આશક નથી!' બુર્જોર ચે મેહેરે ફરી પુછયું કે 'ખરો જંગી કોણ ને ખરો જોગી કોણ? ખરો દુખી કોણ ને ખરો સુખી કોણ? ખરો મુવેલો કોણ ને ખરો જીવેલો કોણ? ખરો વીદ્વાન કોણ? ખરો ડાહ્યો કોણ? ખરો ગરજાઉ કોણ ને ખરો માનીતો કોણ?' છોકરાએ ઉતર દીધો કે 'દીવસ જેવો કોઇ જંગી નથી, રાત જેવી જોગણ નથી, દરયાવ જેવો કોઇ દુખી નથી, પાહાડ જેવો કોઇ સુખી નથી. ખાક જેવો કોઇ મુએલો નથી, નુર જેવો કોઇ જીવેલો નથી, દોલત જેવો કોઇ વિદ્વાન નથી, નસીબા જેવો કોઇ ડાહ્યો નથી, વખત જેવો કોઇ ગરજઉ નથી, જોગ જેવો કોઇ માનીતો નથી.' બુજર ચે મેહેર આ સખુનો સાંભલી દંગ થયો અને છોકરાને પુરો કસવાને લલચાયો, માટે પોતે જે બાબે શકમંદ તેવા સવાલો પુછવા લાગો કે 'આજ તલગનાં પેદા થયલાં પરંદા ચરંદાની ગણત્રી શું? દુન્યામાં ઝવાહેરોની ખાણ કેટલી? જાત ને કજાતની કીંમત શું? કજાની ઉમર શું? આંખના નુરનું વજન શું? પાકીની મુરતી કોણ? નેકીની આબરૂ શું? આબરૂનું દરખત કયું? પરીના ટોલાની ઓળખ શું?' આ સવાલો સાંભળી છોકરો હસી કેહવા

લાગો કે 'પરંદા ચરંદાની ગણત્રી સેહેલ છે જો આજ તલગના પડેલા વરસાદના છાટાંની તું ગણત્રી ઉપજાવી શકે તો! આદમીજાતની કયામત તલગ બરપા થતી વસ્તીની જેટલી ચશ્મોનો અરસતો થશે તેટલીજ ઝવાહેરની ખાણ દુન્યાનાં પેટાંમાં ગુમ છે. જાતની કિંમત ઝવેરની એક રતી, કજાતની કીંમત તાંબાનો એક દામ, કજાની ઉંમર દુન્યાની સંધી જીવાલ ચીજોની ઉંમરની રોજે રસ્તાખેજ તલગની જુમલે સંખ્યા. આંખનાં નુરનું વજન સુરજનાં એક કિરણ બરાબર, પાકીની મુરતી પરેજગારી, નેકીની આબરૂ નુર, આબરૂનું દરખત અવનાર, પરીના ટોલાની ઓલખ માહીજાત.' પણ પછી તે ઇરાની છોકરો હોતમાં હસીને બુજોર-ચે-મેહેરને પુછવા લાગો કે 'કોઇ તું રાજદરબારી જણાય છે, પણ તારી અક્કલની પરીક્ષા કરવા વના હું તને ખરો નાવાકેફ ને નકામો જીવને ભાર થયલો માનવી સમજ્યુછું. તેં મને જેમ મન આવ્યું તેમ સેહલા સેહલા સવાલો પુછીને મારાં બચપણની ગતી જોઇ, પણ તેં મને પુખ્ત મગજ ને એલમ પઢેલો જાણ્યો હતે તો એવા કંગાળ સવાલો પુછવામાં કસો સાર જોતે નહિ, પણ વારૂં તું મને કેહશે કે 'આમા હવાએ ખુદાવનતાલાનો હોકમ કાંય તોડયો? અને તેનો કોપ આપણી આદમીની ખલક ઉપર કેમ ઉતર્યો? પેગંમબર ને પલીદમાં સરસ કોણ? અને દોસ્તીની હસ્તી કોણથી થઇ?' બુજોર ચે મેહેર ઇરાની છોકરાથી પોતાની ઉપર અવલમાં થયલા ટીકાથી ખસ્યાણો પડયો હતો, તેવા દીલ બેદીલ થયલા મામલા વખતે આ સવાલો એવા તો માનવીની અક્કલ બાહેર દેખાયા કે બુજોર ચે મેહેરે એક બેમુલી અંગોઠી આંગલીથી કાઢીને નવરોજની ખુશબખતી ને મુબારકબાદીમાં પેલા છોકરાને બક્ષેસ આપી ને પેલા સવાલો પણ તેની પાસ સાંભળવા આરજુ કરી. ઇરાની છોકરાએ પેલી બેમુલી અંગોઠી બક્ષેસ તરીકે લેવાને બદલે તે પુરતાં માન સાથ પાછી વાળી. તેણે ઘણાજ બારીક ખીઆલથી બુજોર ચે-મેહેરનો બેસુમાર ચંચલ ચેહેરો અભેઆસ કરયો. થોડોવાર તે કાંઇ ભુલ્યો હોય એવા ચેહરે ખેઆલમંદ થયો, પણ પછે તે તરત ઝડફથી ચોંક્યો, જોસ્સાથી ડોલા

ફ્રારીને હોકમ ભરેલા લેહકાએ પુતળાં માફક ઠરી રહ્યો; પછે એકાએક વિજળી માફક ખુરશીદના ઝલકાતમાં કુદી પડયો, અને ખુજેર-ચે-મેહેર પોતાની પીઠ પાછલ જોયા આગળ તેની પીઠ વીંધી નાખે એવા એક જબરા ખુનખાર તીરને મોટી ચબરાકીથી પકડી લઇ તે વજીરને તેના ખુનના તરસ્યા મુદઇથી બચાવી તે તીર તેના દસ્તમાં આપી સલામ કરી ચાલતો થયો.

---

## ૩૩૭—એબી જમાનાની તાસીર.

બે મેંઢા ખુબ મસ્તી પર ચઢયા, તે એવા લટખટ થઇ ટક્કરથી એક બીજા સાથ બાઠ લેવા લાગા કે સારૂં અરણ્ય ગાજ્યું. આ જોઇ એક વરૂં જે પોતાને ઘણુ ડાહ્યું સમજતું, તેણે તે બન્નેની પંચાત પતાવા વચ્ચે માથું ખોસ્યું પણ પેલા કાંઇ તેથી સમજે? એકને વરૂં કાંઇ કહેવા જાય કે બીજો ધરરર કરતી ટક્કર લગાવે. ત્યારે વરૂં બીજાને સમજાવા જાય કે પેલો મેંઢો ધરરર કરતી ટક્કર લગાવે, એમ આ બાજુથી તે બાજુ ને તે બાજુથી આ બાજુ સમજાવા જતાં પેલા બે મેંઢાની ટક્કરબાજી દરમ્યાન વરૂં ફોકટમાં છુંડાઇ મુવું.

---

## ૩૩૮—નીમાજ પેહલી સરસ કે છેલ્લી?

એક મુલ્લાં નીમાજ પઢી મસીદ બાહેર નીકલે છે; ત્યાં હજરત અલી હાજર હતો તેને વેહેમ ગયાથી ખાસડું દેખાડીને ફરી બરાબર નીમાજ કરવાને હોકમ કર્યો. મુલ્લાં પોતાના પયમબરના ગાદીનશીન ખલીફ્રાના માન ખાતર ફરી નીમાજ પઢયા પછી નમી ચાલતો થાય છે; તે જોઇ હજરત અલીએ પુછયું 'રાસ્ત બોલ કે નીમાજ બરાબર પઢયો તે છેલ્લી કે પ્હેલી નીમાજ?' મુલ્લાં બોલ્યો 'અલ્લાના કસમથી કહુંછું કે પ્હેલી નીમાજ, જે ખુદાના ડરથી અદા કર્યામાં આવી હતી પણ છેલ્લી નીમાજ તો ખાસડાંની દેહશ્તે.'

---

## ૩૩૯—કંજુસને મળેલી હાથ તાલી.

એક કંજુસની સો મોહોરની કોથલી ખોવાઇ ગઇ. તે વાત પોલીસને જાહેર કરી જેથી થાલી પીટાઇ કે કોથલી લાવી આપનારને દસ મોહોરનું ઇનામ આપવામાં આવશે. આ કોથલી કોઈ એકાનદાર પણ ઘણાજ ગરીબને જડયાથી તેણે પેલા કંજુસને હવાલે કરી અને પોતાનું ઇનામ માંગ્યું. અનામત કોથલી મળ્યાથી કંજુસ જેનું શખ્ત હૈડું તો દસ મોહોર આપવાને ચાલેજ નહી. તેની તો દયાનત ફરી, તેથી તે કોથલી ખોલી મોહોર ગણીને બોલ્યો 'લુચા એ કોથલીમાં તો મ્હારી એકસો દસ મોહોરો હતી તેને બદલે તો ફક્ત સો મોહોર છે. તો તેં તારૂં ઇનામ આગલથીજ ઉપાડયું દીસે છે ને વળી બીજું ઇનામ માંગે છે?' તે યકીનદાર ગરીબ બાપડો, આ કંજુસે આલ માથે ચઢાવ્યું કે ડરી જઇ મુગે મુગો ત્યાંથી પોતાને રસ્તે ચાલ્યો. આ વાત કોઈ દયાલુ વકીલની જાણમાં આવ્યાથી તેણે ગરીબ તરફથી કોર્ટમાં લડત ચલાવી. જડજે સઘળી કેફ્યત તથા સાક્ષી ખુબ ધ્યાને સાંભળી પોતાની ખાતરી કરી લીધી કે કંજુસની દયાનત બીગડી છે. કોથલીમાં તો સો મોહોરજ હતી, ને થાલી પણ સો મોહોરોની પીટાઇ છે. પોલીસને ખબર પણ સો મોહોરની કોથલી ખોવાયાની અપાઇ છે છતાં આ ગરીબ ઉપર નાહકનો અલાપ લેવાયો છે. અને તેની ઇનામદારીનો બદલો નવાજ્યા બદલે તેની ઇમાનદારીનો નાશ કરવાની હીંમત ચલાવી છે. તેથી જડજે પેલા કંજુસને પુછ્યું 'ત્હારી કોથલીમાં એકસો ને દસ મોહોર હતી?' કંજુસે જવાબ કીધો 'હા, સાહેબ, બેશક એકસો ને દસ મોહોરો.' જડજ બોલ્યો, 'આ વાતમાં ગેરસમજુતી થઇ છે. તમારી કોથલી એ નહી, એ તો કોઈ બીજાની ખોવાયલી દીસે છે. મેલ એ કોથલી હાં,' પછે જડજે પેલા ઇમાનદાર ગરીબ શક્ષને કહ્યું, 'લે એ કોથલી તું ને જ્યાં લગી એનો કોઈ ખરો ધણી માલમ પડે ત્યાં લગી ત્હારા ધંધામાં એનો ખુબ ઉપ્યોગ કર. જા તું ખરો ઇમાનદાર ને આબરૂદાર શક્ષ છે.

---

## ૩૪૦—માહુન પુરૂષોના લક્ષણ શું ?

એક દીન શાહાનશાહ અકબરે રાજા બીર્બલને સ્વાલ કર્યો અરે બીર્બલ, માહાન પુરૂષોને પર્ખવાનું લક્ષણ શું? બીર્બલે કહ્યું 'ધર્માવતાર, માહાસાગર પોતે ખારો છે પણ વરાલના આકારે આકાસ લગી ચઢી તે વાદલાંઓના રૂપમાં બદલાય છે. અને મેઘ સમાન નીર્મલ અમૃત બને છે, તેમ ખરા માહાનપુરૂષોના લક્ષણ જાણવાં.'

---

## ૩૪૧—દાનાઇના સવાલ જવાબમાં અકબર ને બીર્બલ ને ગંગ.

શાહાનશાહ અકબરે એક વખ્ત રાજા બીર્બલને પુછયું કે 'બીર્બલ તું કોઇપણ દાનાઇ કે અકલના સવાલ નકી કરવામાં છક્કર ખાશે નહીં ?' બીર્બલ બોલ્યો 'બંદનવાજ, મ્હારા ટપકામાં એમ છક્કર ખાવા સારૂ મ્હારો જોષી સાફ ના કહે છે' શાહાનશાહ બોલ્યો 'એ તું શું બકે છે? જો હું પુછું તે સવાલના જવાબ બરાબર હશે તો મોટો શીરપાવ નહીં તો સુલી બક્ષીસ. બોલ મને કેહ કે કયો રંગ ઉત્તમ ?'

**બીર્બલ**—કાલો.

**અક**—કાલો? એ તું બોલે છે તેની કાંઇ તને સમજ છે?

**બીર્બ**—બંદેનવાજ, રાત કાલી હતે નહીં તો ચંદ્ર ને ચાંદણીની બલ્યારી ગવાતે નહીં. કીકી કાલી હતે નહીં, ભુવાં કાલાં હતે નહીં, પાપણ કાલાં હતે નહીં. તો કોઇ પણ ખુબસુરત સ્ત્રી સમ્પુર્ણ રલ્યામણી સોભતે નહીં. સર્વ સૃષ્ટી સોભી રહી છે તે કાલા રંગની બલ્યારીથી !

**અક**—તોખમની પરીક્ષા કેઇ ?

**બીર્બલ**—બેવફા ને નીચ સાથ સંબંધમાં આવલું.

**અક**—એ શું તું કહે છે ?

**બીર્બલ**—જ્યાં લગી કોઇ રજાલા ને વિશ્વાસઘાટકી સાથ દોસ્તી બંધાઇ છક્કર પડે નહીં, ત્યાં લગી તોખમ ને વફાદારીનો અનુભવ સમજાય નહીં ને મોહબતની મોતેબરી પર્ખાય નહીં.

ત્યાં કવી ગંગ બેઠો હતો, તે બીર્બલના લુખાં પીજણથી ચીરડાઇ

બોલ્યો 'ધર્માવતાર, જ્ઞાન ને બુદ્ધી સંબંધી રગજીક તો માત્ર કવીઓ સાથ થયામાંજ રસ ઉપજે છે. પ્રધાન સદા લુખા ને રાજ્ય ખટપટના ગંભીર ભાંયરામાં પડયો રહે તેને રાજ્ય રંગ ને બુદ્ધી પ્રશ્ન જોઇયે તેવા ના સમજાય.'

કવી ગંગને આપ મેલે આપડામાં હોમાયલો જોઇ બીર્બલ બોલ્યો 'બંદેનવાજ, કવીરાજ કહે છે, તે સત્ય છે. અમારા જેવા પ્રધાનને લુખી ને જીવ સતોસતની બીનામાં રાત્ર દીવસ ગુલતાન રહેવું પડે છે. તેને એવી અનેક લુખી તકરાર કે તર્ક સમજાયામાં બહુ વીલંબ લાગે ખરો. એક કવી કહે છે તેમ ગંગનો હીરો સાબેત થાય છે :—

"મન હીરા, તન કોથલી, બેર બેર મત ખોલ,
જબ આવેગા ચોકસી, તબ પાવેગા મોલ."

તેમ જેહાનપનાહ, ગંગની કોથલીમાંથી તેનું હીરા જેવું મન કાંઈ વારંવાર ખોલ્લુ થાય છે? હવે આપ શાહાનશાહ ચોકસી તેને મળ્યા છો તો એનું મુલ અંકાસે.

આ રીતે બીબલે કવીગંગને પીછોરીમાં વીટાલી પાંચ સેરો મારયો પણ કવી બહુ ભોલા તે બીબલનો ઉંડો પ્રપંચ સમજ્યા નહી ને ભયમાં પાતાલ લગી ઉતર્યાજ. કવી બોલ્યો. "ધર્માવતાર, હાલની બીબલની ચર્ચા સત્ય છે. સર્વેની કસોતી ન્યારી છે.

'હુમ કસબેકુ કાલ, દાતા કસબે દુકાલ,
મોતી કસબેકુ ઠાલ, નાટકી નતોટી હે;
હીરા કસબેકુ દાંન, શુરા કસબેકુ રાન,
ચાતુર કસબેકુ બાત, બાતકી બતોટી હે;
અશ્વ કસબે મેદાન, કમાન કસબે સંગ્રામ,
કારીગર કસબેકુ હાત, હાતકી હતોટી હે;
પ્રધાન કસબેકુ ન્યાવ, કવી કસબેકુ ભાવ,
મણુષ કસબેકુ મામલા, સો મામલા કસોટી હે.'

શાહાનશાહ અકબર કવી ગંગની મધુરી કવીતથી ખુબ રીજ્યો કે બીર્બલ છટકયો ને તેની જગાએ ગંગ સપાડાયો.

---

## ૩૪૨—મતલબી કદી ચુકતો નથી.

શાહનશાહ અકબર એકવાર ખુશ મીજાજમાં હતો ત્યારે કવી ગંગ પુછવા લાગો 'ગંગ આ પૃથ્વીમાં એવો કોણ શક્ષ છે કે તે કસાંથી પણ પોતાની ધારેલી વાત ચુકતો નથી?' ગંગ બોલ્યો બંદેનવાજ સાંભલો:—

ચુકજાત દાની જબ દાનહુસે,
ચુકજાત કબાની કબાનહુસે,
ચુકજાત ઘોડેકો ચઢઇઆ,
ચુકજાત બેદકો પઢઇઆ,
ચુકજાત યુદ્ધકો લઢઇઆ,
ચુકજાત તબલકો બજઈઆ,
ચુકજાત રોજગારી રોજગારકો,
ચુકજાત લેખધારી લેખધારકો,
ચુકજાત દાવ ખુબ ખેલારીકો,
ચુકજાત બાન નીશાન શેકારીકો,
કવી ગંગ કહે સુન શાહ અકબર,
ના ચુકયો દાવ મતલબ લબારીકો.

---

## ૩૪૩—ચાતુર કદી ચુપ થઇ બેસનાર નહીં.

એક દીવસે શાનશાહ અકબર બોલ્યો, 'ગંગ તું તો મ્હારી દરબારમાં એક એવો આદમી બીરાજેછે કે જેની જબાન ઉપર જેહાન નાચેછે ને અકલ આશકી રાખેછે, વારૂં બોલ ગંગ, બોલે તે સરસ કે ચુપ રહે તે સરસ?' ગંગ બોલ્યો 'આલમ પરવર સાંભળો:—

ચુપ કર રહે સો ચોર, રેન પરધનકુ તકે,
ચુપ કર રહે સો ચેરી, પીયા સમજાવન સકે;
ચુપ કર રહે સો બીવફા, દગાકે સગા સદા હર્ખે,
ચુપ કર રહે સો લબાડ, જીભ્યાકે બીખ ચખે.
ચુપ કર રહે સો નાર, ખસમ ડર બોલ ન સકે;
પીપલ પાંત ગજકરન, કબીતા કચુ કચુ ભને,
કહે કવીગંગ સુનો સાહ અકબર એ ખુબ મર્મ;
કયાં ના સુન્યો? કયાં ના જાણ્યો? ચાતુર ચુપકર રહે?

શાહાનશાહ અકબરને આ ગંગનો ગોટાળો ભાગ્યો નહીં તોય હસતુ તો પાર વનાનું આવ્યું, કેમકે આ વખતે નવાબ ફજ્જુખાં ભેં-સના ડોલા જેવી આંખ્યો કકરાવી પોતાને માથે એ કવેતની તોપી પેહી સભા માંહેથી ગુપચુપ ચાલ્યો ગયો. જ્યારે શાહાનશાહનું હસતું નરમ પડયું ને વીસામો લીધો કે ફરી કવી ગંગને સવાલ કર્યો. 'ગંગ તું અગર આ સવાલનો જવાબ આપે તો માંગે તે સરોપાવ નવાજું મગર નીશફલ જાય તો તને સુલીએ ચઢાઊં. એ સરત ધ્યાનમાં રાખ ને કેહ, 'હું તખ્ત ઉપર કેમ ને તું ગલીચા ઉપર કેમ?' આ સવાલ સાંભળતાંજ ગંગે મનમાં ધારયું કે 'મ્હારો કાલ ખુટયોજ. બરાબર જ-વાબ વાળું છ તોય સર ગુમાઊંછું, ખાયકી રાખુછું તોય સર સુલીએ ચઢે છે! કરવું કેમ? અંત્યે તેને એક ગત સુજી. તે તતે ચીસ મેળી લાંબો થઈ ગયો. અરે મ્હારા કાનમાં કાનખજુરો ગયો રે ગયો. અરે મ્હારાં ભેજાંને તે કરડી ખાય છે. અરે કોઈ હકીમને બોલાવો. વગેરે બુમ ને પોકારથી ગંગે એવું ધોંધ્યારૂં મચાવી દીધું, કે અકબર કંટાલી જઈ 'તોબા એલાહી' બોલતાં ત્યાંથી ઉઠી માહેનાં દીવાનખાનામાં ગયો પણ જતી વેલા ગંગના કાનમાંથી કાનખજુરો કાઢવાને હકીમોને સખત તાકીદનો હોકમ કર્યો. એ હોકમ પ્રમાણે હકીમોએ કવીગંગને ઉઠાવી નદી કીનારે પાદશાહી બાગમાં લઇ જઈ મેલ્યો. ત્યાં ગંગનો ખટલો પણ આવી લાગો. હીંદુ ને મુશલમીન વૈદો ને હકીમો બન્ને લાગુ રહ્યા ને રોજરોજ ગંગની વ્યાધીના ઉપાય કરવામાં ગુંટાયા. ગંગ જ્યારે વૈદ ને હકીમ જુએ કે કાંસે ને કકલે ને લવે ને બકે અને જ્યારે કોઇ ના હોય ત્યારે પોતાના કુટુંબ સાથ ખાય પીયે ને મોજ મારે. એ પ્રમાણે ૭ મહીના કાનની બીમારીને મસે પાદશાહના બીકટ સવાલનો જવાબ આપવાની જોખમદારીમાંથી છુટો રહ્યો. પછે તો એ વાત રફતે રફતે ભુલાઈ કે ના દર્દ રહ્યું કે ના સવાલ પુરવાનો જોખમ રહ્યો. એ પ્રમાણે ચતુર ને દીર્ઘદ્રષ્ટીના પ્રતાપે ગંગ પાર પડયો.

---

## ૩૪૪—ત્રણ સવાલનો એક જવાબ.

ગુરૂ ને ચેલા વચ્ચે રગજીક ચાલી રહી હતી. ચેલો કહે 'આજ દસ વર્ષ થયાં હું કકાથી ખખા ઉપર આવ્યો નથી તો બારાખડી શીખવા યોગ્ય તો માનમાન વૃદ્ધાવસ્થામાં પણ આવું તો મ્હારા મોટાં ભાગ્ય.' ગુરૂ કહે, 'તું એટલો મુર્ખ છે કે જ્યારે પણ તને પુછુછું કે લી-પીના પહેલા અક્ષર શું? તો તું મુગોજ રહેછે ને તેં, તેં, તેં કરી લઠડી પડેછે, તો પછે ત્હારૂં શો ગજું કે બીજા અક્ષરની કેલવણી લેવા જેટલી યોગ્યતા પામે?' ચેલો બોલ્યો, 'હું બીજા અક્ષરની તો શું પણ બીજી બ્રહ્માંડની અગમ નીગમ શીખવાની યોગ્યતા ધરાઉછું. કોઇ એવો નથી કે મને વીદ્યામાં જીતે? ગુરૂ બોલ્યો ' એમ છે ત્યારે મ્હારા ત્રણ સામતા સ્વાલોનો એક જવાબમાં નીકાલ કર, જોઊં ત્હારી હોસ્યારી? ચેલો બોલ્યો ' ઠીક છે પુછો પ્રશ્ન.'

**ગુરૂ**—" પાન સરે, ઘોડા અરે, બીદ્યા બીસર જાય,
તલે પુરકી રોતી જલે, કહો ચેલા કયા ઉપાય?

**ચેલો**—" ગુરૂજી ફેરી નહી."

**ગુરૂ**—" મોતી મોટું મુલહીન, સરોવર પીથ પથાય.
રાવત ભાગો રનછોડ, કહો ચેલા કયા ઉપાય?

**ચેલો**—" ગુરૂજી પાન નહી."

**ગુરૂ**—" ઊંચી મેરી હોગો ઘણો, બહુંજી રીસાણા જાય;
શૃંગાર પણ સોભે નહી, કહો ચેલા કયા ઉપાય?

**ચેલો**—" ગુરૂજી વારી નહી"

**ગુરૂ**—" ચંદ્રબદન ના જોબની, મધુર મુખ ના મોહીની;
રામા સ્વરૂપ ના રોહીની, કહો ચેલા કયાં રોગીની?

**ચેલો**—" ગુરૂજી સત નહી"

**ગુરૂ**—" પાંચ બીન ના કટે પંઠ, બાય બીન ના હટે પઠ;
તપ બીન ના રહે પત્ત, કહો ચેલા કયા અર્થ?

**ચેલો**—" ગુરૂજી કલા નહી"

ગુરૂ—"મેહ બીન ફીરે ના દાદર, મોહ બીન ઠરે ના ચંદ્ર;
મુહ બીન ચખે ના શાકર, કહો ચેલા ક્યાં મંત્ર?

ચેલો—"ગુરૂજી ગરજ નહીં."

ગુરૂ—"કમાન મીલી ના બાન મીલે, પ્રીયા મીલી ના પ્રાણુ મીલે;
ગતી મીલી ના ગ્યાન મીલે, કહો ચેલા ઉપાય શ્હેલે?

ચેલો—"ગુરૂજી ભાગ્ય નહીં"

આ પ્રમાણે ગુરૂએ પોતાના પુછેલા પ્રશ્નોના રામબાન જવાબ અને તે પણ ત્રણ પ્રશ્નોને એક જવાબમાં પટાવ્યાની ચેલામાં બુદ્ધી જોઈ આચંબો પામ્યો. પણ જુના જમાનાના હટીલા ગુરૂ તે કેવા હોય? તમો તેની જેટલી પણ સેવા કરો તે તેની બીસાતમાંજ આવે નહી, તેવો આ ગુરૂ બોલ્યો 'ચેલા જો કે તેં જવાબ આપ્યા પણ હજી તું 'ક' ઉપરથી 'ખ'માં બેસવા જેટલી યોગ્યતા તો પામ્યો નથી, પણ જોઇશ!

---

## ૩૪૫—શાહાનશાહ અકબર ને સાત આસ્માન.

એક સમય ઉપર શાહાનશાહ અકબર ને નવાબ અબુફજલ વચ્ચે આસ્માન ને જમીન બાબે જીકર ચાલુ થઇ. શાહાનશાહે પુછ્યું 'અબુફજલ, મને તાજુબ લાગે છે કે ખુદાતાલાએ સર્વેથી માહાન શક્તી ક્યાં કામમાં સમાવી છે તે સમજાતી નથી. આસ્માન પણ તેવોજ ને જમીન પણ તેવીજ કરામતથી ભરપુર છે' નવાબ બોલ્યો 'બંદનવાજ જ્યારે આસ્માન એક નહી પણ સાત આસ્માન ને જમીન એક નહી પણ સાત જમીન જાણુશો ત્યારે તાજુબી ઉપજ્યાની હદ ક્યાં રહેશે? અને જ્યારે દરેક આસ્માન ને દરેક જેહાન ઉપર કરાંમતના નૂરી ગોલા મુકરર કરેલા જોયામાં આવે છે ત્યારે આદમીની તમામ ખલકની જમાવ શક્તી પણ ક્યાં તે માટે ખ્યાલ કરવાને તલ અંદેશો ધરાવેછે? શાહાનશાહ બોલ્યો 'નવાબ આ બેશક નવાઇ સાંભલુછું કે એટલાં આસ્માનો બનાવવાની તે જરૂર શું?' નવાબ અબુફજલ

બોલ્યો 'બેશક જરૂર પણ ઉપજાવી છે. પેહેલા આસ્માન ઉપર ચાન, બીજા આસ્માન ઉપર બુદ્ધ, ત્રીજા ઉપર સુક્ર, ચોથા ઉપર સુર્ય, પાચમાં ઉપર મંગલ, છઠ્ઠા ઉપર બ્રેસ્પતી અને સાતમાં ઉપર સનીચર એ પ્રમાણે સાત આસ્માન ઉપર સાત ગ્રેહને સરદારી આપી આ જેહાનને વચમાં જાલવી રાખી છે. અને પહેલું લીલમ, બીજુ ચાંદી, ત્રીજું મોટાં મોતી, ચોથું લાલ, પાંચમું કન્ચન, છઠું કેરબો ને સાતમું ઝલકાતમંદ નુર એ બેમીશાલના બનાવેલાં છે.' આ બયાન સાંભળી શાહાનશાહ અકબર પોતાના વજીર અબુફજલની કેલવણી માટે ઉચું મત બાંધી બોલ્યો, 'નવાબ જેવા મ્હારા રાજપાટના વહીવતના વજીરોથી હું બેશક મગરૂર રહુછું.'

---

## ૩૪૬—નસીબ ને સરજત ઉપર શેખશાદી.

આકાસનો ગુંબજ સોનેરી જડાવથી મડેલો જો, જે ઠામલા વના અદ્ધર રહેલો છે. આ ફરતી ધરતીનો તંબુ જો, જો ઝળઝળતા ચેરાગો તેમાં મુક્યા છે. એક ચોકીબાન છે અને બીજો રાજા છે. એક દાનશાફ માટે ઉમેદવાર છે, બીજો તાજ માટે કાવાદાવા રચે છે. એક તૃપ્ત છે, બીજો આશાવંત છે. એક ખુશી છે, બીજો ઉદાસ છે. એક તવંગર છે, બીજો મુફલેસ છે. એક પદવી ઉપર ચઢયો છે, બીજો પદવીથી હેઠો પડયો છે, એક નીરાસ છે, બીજો ભરપુર છે. એક કંગાલીઅતમાં છે, બીજો વગ વસીલાવાલો છે. એક જીવે છે, બીજો મરણ પામે છે. એક શકતો છે, બીજો અશક્ત છે. એક વૃદ્ધાવસ્થામાં છે, બીજો જુવાનીમાં છે. એક પુણ્યવાન છે, બીજો પાપી છે. એક ઠગાઇમાં છે, બીજો લડાઇમાં છે. એક માયાલુ છે, બીજો જુલમી છે. એક આધીન છે, બીજો નાફરમાની છે. એક મોજમોકમાં છે, બીજો વધનમાં છે. એક બતંગીમાં છે, બીજો બરખતમાં છે. એક શીંગારની દુન્યામાં રાજકુમાર છે, બીજો કમનસીબની જંજાલમાં બંદીવાન છે. એક સંતોષના બાગમાં જીંદગી ગુજારે છે, બીજો દીલગીરી અડચણ ને મેહનતનો મીત્ર છે. એક પાસ જોઇએ તે કરતાં વધારે દોલત છે. બીજો પોતાના કુટુંબની જરૂરીઆત ને અન

માટે શોક ગુજારે છે. એક હાતમાં રાત દીવસ ખુદાની બંદગીની કીતાબ સાથ છે, બીજો પીથાના ખુનામાં છાકટ પડયો છે. એક નેક કેરદાર ને યકીન નો છે, બીજો બુરા વીચાર ને પાપના સમૂદ્રમાં ડુબ્યો છે. એક બુઢ્ઢો ચપલ ને જબરો છે, બીજો હીચકારો ને બીકણુ છે. તેટલા માટે ઓ દુન્યાદાર તું ચઢતા નસીબા ઉપર ભરૂસે ના રેહ કેમકે ઓચીંતી તારી જીંદગીનો તે અંત લાવી નાખશે.

---

## ૩૪૭—જગતપ્રસીદ્ધ મુસાફ્રર તે એને કહો.

એક આગલા ગવરનરની બાનું પોતાના બુઢા પારસી બટલર ઉપર બહુ મહેરબાની રાખતી ને તેના ઘરડપણુની ઘણીજ દયા ખાતી હતી. તે નામદાર બાનું એક વખ્ત ગવરનર ગેરહાજર હોયાથી પોતાના ખાણુા ઉપર બીરાજી હતી. ત્યાં સઘળી ખાણાની સરસ મદારત કરવા માટે હાજરીમાં પેલો બુઢો પારસી બટલર જામો પીછોડી ને પાઘડી પેઠી ઉભો હતો. તે વખ્તે વખ્ત નવી વાણીની પ્લેટ હાજર કરી નમી દુર ઉભો રહેતો અને જેટલી પણુ આબરૂ ઇજત ને માન અકરામ આપવાની દેશી ચાલ તે સઘળીજ અદા કરી ગવરનરની મોરદારને ખુશ ખુશ કરી નાખી. જ્યારે તે નામદાર બાનું ખાણાથી ફારેગ થઈ ત્યારે ફૂટની તેબલ ઉપર જઇ બીરાજી. ત્યાં વાત ઉપર વાત નીકલતાં ગવરનરની મોરદાર પેલા બુઢા પારસી બબરચીને પુછવા લાગી 'તમે કાંઇ મુલક જોયો છે. દેશ પરદેશ મુસાફરી કરી છે?' તે સાંભળી પેલો બુઢો બટલર બોલ્યો, હા નામદાર બાનું સાહેબ, મેં ઘણું ઘણું જોયું છે ને ઘણું ઘણું ફર્યોછું. તેણે વાલકેશ્વર, માહલક્ષ્મી,-સીવરી, મટુંગા, અગર, નાગદેવી, તારદેવ, ખંબાલા, ગોવાલ્યા, ગીરગામ, ગીરગામનો દર્વાવ, વગેરે જેટલી તે વખ્તે મુંબઇની ગલીગુંચી ને નવરા રસ્તાઓના નામ તે સઘળા ફરી ચુકેલો તેના નામ દીધાં, તે દોડસો ઉપર થવા ગયાં, તે સઘળાને ગવરનરની બાનું દેશના નામ જાણી પોતાનો પારસી બુટલર કેવો મોટો મુસાફર ને દેશ પરદેશ જોઇ વળેલો છે તે માટે અજબ

રહી અને એવા એક સીનબાદ જેવા મોટા મુસાફર માટે પોતાના ખાવીંદને બનતી પહેલી જોગવાઇએ જાણીતો કરવાની કાલજી રાખી. આ પ્રમાણે બુઢો બટલર કોઇ મોટો મુસાફર જણાયાથી ગવરનરની મોહરદાર તો તેને પપાના માન જેટલો મરતબો આપી તેની ઘણીજ કદર ખાય. જ્યારે ત્યારે બુઢાને તેના કબીલાના વપરાસ માટે અનેક તરેહની સગવડ કરી આપ્યા સાથ ઘણા દુલાપણાથી તેને વરતાવવા લાગી. જ્યારે ફાવતી તક બની ત્યારે તેણે પોતાના ખાવીંદ નામદાર ગવરનરને મોટી ઉકમાઇથી પોતાના બુટલરની મોટી યોગ્યતા ને મુસાફર તરીકેની મોટી કીરતી કહી સંભલાવી. અને પછે કેટલાંક યાદ રહેલા નામ બોલી બતાવ્યાં. ગવરનર તે સાંભળી પોતાની મોહરદારની ભોલાઇ માટે મુછમાં હસ્યો પણ બોલ્યો 'વ્હાલી, તું કહે છે તે તો હશે પણ એ સઘળાં નામ મુંબઇના જુદા જુદા લટાના છે. જ્યાં એને જુવાનીમાં દરરોજ કાંઇ ને કાંઇ કામ સર જવું પડયું હશે. બાનુ બોલી 'એમ?'

---

## ૩૪૮—લગ્ન તે એને કહે.

શીતારા બેગમનો દસ્ત પકડવાને ત્રણ ઉમેદવારો હાજર થયા. અમદનગરનું રાજ ને શાહજાદી એ નશીબો કોણને ના ભાવે? એક કાશમીરનો શાહજાદો, બીજો ગુજરાતનો સુબો ને ત્રીજો સાદો શક્ષ, આ ત્રણમાંથી કોઇ સંગાતે શાહજાદી શાદી કરે તો રાજ્ય ઉપર ખટપટ ઉઠે; માટે અમદનગરના બુઢા પાદશાહે એક અખતરો અજમાવી સઘળાં સંકટમાંથી પોતાને, શાહજાદી ને રાજ્યને બચાવી લીધાં. બુઢા પાદશાહે એક મોટી દરબાર ભરી ત્યાં તે શાહજાદી સાથ શાદી કરનારા ત્રણે ઉમેદવારોને હાજર થતાં પોતાની મસનદ સામે એક સોનાની મેજ ઉપર મેળેલા ત્રણ પદાર્થ તર્ફ આંગળી કરી કહ્યું 'આ ત્રણેમાંથી જેને જોઇએ તે પદાર્થ પસંદ કરી લે, તેમાં જે પ્રમાણે લેખ હશે તે પ્રમાણે પાદશાહજાદીનો નીકાલ કરવામાં આવશે.'

આ ત્રણ પદાર્થમાં એક સાવ માણુકમાંથી કોરી કાઢેલી ડબ્બી

હતી. બીજો, મરગીના ઈંડાં જેવું મોતી, જેનું આબ ત્યાં ચાંદા મીશાલે ઝલકી રહ્યું હતું; ત્રીજો એક સાદો રૂમાલ ઘડી વાલેલો હતો. તે ત્રણુ પદાર્થ જોતાં કાસ્મીરના શાહજાદાએ માણુકની ડબ્બી ઉઠાવી કે એવા અમુલ્ય પદાર્થમાં શાહજાદીની શાદીનો લેખ હશે. ગુજરાતના સુબાએ મોતી ઉઠાવ્યું કે એવા સપેત ઝલઝલાટ ફેંકતા પદાર્થમાં શાહજાદીની શાદીનો લેખ હશે. ત્રીજા શાદા આસામીએ પેલો બાકી પદાર્થ જે રૂમાલ રહ્યો તે આવસ્તે ઉઠાવી પોતાની ચશ્મ સાથ લગાડી કમરબંદની ડાબી બાજુએ ખોસ્યો. આ પદાર્થ સ્વાધીન લીધા પછી પાદશાહે તે ખોલી નશીબો કોણને યારી આપે છે તે વાત નક્કી કરવા કહી, કે દરબાર સ્થીર થઇ ગઇ. ઉમેદવારો શું એક કતલ થવા જતા હોય તેવા ઉજળા મારી ગયા. અવલ કાસ્મીરના શાહજાદાએ પેલી માણુકની એમુલી ડબીની ચાંપ ડાબી કે તે માહેથી આગ્યો નીકલી આવ્યો, જે ચપ ચપ ચપ ઉડતો ક્યાંનો ક્યાં ગુમ થઇ ગયો. ગુજરાતના સુબાએ મોતીની ચાંપ ડાબી તો માંહેથી પતંગ્યું નીકળી સરરર કરતું હવામાં ઉડી ચાલ્યું ! ત્રીજાએ બાજુથી રૂમાલ કાઢી ઉખેડયો, તે ઉપર મોતી ને માણુકથી શાહજાદીની તસ્વીર ભરેલી અને તેની શાદાનો લેખ કરેલો! આ રવેસના રંગથી ત્યાં પેલા બે પાદશાહી તુખ્મવાલાઓને ખેજાલત પોંહોંચી, તેથી બુઢા પાદશાહનો તીરસ્કાર કરી દમ ભરાવી ચાલ્યા કે 'ઓ કમઅકલ પાદશાહ તું જોશે કે અમો ત્હારી શાહજાદીને નાલાયક શખ્સ સાથ શાદીથી જોડાવા દેનાર નથી. અમારાં લશ્કર, ત્હારી રાજધાણી કાલે સાઝ થતાં પેહલાં તો ઘેરી લઇ ત્હારા મુસ્કા બાંધી લેશે.' દમ ભરાવનારા કોઇ જેવા તેવા રાજવાળા હતા નહી, તેથી બુઢો પાદશાહ ગમગીન થયો. તેણે પોતાના નશીબા ઉપર અફશોશ કર્યો. શાહજાદી ઉપર કફા થયો પણ આ વખ્તે પેલા શાદા શક્ષે પોતાની ઓલખ છુપાવવાને દરસ્ત જોયું નહીં. તે બોલ્યો 'નામદાર મુરબ્બી અગર કાસ્મીરનો શાહજાદો ને ગુજરાતનો શુબો પોતાના લશ્કરથી રાજધાણી ધુંજાવાનો ઇરાદો રાખતા હશે, તો દીલ્હીપતી શાહજાહાનનો બેટો મુરાદ તેઓની એવી શખ્ત ખબર લેશે, કે ફરી તેઓ કોઇ લાયક ને અદલ નેમના પાદશાહનું નામ

દેવાનો ખાબ પણ જોશે નહી.' આ જુબાન જાહેર થતાં જ્યારે જાણ્યું કે શાદો શક્ષ કોઇ નહી પણ દીલ્હીની શાહાનશાહાતના ચાલવનારનો ઘણોજ દેલાવર શાહજાદો મુરાદ છે ત્યારે બુઢ્ઢા પાદશાહે પોતાના ને શાહજાદીના નશીબાને વખાણી શાહજાદાને યોગ્ય માન નવાજ્યું. શાદી થઇ. નગ્રી રોશનાઇમાં લંકા બની, પણ કાશ્મીર ને ગુજરાતવાલો, શાહજાદા મુરાદ સામે એક લબ્ઝ કાઢતા તો રહ્યા પણ ઓર તેઓએ શાદી માટે મુબારકબાદીના રૂકા ને નજરાણાં રવાના કરવામાં પોતાની સલામતી જોઇ.

---

## ૩૮૯—બુદ્ધવારના વાખા.

રાજા વીક્રમનો ન્હાનો કુમાર ઘણો મુર્ખ હતો. ના તેને કોઇ રંભા ભાવે કે ના કોઇ ઉંઘે. એવો મુર્ખ કે એક સમય પોતાના પીતા રાજા વીક્રમ પાસ કોટી મુલના લાલ લઇ પ્રદેશ ગયો તો ત્યાં તે આલમા આવી કેદ પડયો તોય ના બોલ્યો, કે વીરવીક્રમાદીત્યનો પુત્ર છું ! આ વાત કઇ મુદતે રાજાએ જાણી અને કેદમાં પુરનારને પુરજો મોકલ્યો તેથી તે મોટા માન અક્રામ સાથ છુટી આવ્યો. સાથે દસ વર્ષની ખંડણી આપી તે પણ લેતો આવ્યો. તે સાથ રાજાએ મીલાપ થતાં ઠપકો દીધો ' રાજકુવર, ત્હારે કેદ પડતી વખ્તે ત્હારૂં નામ તુર્ત જણાવતું હતું.' રાજકુમાર બોલ્યો ' તુર્ત નામ જણાવત તો આ સો ઉંટ લાધી દ્રવ્ય લાવ્યો તે ક્યાંથી મલત ?' વૈતાલ પાસ, તે તર્ફ રાજા નારાજ જેવો જોઇ બોલ્યો ' મ્હારો પુત્રને એવો કેમ ?' વૈતાલ બોલ્યો. રાજાજી :—

બુદ્ધ બીન કરે બેપાર, દ્રશ બીન બાન ચલાવે ;  
અક્કલ બીન જાય પ્રદેશ, નૃત બીન નાદ બજાવે ;  
શુર બીન ગાવે ગીત, ગુન બીન ચતુર કહાવે ;  
અન ઇચ્છા ઇચ્છા કરે, અનદીઠી બાત સુનાવે ;  
બૈતાલ કહે બીક્રમ સુનો, વે મુર્ખકી જાત પર્ખાવે.

રાજાજી જ્યાં બુધવારના વાખા ત્યાં પછે ગમે તે કહો તે સર્વે ફાંફાં છે. વીક્રમ બોલ્યો ' વૈતાલ તું સત્ય કહે છે.'

---

### ૩૫૦—ત્યારે તું સમજી ડાકેણને કાલજું ખવાડેછે.

એક દીવસે કીસનદાસ બાવાએ પોતાના વીખરાયલા ચેલાને પ્રશ્ન કર્યો 'તને ખબર છે બેટા કે આ સૃષ્ટી ઉપર મનુષ્ય સ્વરૂપમાં કેટલી જાતીની ડાકેણો વસે છે?' ચેલો બોલ્યો "હા, હું જાણું છું કે ત્રણ જાતીની. એક પરણેલી સ્ત્રી, જ્યારે અનાથ સ્થીતી થાય છે ત્યારે ઘણો લાભ લે છે ને કંકાસનું ઘોલ થઇ પડેછે. બીજી, પારકી સ્ત્રી, જે સંગાતે સ્નેહ થયો હોય છે, તેને કાંઇ ઓછું પડ્યાથી આબરૂ લુટવાને લગારે ચુકતી નથી. ત્રીજી વેશ્યા, જેના વ્યષણમાં આપણી તમામ બુદ્ધી, વંસ ને દ્રવ્યનો નાશ ને સેવટે મૃત્યું પાછળ નખાસન.' બાવા બોલ્યા 'હં: હં: ત્યારે તું સમજે છે ને ડાકેણને કાલજુ ખવાડે છે. હું તો અત્યાર લગી જાણુતો કે તું સમજતો નથી ને ભખાય છે. મ્હારી ભુલ થઇ ખરી.'

---

### ૩૫૧—અરસ પરસની દુનિયા—૧.

માહરાજા મુલરાજ મસનદ ઉપર બેઠા છે, તેની નેગાહ દુર એક અબલા, જેની જવાની સોલ વર્ષની ખીલી રહી છે, તે ચમ્પેલીના કયારામાં નાઝ લાડથી ચાલતી સુગંધીની મશ્કરી ને ચંડોલની ઠેકડી કરેછે તે ઉપર ગઇ છે, તે જોઇ હાઃ હાઃ ઇશ્વર આ તે શું શરીર ને શીકલ! ત્યાં તેનો પ્રધાન બેઠો છે, તે માહરાજાના આ ઢંગ ઉપર લગાર ખીજવાયા જેવો બોલ્યો, માહરાજાજીઃ—

પ્રીત જો કરત વાસો પ્રીતકો પરસ કીજે,
પ્રીત કો ન ધારે વાકો ચીતમે ના ધરિયે;
ધ્યાન જો કરત વાસો ધ્યાનકું લગાય દીજે,
મુર્ખા કે આગે ક્યા ગ્યાનહી વીસ્તારિયે;
દીપકકી જોત દેખ જલતહી પતંગ જેસે,
બેશ્યા સો હેત કર આપ ક્યાં ઝારિયે;
રાજા ઓર રાનખાન, કેશર દીવાન કહે,
આપકું ના માને વાકુ આપ ના માનિયે.

---

## ૩૫૨—અરસપરસની દુનિયા—૨.

એક વખ્ત માહરાજા મુલરાજે પોતાના દીવાન કેશર પાસ ફરયાદ કરી, 'બાવસ્યો ભુત મને આજ કાલ ઘણો અલખામણો પડયો છે, તેનામાં હાલ સલુખ ને પ્રતિષ્ટા ઘણાં ઘટી ગયાં છે. હું એનો શો ઇલાજ કરૂં કે તેની બુદ્ધી ઠીકાણે આવે?' દીવાન બોલ્યો, 'માહરાજ સાંભળો:—

આદર જો કરત વાસો આદર વીનોદ કીજે,
આદર ના કરત વાસો આદર હુ ના જાણિયે;
રાહો જો કરત વાસો ચાહુ જો સહરાવ કીજે,
રાહુ બીન ચાહુ વાકી ચાહુ ના પીછાણિયે;
મરમ ના જાણે વાસો ધર્મ બતાય કયાં?
ધર્મસે સ્નેહ વાકો પરમ કરમ પીછાણિયે;
રાજા ઓર રાનખાન કેશર દીવાન કહે,
આપકું ના માને વાકુ આપહુ ના માનિયે.

---

## ૩૫૩—પ્રીયાના વીલાપની કયાં હદ લાગે?

ગજરા ને મારૂ, જેમ લાલ ને ગોહર, જેમ લેલી ને મજનું, તેમ આશક માશુક થઇ ગયાં છે. ગજરો બાપના તાણાથી રાજધાણી મેલી જાય છે અને મારૂને ઘણી કલાપીટ કરતાં છતાં અઘોર વનમાં મેલી જાય છે, ત્યારે મારૂ વીલાપ કરે છે:—

કનક તો કપાલ કાન, હાથ જોર ઠારી રહી,
કહી કહી આન પરૂં, તેરે મેં પાઊંરી;
મેં તેરો સાહેબહી, પ્રીતકી કછુ રીત ના લહી,
ભુલે અતી માન રોષમેં, તું ભુલ ગયો બાવુરી;
ઓ મોએ રસીક લાલ, ગજરો ચાલ્યો એકાલ,
પ્રીયાકી ગઇ ચાહવત, કયાં દેખે નેન લાલુરી;
ચાતુરકી ગઇ બાત, ફીર નહીં આવે એ ખ્યાલ,
હાથકે ગુમાય લાલ, લાલ બીન બૈઠી ગાવુરી.

---

## ૩૫૪—પ્રભુ ચાહે તે કરે.

એક વખ્ત મોટા ભીમ માહારાજા મોટી સેના ને ઘણાજ અનુભવી સેનાધીપતી છતાં ન્હાના રાજાથી સેહ ખાઇ ગયો. તે જેટલો હારથી તાજુબ થયો નહીં તેટલો જીતનારની વય ને નામની સેનાના લગાવેલા સપાટાથી અચંબો પામી ગયો. આ વખત તેની સાથ પાછો હટી જવામાં પડોસી રાજા કેસરીસીંહ પણ હતો. તે મોટા જ્ઞાની ને પોતાના વખ્તનો ઘણોજ વીદ્વાન રાજા હતો. તે મોટા ભીમનો અચંબો નરમ પાડવા બોલ્યો 'એ તો ઇશ્વરેચ્છા: આ કેવત મેં કંઇ વર્ષો આગળ સાંભળ્યું છે, છતાં હાલના મામલામાં તે હું આજ સાંભળતો હોઉં એવું તે હૈડે ઉઠયું છે:—

પ્રભુ ચાહે પાહાડકુ છાહર કરે,
ઔર છાહરકુ ચાહે પાહાડ બનાવે;
રંકકુ ચાહે કુંબેર કરે,
કુંબેરકુ દ્વાર દ્વારહી ફીરાવે;
રીજેહી કૃણા કરે કબી દેવ,
જો ઉનકે મનહી મન ભાવે;
કીડીકે પાઉંમે બાંધ સુમેર,
ચાહે પ્રભુ સમુદ્ર પાર લગાવે.

તેમજ આ પણ કવીત છે:—

પલમે અદલ બદલ કર ડારે,
સંગ જીનોકે લશકર દલ;
પલમે પંછી ઉડતે હે દીસે,
પલમે આન કતાવે ગલ;
સુકીન દીય નીર બાદલસે,
નદીઆં ભીતર કર દે થલ;
ડરતે રહ્યુ કરતસાર સુ,
કરતે લગાવે ઘડી ન પલ.

મોટા ભીમને આ કવીતોથી એટલી અસર થઇ કે તેનો ગાંડો ગર્વ ઉતરી ગયો, અને આજ પછે ઇશ્વર ઉપર દૃઢ મનથી પ્રસન્ન થયો.

## ૩૫૫—મ્હારો પગ પણ બરાબર એક મન વજનનો.

એક વખત મુંબઇમાં શ્રી આરબસ્તાનના આરબો ખજુરના ઝાઝ લાવ્યા હતા, તે વેચવાને બંદર ઉપર કાંટો માંડયો. ત્યાં આપણા નામદાર પારસી પાહેલવન ભાઇઓ જેઓનાં નામ દેવાને હાલ તરત દરૂસ્ત જોતો નથી, તેઓએ તે વેચાતો લેવાનો કબાલો કર્યો. કાંટો મંડાયો અને મન મન ખજુર જોખાઇ લેનારાઓના કહ્યા પ્રમાણે તેઓની બાજુ ઢગ મરાતો ચાલ્યો, પણ મન મન તોલે ત્યારે કયે દીવસ તે કપાના કપા ખજુર તોલાઇ રહે? તેથી પેલા પાહેલવનોમાંના એકે કહ્યું 'મન મન તોલતાં ઘણો વખત થઇ જશે, માટે આ મ્હારો પગ પણ મન વજનનો છે તે પણ ત્રાજુમાં મેલો કે જલદી નીકાલ આવશે.' તે સાંભળી આરબોએ તેનો પગ કાંટામાં મેળાવ્યો અને બીજી ગમ અધમન મેલ્યો, પણ પેલાએ પગ ડાબી ભારી રાખ્યાથી પોનો મન મેલી જોખ કરયો, તોપણ પેલાએ પગ ડાબી ત્રાજુ નમતું રાખ્યું; જ્યારે મન મેલ્યો ત્યારે તેણે સમતોલે પગ કરયો કે આરબોએ જોયું કે 'એ બોલ્યો રાસ્ત કે પગ બરાબર મન વજનનો છે!' પછે પેલો મનીકો ને પગ મળી બન્ને એક બાજુ મેલાતાં ચાલ્યા અને બીજી બાજુ ખજુર તોલાતો ચાલ્યો. પાહેલવણ તો પગની એવી કલા વાપરવા લાગો કે જ્યાં લગી કાંટો છેક ચીકાર થઇ જાય ત્યાં લગી પગના ડબાણે પોતાની તરફ કાંટો ઘલતો દાબી રાખી બરાબર વજને આવવા દે નહી; એ પ્રમાણે હજારો મન ખજુર સેજ સો પોનોસો મન વજને પડાવી લીધો. આરબો તાજુબ થયા કે એટલો ખજુર કમતી કેમ નીકલ્યો? શું વાહણમાં તે ચુવા ખાઇ ગયા હશે? એવા અનેક વીચાર આવી રહ્યા પણ તોલવા ઉપર શક લઇ ગયા નહીં કેમકે એક તો તોલનો મનીકો અને બીજો પગનો મનીકો મલી બે મન દેખઇતાંજ; ત્યાં પછે તેઓને કસો વેહેમ તે કેમ ઉપજે? કેવો ઓલીઆ જમાનો!

---

## ૩૫૬—એક વીલક્ષણ બનાવ-સતી તે એને કહે.

એક રાજકન્યા પોતાના માથાના કેસનું ઉજલાં રેસમ સાથે કમલ ગુંઠતી અગાસીમાં ઉભી છે, તેના કમલ ઉપર છેટરાઇ એક કાલો ભ્રમર ઘું ઘું કરતો કરતો બેઠો, તેટલાંજ રાજકન્યાએ અજાણતાં બાલનો ફાંસો સેરવી કમલબંદ કરી નાખ્યું. ભ્રમર તે કેસના કમલમાં ગુંઠાયો તો ખરો, પણ માહે તે એવા ચટકા લગાવવા લાગો, કે તેના તીક્ષણ દંખના ચુમ્બને કરી સુંદરીના મગઝમાં કેફ ચઢી ગઇ અને એવી મુર્છા પામી ગઇ છે કે મડદાં ને તે મુર્છિત શરીર માહે કસો તફાવત દીસ્તો નથી. બીજે દીવસ ઘણા ઘણા વૈધરાજ આવે છે ને ઘણા ઘણા ઉપાય કરે છે પણ મુર્છા ઉતરતી નથી, રાજ મોહોલમાં ગભરાટ ને ઘોંઘાટની તો હદજ થઇ રહી છે. આ હાલતમાં તે ચાંદરાતથી પુન્મ લગી રહે છે. ઇશ્વરેચ્છા પુન્મને દીવસે દાસીઓએ મુર્છિત બદનને ઉલટ સુલટ કર્‍યાથી પેલું બાલનું કમલ ધીલું થઇ તેનો ફાંસ છુટી ગયો કે માહેથી ઘું ઘું ઘું કરતો મસ કાલો રાહુ સમાન ભ્રમર નીકલી આવ્યો શું કે તુર્ત ત્યાંની હાજર દાસીઓએ તેને છુંડી કુટી મારી નાખ્યો. આ બનાવને થોડી પલક વીટી ગઇ કે પેલી રાજકન્યા જાણે પોતાના સ્વામીના બીછાના પરથી ઉઠી હોય તેમ આનંદ મય જાગી ઉઠી છે. તે પોતાની વીટકનું વૃતાંત સાંભળી લઇ પેલા ભ્રમરની કરચે કરચ થયલી દેહ સંગ્રહ કરી જલીબલી સતી થવાને ચંદનચેહ સીચાવે છે; તેટલાં તો રાજ્ય દાઇઓએ તેની મુખ મુદ્રા જોઇ ગર્ભવંતી કહ્યાથી ભ્રમર દેહીની સુક્ષ્મે સુક્ષ્મ એક શીશી માંહે અર્કે અંદર ડુબાવી રાખી. નવ માસે બાલકને જન્મ આપ્યો, જેનું નામ તેના અદભુત જન્મ ઉપરથી ભ્રમરસીંહ રાખ્યું. તેના મમાવા અનલહીલવાડના માહરાજાએ બાલક બાર વર્ષની વયે રાજપાટ ચલાવવા યોગ્ય સ્થીતીએ પુગાડ્યા પછે રાજકન્યા પોતાના ભ્રમર પતી સાથ ચંદન ચેહમાં જલી સતી થઇ.

---

## ૩૫૭—મગોલની સુજે ગાંધી મુઓ.

પરશોતમ ગાંધીએ જોયું કે પડોસની દુકાનના મગોલે પ્રથમ ત્રણ કલાક લગી માથું છોલાવી છોલાવી સંગેમરમર જેવું લીસુ કરાવ્યું, પછે ત્રણ કલાક લગી ખુલી હવામાં ઉભો ઉભો નાહ્યો, પછે તરબુચ લાવી તે ખાધું ને તેનું પાણી પીધું, પછે તે તરબુચના અરધાં કોટલાંની તોપ બનાવી બોરાવેલાં માથામાં પેઢી ને બીજા અરધા કોટલાંના ત્રણ ચાર કકડા કરી બોચી ને ગરદન ને છાતીએ વલગાવી રાત્ર પડ્યાથી દુકાનના બાહેરના બાઝટ ઉપર હા: હા: કરતો ચટો પાટ સુતો; તે એવો અછે ઉંઘાયો કે સવારમાં ઉઠયો ત્યારે લાલ ચનોટી જેવું મોહડું ખીલી રહ્યું છે. દીલ ખુશ ખુશ બાગ બાગ થઇ રહ્યું છે. તનદ્રોસ્તી પણ તેવીજ ને દીલને ચેન ને ઉલટ પણ તેવીજ આવી રહી છે. આ બનાવ જોઇ પેલા ગાંધીભાઇને પણ મગોલની મીસાલે હજામત કરાવી તન બદન નાહી ધોહી તરબુચ ખાઇ તેની તોપ પેહેડી રાત્રે દુકાનના બાહેરના બાઝટ ઉપર નીંદ્રા કાઢવાનું મન થયું. તેણે પણ ઇચ્છયા હજામ પાસ માથું મુડાવ્યું. એવું તો ધસ ધસ કરી લીસું કરાવ્યું કે નાલ્યેલનો ગોટો. પછે હાથ પગ ચંપાવી સાંધેસાંધાનાં કકડા ફોડાવી ખુલી હવામાં કુવા ઉપર પચાસ સાહાઠ તાબાકુંડી પાણી ભરી ભરી માથે હોમાવી નાહ્યો. પછે એક મોટું તરબુચ લાવી તે જેમ પેલા મગોલે દુકાન ઉપર બેસી ખાધું હતું તેમ ખાધું પછે તેને ચુસી પાણી પીધું. વલી પણ છરીએ ઓખવી પાણી કાઢી ખુબ તરેહ થંડક પામીને અરધાં તરબુચની તોપ માથે પેઢી ને અરધાને બોચી ને ગરદન ને છાતીએ વલગાવી હા: હા: કરતાં દુકાનના બાહેરના બાઝટ ઉપર ચટાપાટ પડ્યા. અને વા: વા: વા: વા: કરતાં જે લાંબા થઇ નીંદ્રાવસ થયા તે થયાજ. એવા થંડાગાર પડી ગયા કે સદા કાલના લાંબા થઇ ગયા. સવારમાં સુતા ત્યાંથી ને ત્યાંથીજ મસાને ચઢી જલી ભષ્મ થયા!

---

## ૩૫૮—લવ્વાની ઓરતની માહેતમ.

પાદશાહ અકબરનો લવ્વો આજારી પડયો અને તેની જીંદગીની ઉમેદ કપાઇ. ત્યાં પાદશાહ પોતાના ખાસ દરબારીઓ સાથ તેની ખબર લેવા આવેલો, તે એક મસનદ જેવી ખુરશી ઉપર બેઠોછે. બીજા દરબારીઓ તે પાછળ ઉભા છે, તે વખ્તે લવ્વાની ઓરત જાર જાર રડવા ને માહેતમ કરવા લાગી: 'અરે મ્હારા પ્યારા ખાવીંદ, તું મરી જાયછે તો મને કોણુને સોંપી જાય છે?' તે સાંભળી લવ્વાએ જવાબ દીધો 'પાંચમાં ખાવીંદને.' આ તાણો સાંભળી અકબર ને તેના ત્યાંના હાજર તમામ દરબારીઓના હસ્તાં હસ્તાં કલેજાં ઉઠલાઇ ગયાં. લવ્વાની હાલની ઓરતને તેના સુધાં અત્યાર લગીમાં ચાર ખાવીંદ થઇ ગયા હતા.

---

## ૩૫૯—સંસાર કેવળ મતલબ વેહવાર.

મોગલ રાજાની દરબારમાં કવી ગીરધરલાલને પકડી હાથે પગે જંજીર ઠોકી લાવ્યા, ત્યારે તેના ત્યાં હાજર રહેલા દોસ્તો એક હર્ફ બોલ્યા નહીં અને પાદશાહના મુખથી જે પલ જાય છે તે પલમાં જલાદને શીરછેડ કરવાનો હોકમ થાય છે; તેટલાંજ કવીરાજે પોકાર માર્યો "પાદશાહ લગાર ખમ ને આ છપ્પો સાંભળી ગોર કર કે સૃષ્ટી કેવાં અંધેરનું અભેખર છેઃ—

સાંઇ યા સંસારમેં, મતલબકા વેહવાર,
જબલગ પૈસા ગાંઠમે, તબલગ તાકો યાર;
તબલગ તાકો યાર, સંગ ભટકતહી ડોલે,
જબ નહીં પૈસા ગાંઠ, યાર મુખસે ના બોલે;
કહે ગીરધર કવી રાય, સબહી સ્વાર્થકે લેખે,
બીન સ્વાર્થકો સાર, યાર કોઇ બીરલા દેખે.

પાદશાહ કવી ગીરધરને સાંભળી તે ઉપર મેહરબાન થયો અને દરબારમાં બીરાજેલા તેના દોસ્ત યારોએ તેને આ બારીક સમયમાં સહાયતા ના દીધા માટે ઘણોજ કરડો ઠપકો દીધો.

---

**૩૬૦—ઝોહાક તાજી, આઠરવનને કેમ કતલ કરેછે.**

**ઝોહાક**—ઓ બંદીવાન તું કોણ છે?

**આઠરવન**—તારા મોતનો પાકો પાયો છું.

**ઝોહાક**—ઓલાદ કોણ ને નામ શું?

**આઠરવન**—જે ઓલાદનો તું છે તેનો હું નથી અને જે તારૂં નામ છે તે હરફનો પણ નહી.

**ઝોહાક**—તુને ખબરછે કે શું તારી હોનારત નીપજશે?

**આઠરવન**—તે તને ખબર હોય તો તું મને કહે કે તારૂં મોત તું જાણેછે?

**ઝોહાક**—તું કયાંનો રેહવાસી છે?

**આઠરવન**—જયાં તું એવતની તાબામાં ગીરફ્તાર થનારછે ત્યાંનો.

**ઝોહાક**—તારો મહજબ તું સમજેછે?

**આઠરવન**—હું સમજુછું તે જાણ્યાથી તું ઉલતો ગાફલ થશે.

**ઝોહાક**—તારાં કામની કોઇ ઓલખ આપ.

**આઠરવન**—હારેમન કોણને ઓલખેછે? અબલીશ આંધળો રેહછે, તેને દોજખની ખબર પડતી નથી.

**ઝોહાક**—તું ખુદાનું નામ બોલી શું કુમક પામનાર છે?

**આઠરવન**—જીગર નથી તેને જવાબ નથી અને એ બે એબ-વાલા સાથ જીકર કરવા લાયક હું ઇનશાન નથી.

**ઝોહાક**—ત્યારે ઇનશાન તે કોણ?

**આઠરવન**—હારેમન ને દરૂજ, ઇનશાન સમજવા લાયક નથી.

**ઝોહાક**—તારી નાફરમાનીથી તું શેતાબ કતલ થશે.

**આઠરવન**—મારા બાપદાદાઓનો નશીબો મને મુબારક હોજો.

**ઝોહાક**—માહેતમ વખતે મુબારકબાદી ના હોય.

**આઠરવન**—ફાની બદનને માહેતમ તે તેની નીચ મતલબ છે.

**ઝોહાક**—એ હેમકાઇથી શું તું પોતાને બચાવશે?

**આઠરવન**—હારેમનથી બચવાને ચાહનારો ગોયા પલીત છે.

**ઝોહાક**—શું હું હારેમન છું?

**આઠરવન**—હારેમન પસંદ પડે-જો તારી સાથ તેની સરખાવરી થાય!

**ઝોહાક**—અરે આ કોણ સરકસ જબાનદરાજ છે?
**આઠરવન**—રાસ્તી ને તેનો ઝલકાટ.
**ઝોહાક**—જલાદ, એ નાપાકજાદને કતલ કર.
**આઠરવન**—લાયક ચીજ જોવા ઠાને બેહતર ના ચશમ હોય,
નાલાયક જીંદગી ઠાને બેહતર ના જાન હોય.
**ઝોહાક**—તું શું મોતથી ડરતો નથી?
**આઠરવન**—પાપી ને મરદુમખોરા ડરેછે પણ પાક ને પરેજગારો
તેના આશક છે.
**ઝોહાક**—શું તું પાક ને પરેજગાર ખપેછે?
**આઠરવન**—જેમ તું ખુની પાપી ને મરદુમખોર ખપેછે.
**ઝોહાક**—અરે આ અબલીસની જબાંન તોડી કાઢો!
**આઠરવન**—અબલીસને જબાંન હોતીજ નથી.
**ઝોહાક**—ત્યારે જે તે પાસે સરસ કુમક હોય તે કાઢી નાખો.
**આઠરવન**—તે તો ખભાં ઉપર બે ખવીશો મોજુદ છે!

એટલે જોહાકનો ગુસો ગયો. તેણે શીતાબ તખત ઉપરથી કુદી શમશેરનો જરબ, આઠરવનની હજાર દીનના ભુખમરાથી પતલી થયલી ગરદન ઉપર લગાવ્યો કે જેમ સુકુ પાન ખરે, તેમ તેનું સર ઉડી ગયું. તે જમીન ઉપર પડયું ત્યારે ઝોહાક ઉપર લ્યાનત નાખતું હસવા લાગ્યું; તે જોતાંજ ઝોહાક બેસુધ થઇ આઠરવન પાસે મુડદું થયા જેવો પડયો.

---

## ૩૬૧—અરે કરીમ, એબી કરીમ, તેબી કરીમ, પેલોબી કરીમ ને હું પણ કરીમ રે કરીમ!

એક વખ્ત ઇરાનનો શાહ કરીમખાન પોતાનો મોટો મેહલ સમરાય છે તેના દીવાનખાને મસનદ ઉપર લેટયોછે; સામે તેનો વજીર કરીમખાન રાજ દરબારી મસલહત કરતો બેઠો છે. દરવાજા ઉપર તેનો મોટો અંગ રખવાલ કરીમખાન નાગી તલવાર લઇ ચોકી પહેરો ભરે છે. ત્યાં એક રંગારી દીવાલને રંગબેરંગીન ચીતારથી રંગતો વારંવાર બોલે છેઃ—

**'યા કરીમ, એ કરીમ, ઈન કરીમ, ઓ કરીમ, મન કરીમ, યા કરીમ'**

અરધી જાગતી અરધી ઊંઘતી હાલતમાં પેલા રંગારીને આ બોલતાં સાંભળી શાહ તાજુબ થયો કે એ શો ભેદ બકતો હશે? તે માટે જેવો તે ફરી બોલે છે, તેટલાંજ શીતાબ હોકમ કરી તે રંગારીને પોતાની જનાબ બોલાવી પુછયું 'રાસ્ત બોલ કે તું વારંવાર એ શો ભેદ ને ભરમનો બકવા કરે છે?' રંગારીએ ખુલાસો કરયા વગર છટકવાની હાથતાલી ઘણી પણ આપવાની વેતરણ કરી, મગર શાહ કરીમ ખાન જેવો બાહોશ પાદશાહાત ચલાવનારો કાંઈ તેવા ન્હાના આદમીના હાથ ઉપર ખાટયો જાય? અંતે પેલા રંગારીને ખુલાશો નહીં તો જલાદ બેમાંથી એકને સ્વાધીન થવાનો હોકમ થયો ત્યારેજ, તે રંગારી બોલ્યો " જેહાનપનાહ મ્હારો ખુલાશો આ છે: કે અય ખુદા તું પણ કરીમ છે, આ શાહ પણ કરીમ છે, આ વજીર પણ કરીમ છે, આ મોટો સરદાર પણ કરીમ છે અને હું રંગારી પણ કરીમ છું અરે કરીમ (ખુદા). આ કેવું અજાયબ કે અફ્તકેશવર બનાવનાર પણ એક કરીમ છે, આ મોટી ઇરાનની પાદશાહાત ચલાવનાર પણ એક કરીમ છે, આ મોટી પાદશાહતનો મોટો થામ વજીર પણ કરીમ છે, આ મોટા પાદશાહના જાનને કસી અલવલ ના આવવા દે તેવો જોરેમંદ સરદાર પણ કરીમ છે અને હું એક અદના કરોની બે કરોનીની મજુરી કરનાર પણ કરીમ છું. એ મ્હારા બોલવાનો ખુલાશો છે નામદાર શાહ!" શાહ કરીમખાન પેલા રંગારીનો આ અફશોશ સાંભળી ખુબ હસ્યો અને તે દીનથી તે રંગારીને નવાજી પોતાનો ખાસ રાજ્ય રંગારી નેમી તેની હાયદાયનો છેડો લાવ્યો.

---

## ૩૬૨—પરમુખથી કીર્ત સાંભળવામાં મજો.

એક વખ્તે શાહાનશાહ અકબર મોટા ઓરસની મીજલસમાં બીરાજયો છે. સઘલા શાહજાદા ને શાહાજાદી ને રાણી ને બાંદી વગેરે તમારા રાજવંસી ખટલો પણ તે મીજલસમાં પોતપોતાની બેઠક ઉપર બીરાજમાંન છે, વલી શાહાનશાહના માનીતા અમીર ઉમરાવો પણ

હાજર છે. રાજા બીર્બલ પણ ત્યાં સામીલ છે. જેને જોઇનેજ રાણીઓતો ગાલો દે છે 'મુંઓ એ હ્યાં ક્યાંથી પરવારતો થઇ આવ્યો છે.' ત્યાં શાહાનશાહ પોતાના રાજપાટ માટે પોતે મોટી મોટી બડાઇ મારે છે, 'હીંદુસ્થાનને મેં મ્હારા પંઝામાં દાબી દીધું છે! કેમ બીર્બલ? સચ બોલ.' બીર્બલ બોલ્યો, 'હા ધર્માવતાર, પણ ખરી મજાહ આપ બડાઇમાં નથી, પણ પરમુખથી બડાઇ સાંભળ્યામાં છે, કેમકેઃ—

જસકો સવાદ જો પે, ઓરનકે કાન સુને,
રસકો સવાદ જો પે, હરી ગુન ગાઇએ;
બાનીકો સવાદ બુરો બોલ્યે ના કાહુ સાથ,
સંપતીકો સવાદ સીસ સબકુ ખુબ નમાવીએ
ઘરકો સવાદ જો પે, માનુની મન લેહ રહે,
દેહીકો સવાદ જો પે, રંગ નીરોગી પાઇએ;
કીર્તકો સવાદ જો પે, સંસારકો નીર્વાહ હોત,
સુન શાહ, ખાવેકો સવાદ ઓરનકે ખવાઇએ.

---

## ૩૬૩—પ્રીત માહ કઠણ છે પાર ઉતારવી.

રાજા વીક્રમ ને વેતાલ નગ્રચર્ચા જોવા માટે એક સેરી માહેથી નીકલી બીજી સેરી માહે ઘુસે છે તેટલાં ત્યાં એક સુંદરી ને જવાન બન્ને લગાર લગાર ગુસ્સામાં વાતો કરતાં જતાં અંતે એટલાં તો ખીજવાઇ ગયાં કે "જવાન શક્ષ બોલ્યો 'તેં મને વચન આપી તેનો ભંગ કેમ કર્યો? હું તને મારી નાખીશ ને પછે મરીશ, પણ ત્હારા વાલ ઉપર કોઇ પરાયા શક્ષની નજરે ના પડવા દઈશ.' એ કહી ત્યાંથી તે અંગારા જેવો ગરમ થયલો ચાલી ગયો. પેલી સુંદરીએ પેલાને ના જતો રહેવા દેવા ખાતર ઘણો વીનવ્યો પણ તે જવાન શક્ષના મગજમાં અગ્ની સલગેલી તે માહે સર્વે કાલાવાલા બલી ભસ્મ થયા. આ દેખાવથી વીક્રમને ઘણો શોક ઉપજ્યો 'અરે આ સ્ત્રી જેની સુંદરતામાં કસી મના નહીં એવી રંગ ઉમંગ ભરેલી અને તે શક્ષ જેની જવાનીમાં કસી ખામી

નહીં એવો પઠાન, છતાં આ બન્નેમાં વીરૂદ્ધ કેમ પડયો! વીરૂદ્ધનું કારણ શું હશે?' વેતાલ બોલ્યો 'વીક્રમાજીત, પ્રીત માહ કઠણ છે પાર ઉતારવી. સર્વેથી સંસારમાં કઠણ તે આટલા બોદ્ધ:—

'કઠીન પ્રીતકી રીત, કઠીન તનમન બસ કરનો;
કઠીન દયા દે દાન, કઠીન ધીરજ મન ધરનો;
કઠીન ભગ્તી ભગ્વાન, કઠીન શુરા રન મરનો;
પરોપકાર સબસે કઠીન, કઠીન બીશ્વાસ મન રખનો;
બૈતાલ કહે બીક્રમ સુનો, કઠીન દીયો બચન પલનો.'

---

## ૩૬૪—સ્વતંત્રતાનો રોબ.

ફરી એક સમય ઉપર માહરાજા, આયુષ્ય ને યમ વીષે તકરારમાં મચ્યા પછે દીવાન કેશવથી ઘણાજ ઝાંખા પડ્યા, પણ રોશ કરી બોલ્યા 'દીવાન ત્હારી હદ તું મેળવામાં ત્હારૂ માથું સલામત ના ધાર.' 'માહરાજાજીના શબ્દનો હું જન્મ લગીનો તાબેદાર છું, તોય સત્યતા ને સ્વતંત્રતા સમાલતાં અગર ગરદન કોઇ દન કચરન થાય તો શો મુ-જાકો? માહરાજાના ખપમાં આવવા માટે તો જન્મ ધર્યોછે તોય આ તો નકી ટાલો ખેંચાયોછે. શું મહારાજા કે માહ રંક સર્વે ઇશ્વરના ન્યમ પ્રમાણે જીવન ભોગવતા છે. સાંભળો પૃથ્વીપતી:—

જીનકે રઘુનાથ કીર્પાલ ભયે,
તનકી તન પીડ હરી સો હરી;
ત્રીલોક ફીરે ના ડર કીનપે,
જમકી કર ત્રાસ ટરી સો ટરી;
અપને બ્રદકે પ્રતીપાલનકુ,
પરીબ્રહ્મ નેશાર કરી સો કરી;
દીવાન કેશર રામ જ્ઞાન કહે,
મુખ સ્તન રીત પરી સો પરી.

---

## ૩૬૫– ઇશ્વર ભક્તીથી જન્મ સફળ થાય છે.

એક સમયપર માહરાજા મુલરાજને બાંકોટના કીલ્લા ઉપર તેના લશ્કરની હાર થયાના ઘણા નીરાશી ભર્યા સમાચાર મળ્યા ઉપરથી ઘણો શોક ઉપજ્યો. દીવાન પાસ હતો તેને કહ્યું 'કેશર, આ સૃષ્ટીમાં જે સંકટ આવે છે તે શું પાપનું પરીનામ હશે?' કેશર બોલ્યો "માહરાજાજી, વાત મ્હોટી ને ઉંડાન છે તેનો તે શો વાદવીવાદ હોય? પણ સેવક આ કે સર્વે પણ પાપ ને નાશનો છેડો ગોવીંદ ગુન ગાવાએ જન્મ સફલ કરવાથી આવે છે. સાંભલો:—

ગ્યાન ઘટે નર મુંઢકી સંગત,
પ્રીત ઘટે નીતકે ઘર જાઇએ;
તેજ ઘટે પરનારીકી સંગત,
બુદ્ધ ઘટે બહુ ભોજન પાઇએ;
શોક ઘટે હરીજનકી સંગત,
રોગ ઘટ કચુ ઓખડ ખાઇએ;
માન ઘટે મુખથે કછુ મંગત,
જોર ઘટે કચુ સીત પાઇએ;
કહે દીવાન કેશર પાપ ઘટત,
ગોવીંદ ગોવીંદ ગોવીંદ ગુન ગાઇએ.

આ કવીત સાંભલતાં માહરાજા મુલરાજે પોતાના દીવાન ઉપર શાબાસી વર્ષાવી અને એક શીરપાવ નવાજ્યો.

---

## ૩૬૬—'કરમકી રેખા ટલે નહીં ટાલી.'

ખુરાશાનની લડાઇમાં રાજા બીર્બલની દેહ ક્યાં અટવાઇ ગઇ અને કોહ કે પાહાડ કે જંગલમાં તેનું મડદું પડયું, તેની કસી ખબર શાહાનશાહ અકબરને મળી નહીં. અને શાહાનશાહનો ગમ તો બીર્બલની જુદાઇથી એટલો વધ્યો, કે તેની દેહ લહરી ગઇ. તે તો રાત્ર દીવસ બસ 'બીર્બલ બીર્બલ' કર્યા કરે. તેથી સર્વે અમીર ઉમરાવોએ ગંગને સમજાવ્યો કે 'કાંઇ ઉપાય કર ને તું શાહાનશાહ પાસ રાજા બીર્બલનો ગમ

મેલાવ, નહીં તો થોડા દીવસમાં તખ્ત ખાલી પડશે અને પૃથ્વી ઉપરથી શાહાનશાહ અકબર જેવો માહાન શાહાનશાહ ઉઠી જશે.' એ અફશોશ સાંભળી કવી ગંગે એક દીન ફાવતી વખતે શાહાનશાહના ખાનગી દીવાનખાના માહે પ્રવેસ કર્યો ત્યાં તેણે સાસ્ટાંગ નમસ્કાર કરી આશીરવાદ દીધા: 'બંદેનવાજની ઉમર દરાઝ ને નામ સર્ફરાજ રેહજો. ચંદા સુરજની હસ્તી લગી ધર્માવતાર જીવજો.' આ આશીરવાદ સાંભળી શાહાનશાહે હસી પડી કહ્યું 'ગંગ તું આજ ગાંડો થયો છે કે આદમી જાતને અમર કાયાનો આશીરવાદ દે છે?' 'બંદેનવાજ, રીવાજ છે, તે પ્રમાણે ચાલવું જોઇએ. કર્મમાં લખ્યા પ્રમાણે અવસ્થા બને છે ને મીત્રાનો મોહ વર્ધે છે. કર્મની રેખા ઉપર સર્વે આ ખલક ફુલકને હીસાબ ચાલે છે. હીંદુસ્થાનનો આદમી ઇરાનમાં જઇ મર્ણ પામે છે ને કાફ્રીસ્તાનનો હબસી હીંદુસ્થાન આવી ઘોર પામે છે. કર્મ રેખાનો સર્વે મહીમા છે, ને રીવાજની સર્વે બળિયારી છે.

એકહી તોર તુરીગ ચહડે,
એકહી માંગે દ્વારે ભીખ,
ભમત ભીખારી;
એકહી કામીની સેજપે,
એકહી જંગલ જઅલ,
ભટકત હે નારી;
એકહી સીર છત્ર ધરાવે,
એકહી તન ધુપ ઠાર,
સીર લેત ભારી;
કવી ગંગ કહે ગીરી મરે ટરે,
ગર કરમકી મારી રેખ,
ટરે નહીં ટારી.

ઈશ્વરની શક્તી અદભુત છે અને તેના ભેદમાં કોઇ પુર્વીન નથી તો પછે નકામા શોક ને સંધેહની શી હાંસીલ?' આ ગંગનો ટોલ્લો સાંભળી શાહાનશાહ બોલ્યો 'ગંગ, તું કહેછ તે પ્રમાણેજ ખરૂં છે. બનતાં બનાવો ઉપર આદમીનો ગમ ને અધીરાઇ કસી કામ આવતી નથી. અલ્લાના

હોકમની આ સર્વે બાજી બની છે. માણુસની ખલક માલ ખાબનું ખમીર છે.' આ વાત બન્યા પછે બીજે દીનથી શાહાનશાહ રાજપાટની જંજાલમાં અવલ પ્રમાણે બીરાજવા લાગો, એટલુંજ નહી પણ જેટલું મન ઉચાત કર્યું હતું તેટલુંજ હાલ જાદા તેજ કરી તે પ્રજાની દાદ ફરયાદમાં તન મન દઇ રહ્યો.

## ૩૬૭—સોપારી વગરનું બીડું કેવું?

એક વખ્તે શાહાનશાહ અકબર ખુશ મજાહમાં પડયો છે, નીશો પણ તેવો ચઢયો છે. રાણી કમલા અનેક તરાંહના સુસ્વરોથી તેને રીજવે છે. કમલા સીતાર વજાડવામાં માહ ઉસ્તાદ ખપે છે. તે સીતારની ગત એવી વીચીત્ર વીજલી પડયા પેરે વગાડતી જાય છે કે સાંભળનારની છાતીના બંદેબંદ ધરકધરક થાય છે. આ વખ્તે શીતાર ઉપર લેહ લાગીને અકબર પોતાની રાણીને સોનાં પાનદાનમાંથી બે પાન લઇ તે માંહે પાંચ એલચી મેળી વીટાલી શાબાશીમાં નવાજે છે. પછે પોતાના કમરબંદમાંથી સો બેમુલાં મોતી કાઢીને તે ઉપર નીસાર કરે છે, તે જોઇ રાણી ચીરડાઇ આ ધનાશ્રી કવીત ગાઇ અકબરનું પાણી લેછે.

અનજન બીન નેન જયું, સુગંધ હે ગુલાલ બીન
આબ બીન મોતી જયું, અછુર બીન કીરો હે;
બીજલી બીન મેહા જયું, હોજ હે ફુવારે બીન,
જોબન બીન જોર જયું, બારી બીન ભોરો હે;
મીત્ર બીન જીવન જયું, નાઝનીન હે નાઝ બીન,
સૈન બીન સરદાર જયું, સ્વાર બીન ઘોરો હે;
ગર્થ બીન ગ્યાન જયું, સત હે સજન બીન,
પ્યારી બીન રેન જયું, સોપારી બીન બીરો હે.

અકબર આ સાંભલતાં શરમાઇ જઇ બોલ્યો 'કમલા, હરદમ તને તો મ્હારા સર્વે કામ વેહવારમાં ખામી જણાયછે, તેમાં એમાંહે પણ જણાય તે શી નવાઇ?' કમલા હસી બોલી 'માફ કરો હજરત.'

## ૩૬૮—સુલતાન મહમદ બેગડાની કારકીર્દી.

એક સમયપર પાદશાહ મહમદ બેગડાની દરબારમાં ત્રણ જના ફરયાદ આવ્યા. તેમાં એક ખેડુત, બીજો લહીયો ને ત્રીજો કવી. પાદશાહે તેઓને બે હાથ જોડી કમરથી વાંકા વલેલા જોઈ પ્રથમ ખેડુતને પુછ્યું 'ઓ કણબી તું શું અરજ કરેછે?' ખેડુત બોલ્યો 'પાદશાહ મને એક હજાર રૂપીઆ ધીરો, હું બીજે વર્ષે જમે કરાવી જઇશ' પાદશાહ બોલ્યો તું દીસેછ ઘણો પ્રમાણીક છતાં આ હાલતમાં કેમ? ખેડુત બોલ્યો, પાદશાહઃ

હીનકર્મે ખેતી કરે, બેલ મરે;
સુકમના પડે, લેનદાર લડે, કુટુંબ રડે.

પાદશાહ, ખેડુતની ખરી દાદને પોંહોંચ્યો. કર્મહીન ત્યાં સર્વે સંકટ ઉલટે.

બીજો જે લહિયો હતો, તેને પુછ્યું 'તું શું અર્જ કરેછે લહિયો બોલ્યો, 'મને પચીસનો મુસારો બાંધો' પાદશાહ બોલ્યો 'કેમ તું કલમનો પકડનાર, ને નામું થામું જાણતો હોયા છતાં એમ કેમ?' લહિયાએ જવાબ દીધો 'આલીજનાબ, એ સર્વે ખરૂં, પણ આજ સાચા માણસની કદરની પીછાણ નથી. પ્રપંચીઓનો ભાવ બહુ અંકાય છે. પ્રજા પીડકોની વાહવાહ બોલાયછે. ત્યાં મ્હારૂં ગજું કયાં કે હું ઠરૂં? આજ તો પાદશાહઃ

દામ કરે કામ, ગામ કરે સલામ,
સબ પૈસેકે અંધું, સબ પૈસેકે અંધું.
નામ કરે દામ, ગાય ગોરી શામ, *
સબ પૈસેકે બંધું, સબ પૈસેકે બંધું.

ત્રીજો જે કવી હતો, તેને પુછ્યું 'તું શું અર્જ કરેછે?' કવી બોલ્યો 'મને પાદશાહની આલઓલાદની તવારીખ જોઇએછે કે તે મને મળે તો હું પણ ફીરદુશી તુસી જેવું નામ જેહાન દરમ્યાન આ-

* 'શામ કલ્યાણ.'

શકારા કરૂં ” પાદશાહ બોલ્યો ‘ ફીરદુશીએ તો જેહાનના કયાનીઓની તવારીખ લખીછે ?’ કવી બોલ્યો ‘ ત્યારે હું જેહાનના હીંદવાનોની તવારીખ લખું ’ પાદશાહ મહમુદ બેગડો બોલ્યો ‘ તું મુસ્લમીન થઇ કુફ્રેની તારીફ કરે તેનું દામ હું તને નવાજુ, તો આકેબત તું નહીં પણ હું દોજખનો શરીક થાઉં. કવી બોલ્યો ‘ત્યારે બેહસ્તેનો શરીક થવા એક મુસલમીનને કુફરેની તારીફનું બાકું ફુકવાથી દુર રાખ’ પાદશાહ બોલ્યો ‘ કેમ ?’ કવી બોલ્યો ‘ મને અમીરાઇ બક્ષી શરોપાવ નવાજ ને પાદશાહી કવી બનાવ. પાદશાહઃ—

કોડી મીળે ના ભાયગ બીન, હુન્નર કરો હજાર,
કો નર પામે સાહેબી, સો લખ્યા લેખ કીર્તાર.
લખ્યા લેખ કીર્તાર બીન શાએર ક્યા પાવે,
ભટકત ફીરે બજાર, ગાંઠકી લાજ ગુમાવે.
ઉત્તર ચઢો, દખણુ ઉતરો, દસો દીશા દેખો દોડી,
ઉન્નર કરો હજાર, ભાયગ બીન મીલે ના કોડી.

ગુજરાતના પાદશાહ મહમદ બેગઢાએ આ ત્રણે અર્જદારોની દાદ લીધી. એકને નાણું ધીરયું. બીજાને વર્ષાણુ બાંધ્યું. ત્રીજાને અમીર બનાવી ન્યાલ કરી રાજ્ય કવી નેમ્યો.

---

## ૩૬૯—બેજુબાવરો તાનસેનના ચેલા તરીકે અકબરની કચેરીમાં.

એક વખ્તે શાહાનશાહ અકબરની હજુર બે પંઝાબી ગાનાર ઉસ્તાદો આવ્યા. તેઓએ રાગ રાગણીનો ઇલ્મ એવો ગગરાવ્યો કે મીજલસના દરેક અમીર ઉમરાવના દીલ ફીદા થઇ ગયાં. શાહાનશાહ તો તે ગવૈયાના ગાયનમાં ગાડો બની ગયો. પણ જ્યારે તે પંઝાબીઓએ પોતાના રાગના ઇલ્મ જોરે હરણો ઉપજાવ્યાં, જેઓ ત્યાં રાજ્ય કચેરીમાં સુઇ ગયાં. બીજો રાગ ગાયો કે ત્યાં હાજર મેળેલી ગુલાબના શરબતની બાટલીઓમાંનું શરબત બર્ફ જેવું બંધાઇ ગયું. આ તાજુબી થઇ દરેક દીવાન ને નવાબ ને અમીર ને ઉમરાવ ને ખાન ને કાજી ને

સરદાર વગેરે સઘળાં મીજલસના રાજ દરબારીઓની ફીકરી ફાટી રહી. શાહાનશાહ પણ મોહ જોતોજ તખ્ત ઉપર બેઠો રહ્યો છે; તેટલાં પેલા પંજાબી ગવૈઆઓએ શાહાનશાહને અર્જ કરીકે અગર જેહાંપનાહની દરબારનો કોઇ મોટો ઉસ્તાદ ગવૈયો હોય તો તે અમારાં હરણોને જાગૃત કરે ને શીશીઓનું શરબત પીગલેળું કરી દેખાડે. કચેરીમાં મીયાં તાનસેન હાજર હતા, તેને શાહાનશાહે હોકમ કરયો કે પંજાબીઓનો ગર્વ ઉતાર. પણ આ અજાયબ રાગ ઈજમની ઉત્પંતી દરમ્યાન મીયાં તાનસેન તે શી બીસાત, કે રજ જેટલી પણ જીત મેલવે? તુર્ત મીયાં તાનસેન કલાક બે કલાકની મેહતલ માંગીને પોતાને ઘેર આવ્યો. તે સઘળી પ્રકારની ખટપટ નક્કી કરી નાખવામાં ગુંટાયો. 'શાહાનશાહ છે વખ્તે જીવતા રહે ને વખ્તે બારોબારથીજ ગોરસ્તાને પોંહોચી જઇએ.' એ વીચારે તે પોતાની સઘળી સંપતી ને વેહવારનું નકી નામું કરવામાં ગુંટાયોછે, તેટલાં તેની દીકરી પોતાના પતી બેજુ બાવરાને લઇ આવી, તે બાપને પગે પડીને બોલી 'મને તો તમોએ દેવ સમાન ભરથાર નવાજ્યો છે. મ્હારો ભરથાર સઘળી પૃથ્વી ઉપર રાગશાસ્ત્રમાં સરસ છે. બાપા તમારા રાગના હુંન્નર તો એ મ્હારા પતીની શકતી પાસ રાઇ સમાન પણ નથી.' તાનસેન પોતાની પુત્રીને સાંભળી ચોંકયો. તે બોલ્યો 'બેટા ત્હારો ધણી એવો રાગ વીદ્યામાં કુશળ છે, તો તે ઉંઘેલાં હરણોને જાગતાં ને બંધાયલાં સરબતને પીગળતું કરી શકશે?' દીકરી બોલી 'બાવાજી તેના સ્મર્થની તે વાત શી પુછવી?' એ કહેતાં સીતાર પોતાના ધણી બેજુબાવરા પાસ ગઇ. તેને સર્વે વૃત્તાંત કહી પોતાના બાપ હજુર લાવી. તાનસેન ને બેજુને વાત થઇ. અંતે મસલહત એ નકી થઇ કે મીયાં તાનસેન બેજુ બાવરાને પોતાના ચેલા તરીકે દરબાર લઇ જાય, અને તે પોતાના સંગીત ઇજમથી પેલા પંજાબીઓનું નાખ લે. એ પ્રમાણે મીયાં તાનસેન, પોતાના જમાઇ બેજુ બાવરાને શાહાનશાહ અકબરની દરબારમાં લાવ્યો. જ્યાં સર્વે તેની વાટ જોતા હતા. ત્યાં આવતાંજ મીયાં તાનસેને બેજુબાવરો તેનો ચેલો હોય તેમ હસીને તેને તુર્ત હોકમ ફરમાવ્યો 'આ પંજાબી બોથલાંની મરજી પ્રમાણે રાગ ઘુમાવ ને તેના

હરણુ જગાડ ને સરબત પીગળાવ.' બેજુ બાવરાએ સંગીત શાસ્ત્રનું સરઘસ કાઢ્યું હોય એમ થોડો વાર તેણે રાગ મચાવી શાહાનશાહને કહ્યું 'આ હરણો હમણાં જાગશે તેથી કાંઇ ઘરેણા ગાઠાં ને મોતી હીરાના ઝાંઝરાં પેહાવ્યાં હોત તો તેઓ જાગતાં એવાં નાચવા મંડી જશે કે તમારા આચંબાની હદ રહેશે નહીં.' શાહાનશાહ તથા સારી દરબારને આ સુચના બહુ ભાવી. તુર્ત અમલ થતાં કેટલાંક મુલ્યવાન દાગીના ને મોતી હીરાની ઘુંઘરીના ઝાંઝર હરણોને પેહાવ્યાં. ફરી બેજુએ રાગ મચાવ્યાં. હરણો જાગૃત થયાં. શરબત પીગળ્યું. હરણો નાચવાં ને તાલ પ્રમાણે કુદકરા મારવા લાગ્યાં. શરબત સીસામાંથી ધાર ઉપર ચઢીને ત્યાંના મેલાયલાં ખાલી પ્યાલામાં નમાતું ચાલ્યું. હરણો નાચી નાચી જ્યારે રાગ ફેરવાયો કે તે સઘળા ત્યાંથી અલોપ થઇ ગયાં અને શરબતના સીસા ઉભાઇ ઉભાઇ ફાટી ગયા. બેજુ ગાતો બંધ પડયો ને પેલા પંઝાબીઓને કહ્યું 'તમો ખરા સંગીતના કુશલ હોવ તો હરણો પાછાં બોલાવી અમારા શાહાનશાહના મુલ્યવાન ઘરેણા સ્વાધીન કરો, ને ફુટી ફુરજે થયલા સીસા ફરી સાજા કરો ને માહે શરબત ભરાવો. પંઝાબીઓ આ રવેસની બેજુ બાવરાની સંગીત શક્તી જોઇ તદન લાઇલાજ થયા. હરણો શું બોલાવે ને ઘરેણા ક્યાંથા અપાવે ને સીસા ક્યાંથી સંધાવે ને સરબત ક્યાંથી ભરાવે ? સઘળી વાત સ્વપ્ને ના બને તેવી તો છે સાબુતી ક્યાંથી મેળવાય ? શાહાનશાહને તો પંઝાબીઓ ઉપર એવડો ગુસ્સો ચઢયો કે તુર્ત શીરછેદ કરાવ્યાનો હોકમ દેત, પણ પેલા ચતુર તેથી શીતાબ પગે પડી ગુનાહ માફ માંગ્યાથીજ બચ્યા. એ મીશાલે મીયાં તાનસેનની આબરૂ જે જમાઇ માટે તેને સ્વપ્ને ના ખ્યાલ બાંધેલો અને જે દીકરીને રીસનો મારેલો એક ગાંડા જેવા માણસ સાથ પરણાવ્યામાં બાપપણું એબ્યસ કરેલું, તે દીકરી ને તે જમાઇએ આજ તેનું પાણી ને પ્રાણ બન્ને જતાં બચાવ્યાં.

---

## ૩૭૦—ઓધવજીનો ગર્વ ઉતરયો.

ઓધાનો ગર્વ ઉતારવા શ્રી કૃષ્ણે ગોપીઓને બોધ કરવા માટે મોકલ્યો હતો, તે પ્રથમ રાધીકાજીને મળ્યો, ને રાધીકાજી કૃષ્ણ કૃષ્ણ લવે છે તથા તે વના મન બાલી ખાક કરે છે; ત્યાં ઓધવ, ઇશ્વર ભજન માટે ચીત લગાડવા સારૂં ઘણી ડાહી ડાહી વાત કહી સંભળાવા લાગ્યો તે સાંભળી રાધીકાજી બોલ્યાં છે :—

ઓધોજી, પ્યારે મનકી મનમે રહી.
ગોકુલસે જાય મથુરા ગયે પ્રભુ કુંજન આગ દઇ.
પાપી કૂર કહાંસે આયે દુઃખ પર દાગ દઇ.
તન તોલા ભર ના રહી હે જલબલ ભષ્મ ભઇ.
હમારી ભષ્મ વાં ગીર પરના જ્યાં કીશન રહી.
સુરદાસ પ્રભુ તુમ્હારે મીલનકુ કછુ ભષ્મ સો ભયી.

આ પદ સાંભળી ઓધોના તો બાર વાગી ગયા. તે ખસ્યાણો પડી ગયો. વધારે બોલવાને તેની જીભ ચાલી નહી.

---

## ૩૭૧—રાજાભોજ તને ત્રણ પીડા થજો રોજ રોજ!

એક સમયે પર માહરાજા શ્રીધારા ઉજન નગ્રીના મોટા મહેલમાં રાજ્યાસને બીરાજ્યોછે. મોટમોટા વીદ્વાનો ને પંડીતો ત્યાં સભા માહે મળ્યાછે, તેટલાં એક પંડીતે ત્યાં હાજર થઇ રાજા ભોજને આશીરવાદ કહ્યો:—

સંસ્કૃત—ત્રિપીડાસ્તુ દિનેદિને.
પ્રાકૃત—ત્રણ પીડા થજો રોજરોજ.

તે પંડીતના આ તીક્ષણ બાણ જેવા આશીરવાદ 'રોજરોજ તને ત્રણ પીડા થજો' તે સાંભળી રાજા ભોજનો ગુસો માયો સમાયો નહી. તુર્ત તેણે આ આકલાપણામાં પોતાના સીપાઇઓને તેને ધક્કા મારી તુર્ત સભા બાહેર હાંકી કાઢવાનો હોકમ કર્યો. સીપાઇઓ આ હોકમ અમલમાં લાવ્યા અને પંડીત પોતાના મન સાથ ઘણોજ દીલગીર પોતાને મકાન ચાલ્યો. માર્ગમાં કવી કાલીદાસ મલ્યા. તે પેલા પંડીતને ઓલખતો હતો કે વીધામાં માહ કુશલ છતાં આજ એનો ચેહરો એટલો

ઉતરી કેમ ગયોછે? તેણે તે પ્રશ્ન પંડીતની નજર સાથ પોતાની નજર મળતાં પુછયું 'પંડીતજી આજ તમારૂં મોહ એટલું ઉતરેલું કેમ? કોઇએ તમારૂં અપમાન કર્યું છે કે શું?' પંડીતે કવીને રાજા ભોજની સભામાં હાજર થયા પછેથી ધક્કા ખાઇ હંકાયા લગીની સર્વે વાત કહી. કવી તેની વાત સાંભળી ઘણો ખીન થયો. તેણે મનમાં ધાર્યું કે' પંડીતને રાજા તર્ફથી બેસુમાર અપમાન મળ્યું છે' પછે કવીએ પંડીતને કહ્યું 'કઇ ફીકર નહી તમો તમારે મકામ જઇ નીચીંત બેસો.' પછે કવી કાલીદાસ રાજાભોજની સભામાં હાજર થતાંજ રાજા ભોજે પ્રશ્ન કર્યો:—

સ્વાલ—'ત્રિપીડાસ્તુ દિનેદિને'

એ સાંભળી કવી બોલ્યા:—

જવાબ { 'પ્રદાને વિપ્ર પીડાસ્તુ, પુત્ર પીડાસ્તુ ભોજને;
સયને પત્નિ પીડાસ્તુ, ત્રિપીડાસ્તુ દિનેદિને'

અર્થ—વીપ્રને દાનધર્મ આપવાની પીડા થજો.
બાલકોને ભોજન જમાડવાની પીડા થજો.
સેજ પર સ્ત્રી વીલાસની પીડા થજો.
એ ત્રણ પીડા રોજ રોજ થજો.

આ સાંભલી રાજા ભોજની અક્કલ ઠેકાણે આવી કે તેણે પેલા પંડીતને બોલાવી જેટલી તેની આબરૂ લીધી હતી તેટલી તેથી જાદા તેની આબરૂ વધારી એક અમુલ્ય સીરપાવ નવાજ્યો.

---

## ૩૭૨—બેલુ જુઠણુ ને ધનજી ફોડો.

બેલુ જુઠણુ, જેનું આજ અર્ધ સદી ઉપર બાહેરકોટ મોટા મોહોલાના નાકાં ઉપર દારૂનું પીઠું હતું; ત્યાં એક વખ્ત ધનજી ફોડો જે પારસીઓમાં ઘણોજ મોટો ચોર થઇ ગયો છે, તેણે બે બાટલી મોવરાનો દારૂ ઉધાર માંગ્યો. બેલુ જુઠણુ પણ ખરો પોંહોંચેલ ને કસાથી ડરી જાય તેવો નહીં, તેથી ધનજીની ધીંગ કાઢી નાખી તેને હરધુટ કરી કાઢયો: 'ઉધાર દારૂ લેવા આવ્યો છે. સોકાર પણ તેવોજ પડયોની?' ધનજીએ ઘણા કાલાવાલા કર્યા કે 'બેરામજી જોવો સમજો, હાલ મને એટલો

દારૂ ધીરો,' પણ જ્યાં બેલુ જુઠણુ જેવો ખાઇ ખાઈને રની ગાંસડી જેવો થયલો, તેને હટ લાગી તે છોડે? બીલકુલ નહીં અને ધનજી નમનતાઇ ને બેલુ તુંડાઈ વાપડતાં અંતે થાકા, ત્યારે ધનજી નીરાશ થઇ પાછો ફરતાં બોલ્યો 'આજ રાતના ત્હારા દારૂથી બાહેરકોટના પારસી મોહોલાની સુકી ગટરમાં અગર રેલ નહી લાઉં તો મ્હારૂં નામ ધનજી નહીં.' એ કહેતો તે ગુસ્સાભેર ત્યાંથી ચાલી ગયો. તેના ગયા પછે બેલુ જુઠણુની સુદ્ધ ઠેકાણે આવી 'કે કોણુ મુજી સાથ કામ પડયું છે?' તે બહુ પસ્તાયો કે ના કહ્યામાં ઠીક થયું નથી. આ અફશોશ, ત્યાં પડતી અસાધારણ ઘરાકોની ધમાલથી રફતે રફતે ભુલાતા બીલકુલ મનમાં રહી નહીં. બેલુ જુઠણે બરાબર સરકારી ધારા પ્રમાણે નવને કલાકે દુકાન અંદરથી બંધ કરી અર્ધ કલાકે વકરો ગણી બાહેર નીકળ્યો, તાલાં માર્યાં ને રાબેતા પ્રમાણે મસ જાડી દાંગ લઇ ઠોકતા ઠોકતા ઘર ગયા, ચાર મારે ચઢયા.કપડાં કાઢયાં, ટંપાલ ચઢાવી, ખાણું આવ્યું તે ખાયછે, સામે બેઠેલાં પોતાના છોકરા સાથ વાત કરે છે, તેટલાં તેને મોવરાના દારૂની જલદ વાસ આવી. તે તાજુબ થયો કે દરરોજ જેટલો આજ પણ ચઢાવ્યો છે અને આ કેઈ તરેહનો દારૂનો જલદ વાસ આવેછે. તેટલાં તો વધારે ને વધારે પમરાત નીકળતો ને બહેકતો જાયછે. બેલુ જુઠણુ આસ્તે આસ્તે બુક મોહમાં મેળેછે. તે નીકળેલા જલદ વાસ ઉપર ખુબ વીચારે ગીર્ફતાર થયોછે તેટલાં તો મોહલામાં કચકચ ને બચબચ થઇ રહીછે. હાઢાં હાંડીઓનો ખખરાટ કેહ મ્હારૂ કામ. કાંઇ ભરાભર ભરાઇ દોડાદોડથી દરેક ઓટલે માણુસની ધમાલ ચાલી રહીછે 'આ શું હશે?' એમ હજી બેલુ જુઠણુ મન સાથ બોલેછે કે તેને નામદાર ધનજી ફોડાની ધમકી યાદ આવી, તે અરે અરે અરે 'કાફ્રૂર બચ્ચાએ પોતાનો બોલ બજાવ્યો' કહેતાં સીંહ જેવા કુડકા ને છલાંગ મારતો હેઠો ઉટર્યો, તો મોહોલાની સુકી ગટરમાં ધચધચધચ કરતો દારૂનો ધોધ ધમધોકાર ચાલ્યો જાયછે મોહલાદારો તે ભરી લેવાની દોડાદોડ કરી રહ્યાછે, તે જોઇ અરે મારૂં નખોડ જજો રે ધનજી ચોર, કહેતો દુકાન તર્ફ દોડયો. તેણે પથરથી પોતાના સઘળાં તાલાં ભાજી નાખ્યાં કે પીપના કાક ઉઘાડ્યા

હોય તે બંધ કરે; એ વીચારે બેલુ જુઠણુ દોડતો પીપો તર્ફ ગયો તો સઘળાં પીપના કાક જડેલાં પાટચા નીકળી ત્યાં પડ્યાછે અને દારૂ એક ટીપું પણ રહ્યો નથી. દુકાનમાં તલાવ થયોછે પણ જે ઝડપે તે વહી ચાલેછે તે જોતાં ઉપાય ફોકટ છે. એ જાણી બેલુ જુઠણુ માથું કુટતો જાર જાર રડેછે. અરે તે મુજી બચ્ચાને બે બાટલી નહી આપવાની ભુલનો એવડો તોટો ને રકાસ! અરે ભલા માણસ, અરે ધનજીબા, હું તો બેવકુફ થયો પણ તું તો કાંઇ વીચાર કરતે? એ કહેતો દુકાનની સામેની ન્હાની દુકાનના પાટચા ઉપર માથે હાથ દઇ બેઠો. અંતે નીસોસા વલી સાંજ સુતો પણ કાંઇ ઉંઘ આવે? તે આખી તેણે એક લાખને એક ગાલ ધનજીને દીધા છતાં તેના મનનું તલ વીખ ઉતરયું નહી!

---

## ૩૯૩—જુના વાહાણ ઉપર નવા ખલાસી.

એક વાહાણ વેલાતથી આવ્યું હતું, તેના કજા એલાઇ ઘણા ખરા ખલાસીઓ મર્ણ પામ્યા ને રહ્યા તે નાતવાન હતા. તેથી વાહાણનું દુબાસપણું કરનાર બે પારસી પાહવણોને નવા ખલાસી પુરા પાડવાને કૅપટને કહ્યું. પારસી પાહવણ ભાઇઓએ વીચાર્યું કે 'અગર જો આપણે કૅપટન કહેછ તેમ ખલાસીની નોકરીઓ જાહેર કરશું તો એક પણ ધાતી કે મુસલમીન એ કામે ઉપર આવનાર નથી અને આવે તો તેમાં આપણને કસી હાસેલ થનાર નથી. તેથી તેઓ દરરોજ નવા નવા કુલીઓને વાહાણ ઉપર કામે લેઇ જઇ કૅપટનને સમજાવતા જાય કે આ ખલાસીની નોકરીએ આવવાને નકી થયાછે. દરરોજ એ પ્રમાણે દસ દસ બાર વધારતાં જોઇતા સઘળા ખલાસીની સંખ્યાની હાજરી ભરાવા લાગી. મુંબઇમાં રહ્યા ત્યાં લગી તો દરરોજ એમ ચાલ્યું પણ જે દીવસે વાહાણ હંકારવાનું તે દીવસે થોડાક ઢોલીઓ બોલાવી વાહણ પર હાજર કર્યા. ઢોલીઓને સમજાવ્યું કે વાહણ ચાલતું નથી તેથી કૅપટને ઢોલ વગાડવાને બાધા લીધી છે, તે પ્રમાણે તમો વાહણ ચાલે ત્યાં સુધી વગાડજો ને પછી બોટોમાં ઉતરી પડજો. તે સઘળાનો વર્ષ વર્ષનો પગાર પેલા

નામદાર પાહવણોએ આંગ ઉપર ચુકવી પોતાની ગાંઠે બાંધે લીધો. કૅપટનને જોયું તો ઢોલ ને પેંપુરીઓ સાથે ખલાસીઓ આવ્યા છે તેથી તેનો ખુલાસો પુછ્યો તે પાહવણોએ કહ્યું હીંદુસ્થાનના કાલા લોક બહુ વેહેમી છે; તેથી આ પ્રમાણે વાજીંત્રો લઇ આવ્યા છે તે થોડો વાર વગાડશે ત્યાર પછી કામે લાગશે; તે છતાં કાંઇ હટ કરે કે જેરબંદ માર મારવામાં ત્હારે કસો ડર કરવો નહીં. એ રીતે કૅપટન સાથ હસી બોલીને પછે ઢોલીઓને મળ્યા ને કહ્યું તમો હોસ્યારીથી કામ કરજો. કૅપટનના કહ્યા સર રહેજો. કદીબી નાફરમાની કરતા ના. સમજ્યા? એવી રીતે વગાડજો કે તમારી વાખવાખી ગવાય. એ કહી પેલા બે પારસી પાહવણો વાહાણ ઉપરથી કૅપટન ને નવા ખલાશીઓની રજા લઇ ઉતર્યા, કે સમો સફરને સફલ જોઇ વાહાણના સડ ચઢાવ્યા, લંગર ઊંચકાયું ને વાહાણ ઢલક ઢલક કરતું સરસરાટ સપાટાબંધ દર્‌યાવમાં ચાલતું થયું. ઢોલીઓએ ઢોલ જેમ બન્યાં તેમ જોરથી વગાડવા માંડયાં પણ જ્યારે કૅપટને સડ ખેંચવા કહ્યું ત્યારે ઢોલીઓના દીલમાં ફાર પડી, ત્યાં જે હાય નીસાસા ને કલાપીટ મચી તેનું તે શું પુછવું? અને કૅપટનનો ગુસ્સો ને વારા ફરતી એક બીજાને બાંધી માર પડે તેની તે વાતજ શું કહેવી? અરે બાપડા પોતાના જન ફરજંદોથી જુદા પડી લાઇલાજ બંદીવાન કરતાં નફેતર હાલતે પરદેશની પીડાકારી સફરમાં અટવાયા, ને સડ ખેંચતાં બોલવા લાગા કે "જુના વહાણપર નવા ખલાસી * * * * *" દરરોજ સફરમાં કૅપટન ને દેશી ખલાસીઓ વચ્ચે થતી જંગ ને જુલમાતનો હીસાબ રહ્યો નહીં. જ્યારે આ ઢોલીઓ મોટી હેરાનગતી ને આફતની સફરથી પાછા ફર્યા ત્યારે તેઓ એટલા ચીરડાયા હતા કે પેલા પાહવણોના સાંધેસાંધા સેકી નાખતે, પણ પાહવણો મલે ક્યાંથી? એ ઉપરથી લગભગ હાલ લગી કોઇ પણ વાહાણનો કે ઇનજીનનો કે તેવોજ ભારી સામણ ધસડી લઇ જતી વખતે દેશી મજુરો ને નવગણીઓ

'જુના વાહાણ પર નવા ખલાશી' * * * * * *

એ વાક્યનું ત્રાસદાયક ગાયન ગજાવતાં જોયામાં આવે છે.

---

## ૩૭૪—મીયાં તાનશેન કેમ મોટો ગવૈયો થયો.

મીયાં તાનસેન બ્રાહ્મણ હતો, તેને ગાયન શીખવાનો બહુ શોખ તેથી કોઇપણ બીજા કામ ઉપર મુદલે ધ્યાન ના આપતાં રાત્ર દીવસ ભલતાં તાન અલાપ લેવાનીજ તેવ પડી ગયલી, એથી એના બાપે તે જમાનાના ઘણાજ પ્રખ્યાત ને જગતમાંહે સંગીત વીદ્યામાં માહ કુશલ, તેવા માહાન ઉસ્તાદ શાહ સાહેબ પાસે મીયાં તાનસેનને લઇ જઇ ઉભો કર્યો. અને રાગ રાગણી ગાયનમાં કુશલ કરવાની અર્જે કરી. ત્યારે ઉસ્તાદ શાહસાહેબ, તાનસેનને પાસ બોલાવી તેના મોહમાં થુક્યા! તાનસેનના બાપને ઉસ્તાદના આ વટાલ કર્મથી બહું કંપારી છુટી, તુર્ત તે ઉઠયો ને બોલ્યો 'ઉસ્તાદ સાહેબ, હવેથી આ છોકરો આપનોજ સમજજો તમો એના મોહમાં થુક્યા, તેથી હવે એ અમારા પવિત્ર ધર્મથી બાતલ થયોછે.' બાપની લાગણી સમજી તથા તાનસેન છોકરાની નીર્ધન સ્થીતી જોઇ ઉસ્તાદ શાહસાહેબે પોતાનો સઘલો હુન્નર તેને દેખાડયો, અને તેના ગલાંમાં એવી શીરીની ઉતારી દીધી અને તાંન ખેંચવાની એવી કળા શીખવી દીધી, કે બીજા હજારો સાગેરદો દરમ્યાન મીયા તાનસેન ગોયા દેવતા માહે ઇંદ્ર સમાન પંકાવા લાગ્યા.

---

## ૩૭૫—'ગધેડો ઘોડામાં કેમ ખપશે?'

એક વખ્તે શાહાનશાહ શાહેજેહાનને કોઇ સોદાગરે અગરેબનો ગધેડો સોગાત આપ્યો, તે એવો ખુબસુરત, એવો ચાલાક, એવો ઉજલો દુધ જેવો કે તેની જોડ સારા હીંદુસ્થાનમાં ક્યાંઇ દીસે નહીં. આ રવેસના પરીઆં જેવા ગધેડાને શાહેજેહાને ખાસ પોતાની સ્વારી ખાતર રાખ્યો, જે ઉપર વારંવાર સ્વારી લઇ બામદાદની ખુશનુમા હવામાં લટાર મારી આવતો હતો. એક દીન આ ખુબસુરત ગધેડા ઉપર શાહેજેહાન સ્વાર થયો કે સામેથી હુઉઉઉ કરતો મસ પારા જેવો વાઘ કુદી સામે આવ્યો, તે વીક્રાલ વાઘને જોતાંજ શાહેજેહાને પેલા ગધેડાને ઘણો પણ જોખમમાંથી બચી જવા માટે તેજીથી કુદાવી દુર થઇ જવા ચાહ્યું, પણ ગધેડો કહે કે હવે હું એક કદમ ના હટું, એવો પેલા

વાઘથી ડરી જડપદાર્થ સમાન થઈ ગયો. અરે શાહેજેહાને અનેક ઘોડસ્વારની ઉત્તમમાં ઉત્તમ કલા વાપરી પણ ગઘેડો એક દગ પણ ખીસે? ના. તે તો જાણે ભાંયમાં અર્ધ ગર્ક ગયો હોય એવો જડાઇ વલગી ઉભો! આ વખ્ત તેનો શાહજાદો શમશેરબાજ મુરાદ નજદીક ના હતે તો શાહેજેહાનના દાહડા ગણાઈ ચુક્યા હતે. પણ બલવાન નશીબ જોગે તેની નેગાહ પોતાના બાપની સ્થીતી ઉપર પડી કે ત્યાંથીજ એક ગોલી રામબાણ વાઘના કપાલે ઠોકાઇ, કે વાઘની બલતાં આતશના કકડા જેવી આખ્યો હરીફ સામે ગઇ. તે શાહેજેહાન સામેથી જ્યાં મુરાદ હતો ત્યાં તે સામે ઉછળ્યો, તેટલાં ફરી બીજી ગોલી તેના કપાલે ઠોકાઈ, તે તેનું મસ્તક ફોડતી માહે પેઠી. વેદના વધી પણ ત્રીજી ગોલીથી તે વાઘ ત્યાં મુડદું થઇ પડયો. જ્યારે બાપ દીકરા મળ્યા, ત્યારે શાહેજેહાને પોતાના પરીઆં ગઘેડાની હટ કહી ને તે જાનવર ઉપર ઘણો ગુસ્સો કરયો, તે સમય ત્યાં પાસ રાજ્યકવી હાજર હતા, તે બોલ્યા 'હજરત,'

ખરકો તુરીગ ન હોત હે, સજોબનાતી સાજ,
ધુવડ બને ના પદ્મની, કૌવા બને ના બાજ;
કૌવા બને ના બાજ, કાચ હીરકન ના હોય,
મરકતકે ગલે હાર, જાય જંગલ બીચ ખોય;
કહે સુકવી આશ સુભવ નહી પલટે નરકા;
સજોબનાતી સાજ, તુરીગ ના હોવે ખરકા.

શાહેજેહાન પોતાના કવીને સાંભળી અંતે લજવાયો. ખર ઉપર તેણે હમણા લગી હેત ને હેયું રાખ્યું તે માટે ઘણો કચવાયો.

---

## ૩૭૬—અવલ પ્રકારની અદેખાઇ તે એને કહે.

એક જન દેવની પ્રાર્થના કરવા લાગો કે મ્હારી અનાથ સ્થીતી સુધાર ને મને શ્રીમંત કર. દેવ પ્રસન્ન થઇ બોલ્યોયો. 'ઠીક છે કાલ મંદીરમાં આવજે.' બીજો જન વળી તે પાછલ મંદીરમાં ગયો. એકાગ્રહચીત ભગ્તીમાં ઉભો 'મ્હારી અનાથ સ્થીતી સુધાર ને મને શ્રીમંત કર.' તે ઉપર પણ દેવ પ્રસન્ન થયો ને કહ્યું 'ઠીક છે કાલ મંદીરમાં આવજે.'

આ વાયદા પ્રમાણે બન્ને મંદીરમાં હાજર થયા કે દેવ પ્રગટ થયા. તે બોલ્યા 'ઓ બીજા ભગ્ત, તું જે માંગસે તે ઠાને પહેલાને બેવડું મળશે, કેમકે એણે મ્હારૂં પેહલાં સ્મરન કરી આશા કરી છે. માંગી લે તને જોઇયે તે.' બીજાએ વીચાર કર્યો, કે હું માંગું તે ઠાને જાદા એને મલે તો તે મ્હારેથી દેખી કેમ શકાય તેથી તુર્ત દેવ પાસે નમી બોલ્યો 'અહો સ્મર્થ દેવા, મ્હારી એક આંખ ફોડ.' દેવે તેની ઇચ્છા પુર્ણ કરી. પછે પેલા પેહલાની બે આંખ્યો ફોડવાની તૈયારી કરે છે તેટલાં તે બોલ્યો "દયાલુ દેવ, મેં કાંઇ એવી ઇચ્છા કરી હતી નહીં કે એ માંગે તેથી બેવડું મને બક્ષો? મેં તો મ્હારી અનાથ સ્થીતીનું તારણ ચાહ્યું, તે દીયો તો સ્મર્થ છો, પણ મેં કાંઇ મ્હારી ચક્ષુ ખોવા સારૂં ભગ્તી કરી નથી!' દેવ તે સાંભલી રીઝ્યા, અને તેને કોટી ધન નવાજી ન્યાલ કર્યો. પેલો કાણો થયલો આ જોઇ બહુ બબર્યો. તેણે દેવને કહ્યું 'તેં ત્હારૂં વચન તોડયું.' દેવ બોલ્યો 'નષ્ટ, તને આ પ્રકારની ઇર્ષા દાખવ્યાનો કાંઇ બદલો ના મળે શું? તેં જેવું ઇચ્છયું તેવું તને પ્રાપ્ત થયું. જેવું એણે ઇચ્છયુ તેવું એને પ્રાપ્ત થયું. તને કોણે એવી અજ્ઞાન બુધ્ધી સુજ પાડી કે જેણે ત્હારૂં કો કાલ લેશ માત્ર ખરાબ કર્યું નથી, તેને બન્ને આંખ્યોથી અપંગ કરવાની હોંસ ઉપજી? જા, ચુપ ચાલ્યો જા, હું તારીપર દયા કરૂં છું, બાકી ત્હારીજ બન્ને આંખ્યો ફોડી નાખવી યોગ્ય છે.'

---

## ૩૭૭—મીયાં તાનસેનની દીકરીના લગ્ન.

એક રાત્રે મીયાં તાનસેન, શાહનશાહ અકબરની કચેરી દરમ્યાન બીજા પરદેશી ગવૈયા સાથ સંગીત શાસ્ત્રની તકરારથી લગાર જંખવાયલો ઘેર આવ્યો; તે પોતાની દીકરીને જોઇ મુન્જાયો. 'અરે આ પુત્ર હતે તો મ્હારા હુન્નરની કુંચી પામતે ને મ્હારૂં નામ જગ્ત આશકારા કરતે.' પછે કાંઇ વીચાર આવ્યો તેથી દીકરીને પોતાની હજુર બોલાવી પુછયું "તું સુખી કે દુખી?" મીયાં તાનસેનની બેટી બચારી ગાફેલ ને જુવાન, તે હસીને લાડ કરી બોલી 'શાહાનશાહ અકબરના પાદશાહી ગવૈયા

તાનસેન જેવાની દીકરી કાંઇ દુઃખી હશે? તેના નશીબમાં તો શાહજાદી જેવું સુખ લખેલુંજ એટલે તે હમીશાં સુખી રહેછે.' બાપ બોલ્યો 'બેટા, ત્યારે એમ બોલ કે તું હું જેવા બાપના પ્રતાપે સુખ ભોગવેછે.' દીકરી બોલી 'મ્હારાં કર્મમાંજ સુખ લખ્યુંછે ને દુઃખ જવલે છેજ નહી તેથી હું સુખ જોઉછુંજ.' મીયાં તાનસેનને બેટીની વાતે ગુસ્સો ચઢયો. તર્ત તેણે પોતાના ચેલાઓને હોકમ કરી જંગલમાંના એક ભટકતા ગાંડા આદમીને બોલાવી તે સાથ પોતાની દીકરીના લગ્ન કરી બન્નેને ઘરની બાહેર હાંકી કાઢયાં. 'જા ત્હારા નશીબમાં સુખ જોવાનુંજ છે તો બેલાશક જોઇએ ત્યાં જઇ રહી સુખ જો.' તાનસેન બોલ્યો. અંતે ચાર પાંચ કલાકમાં બાપડી પોતાના ગાંડા જેવા ધણી સાથ એક જંગલમાં આવી લાગી. ત્યારે આગળ પાછળના ઝાડ ઉપરથી પડેલા ખરેલાં બોર, રાયન, લીંબું, આબાં વગેરે વીણી લાવી પોતાના ધણી આગલ મેલી બેઠી, ત્યારે ધણીએ પુછયું 'મ્હારા જેવા દુન્યા પાણીથી ઉપડી ગયલા સંગાતે લગ્ન કરવામાં તું શું આ જંગલ બ્યાબાનમાં સુખના સાતા વીનીશ? મીયાં તાનસાન જેવા દીલ્હીપતીના રાજ્ય ગવૈયાની દીકરી, તું ત્હારા બાપના મકાનમાં મન માગી વસ્તુના વૈભવ પામી દેવતૈ સુખ ભોગવી રહેલી તેવાં સુખનો પરછાયોએ કયાં આ વઘડામાં ભોગવીશ?' સીતાર 'બોલી, તમે મ્હારા ધણી મ્હારી પાસ છો એટલે હું તમારી સઘળી બનતી મદારત કરી મ્હારૂં જીવન સફલ કરીશ. પણ મ્હારો એટલો વેહેમ નહીં ભાંજશો કે તમો કોણ ને કયાંના રેહવાસી ને શા શક્તીના છો?' ધણી બોલ્યો, 'ત્હારી ઇચ્છા હું પુર્ણ કરવાને ના પાડનાર નહીં. સાંભળ સુંદરી :—

'મ્હારૂં નામ બેજુ બાવરો. હું એકલ રહી જંગલ વસવું પસંદ કરૂંછું. મારી શક્તી તને જાણવી હોય તો બેસ ત્યાં આમ્રવૃક્ષની છાંયામાં.' એ કહી તે ઝાડ ઉપર ચઢયો. ત્યાંના કંઇક ઘીચ ડાલાં વચેથી એક તંબુરો લાવી હીંડોલ ગાવાને સરૂ કર્યો. હીંડોલ સરૂ થતાંજ તેની સ્ત્રી સીતાર, તો તે રાગના માન તાનથી છક થઇ ગઇ. હજી તો આચંબો વધ્યોજ ચાલે છે, તેટલાં એક હીંડોલ હાલતો નજર પડયો. તે ઉપર

કનૈયાલાલ ને રાધીકાજી બેઠેલાં દીસવાં લાગાં. આ રાગે અવધી કરી. તાનસેનની દીકરીએ તો પોતાના ધણીનો રાગ પોતાના બાપના ગજાં કરતાં હજાર ઘણો જાદા ઉમદા સાંભળ્યો. જ્યારે બેજુ બાવરો ગાતો બંધ પડયો, ત્યારે સીતાર તેને પગે પડીને બોલી 'ધણીજી તમારી સાથ મ્હારૂં લગ્ન થયું માટે હું મ્હારૂં નશીબ જેટલું વખાણું તેટલું થોડું. મ્હારો બાપ રાગ વીધામાં સારા હીંદુસ્થાનમાં વખણાય છે તો પણ તે તમારી વીધાના બલ પાસ એક બીદું પણ નથી.

---

## ૩૭૮—કવી કાલીદાસ ને કવી ગુણનીધી વચે તકરાર.

ધારાનગ્રીમાં રાજકર્તા રાજા ભોજના કવી કાલીદાસની કીર્ત ભરતખંડમાં ફેલાઇ ગઇ, તે સાંભળી મદનનગ્રીનો કવી ગુણનીધી તે સાથ હરીફાઇ કરવા માટે ધારા નગ્રી આવી ઉતર્યો. મનમાં નકીજ કે કાંઇ કરીને કવી કાલીદાસને જીતી આ પૃથ્વી ઉપર તેનેથી વીષેશ પ્રખ્યાતી પામવીજ. નગ્રીમાં સદા આ કવી ભાડેની પાલખીમાં ફરવા નીકળતો હતો. આ વાત કવી કાલદાસને જાણ થઇ, તેથી તેણે ભોઇનો વેશ ધારન કર્યો, ને જ્યાં ભોઇઓનું ઉભાં રહેવાનું ઠેકાણું ત્યાં લગાર દુરથી જઇ ઉભો, તેટલાંજ કવી ગુણનીધીના નોકરે 'કોઇ ભોઇ છે?' એ બુમ મારી કે ભોઇ વેષ ધારન કાલીદાસે જવાબ દીધો 'હા, હું છું' ગુણનીધીના નોકરે કહ્યું 'જા બીજા ત્રણ ભોઇઓ લઇ આવ, જલદી થા!' બીજા ત્રણ ભોઇઓ લઇ કાલીદાસ હાજર થયો, કે પાલખી બાહેર કઢાવી નોકરે પોતાના ધણીને ખબર કરી 'પાલખી તૈયાર છે.' કવી ગુણનીધી તર્ત પાલખીમાં બેઠો ને ભોઇઓને હોકમ કર્યો 'ફલાને ફલાને રસ્તે ફેરવી ફલાની ફલાની જગ્યાએ કાવો લઇ ત્યાં લાવી ઉતારવો.' હોકમ પ્રમાણે ફેરવી ભોઇઓ લાવ્યા. કવી ઉતર્યા પણ પુછયું.

**સંસ્કૃત**—'અય માંદેલિકા દંડ સ્કંધે કિતવ બાધતિ.'

**પ્રાકૃત**—'ભોઇઓ પાલખીના દાંડાથી કાંઇ પીડા થઇ છે?'

ત્યાં કવી ગુણનીધી વ્યાકરણ ચુકી બોલ્યો હતો. 'બાધતે' જગ્યો 'બાધતી' બોલ્યો, તેથી ભોઈ વેષ ધારણ કવી કાલીદાસે તાણો માર્યો.

સંસ્કૃત—ન બાધતે તથામાંહી, યથા બાધતિ બાધતે.

પાકૃત—વ્યાકરણ ઉલટું જે બોલ્યો, તે જેટલું બાધ કરે તેટલો મયાનાએ બાધ કર્યો નથી!

કવી ગુણનીધી ભોઇની પંડીતાઈ સાંભળી જાંખો પડયો, તોય પુછયું 'તને એક ભોઇ જેવાને એટલી હોસ્યારી તે ક્યાંથી?' ભોઇ વેષધારણ કાલીદાસ બોલ્યા, 'આપ સમાન પંડીતના સ્માગમથી.' કવી ગુણનીધીએ પુછયું, 'એવો તો કયો પંડીત છે કે તેનો તને સ્માગમ પડયો છે?' વેષધારી ભોઇ બોલ્યો 'કવી કાલદાસની સેવામાં હું રહ્યો હતો, તેથી હું ઘણી વાતમાં ખબરદાર થયો છું.' કવી ગુણનીધીએ વીચારયું: 'જ્યારે જે કવીના સમાગમમાં એક ભોઇ જેવો આવ્યાથી એટલી વીદ્વતા ધરાવેછે તો તે પોતે કેવોક હશે? જેના ભોઇને હાથ મ્હારૂં આબ ઉતરયું, તો તેની સ્વતા હાજરીથી કયાં હું મ્હારી આબરૂ સાચવીશ? એ પાણીએ વાળ ચરે નહીં.' પછી ગુણનીધીએ હરીફાઇનો વીચાર માંડી વાળ્યો.

---

## ૩૯૯—કાલીનાગ ને બાલકૃષ્ણ.

કાલી નાગ ઘણોજ અનર્થ કરવા લાગો. જમના નદીનો સર્વ કીનારો કહો કે ગંગા નદીનું સર્વ પાતાલ કહો, ત્યાં ઘણીજ આફત લાવવા લાગો ને સઘલા પાણી બગાડવા લાગો. તેનું ઝેર જાનવરોને ચઢવા લાગું. સઘલો આર્ય દેશ ત્રાસ પામવા લાગ્યો, ત્યારે બાલકૃષ્ણ એક ગુવાલ્યાના અવતારે મથુરામાં ગોપીઓ સંગાતે ગાય ઘોર ચરાવા જતા હતા, તેણે તે જાણી. હીંદુ ધર્મ પ્રમાણે આ કનૈયાલાલ ઇશ્વર અવતાર હોયાથી તેણે પોતાની પીડીત પ્રજાનું કલ્યાણ કરવાને યુક્તી રચી. પોતા સમાન મથુરાના બાલકો સંગાતે ગેંદ દાવ રમવા લાગ્યો, ત્યાં હાર જીતની સરત માત્ર ગેંદ ગુમાવે તે લાવી આપવા ઉપર રચાઇ. આ મીશે દાવમાં ગેંદ જમનામાં નાખી દઇ તે લેવા તે માહે કુદાવી પડયો. ઇશ્વરાવતાર તેને તે કાલી નાગ મથક સોધી કાઢવાને કાંઇ વાર લાગે? તુર્ત પાતાલ પેસી તેને મથક પ્હોંચી ગયા. ત્યાં જોય છે તો કાલીનાગ ભર નીદ્રામાં ઉંઘ્યો

છે. નાગણીઓ, અપ્સરા સ્વરૂપજ ત્યાં તેના ચરણ પાસ અનેક રંગવીનોદ ને પગ ચાંપવાના ઢોંગ કરતી બેઠી છે. બહુજ રૂપાલીઓએ, અલૌકીક રૂપાલા બાળકને જોઈ વીસ્મય પામતાં પ્રશ્ન પુછ્યો: 'અરે તને કોણે ત્યાં મોકલ્યો? ક્યા વેરીએ તને આ માર્ગ દેખાડયો? તું શા કારણ ત્યાં આવ્યો? અરે અમારો સ્વામી જાગ્યો તો ત્હારા બાળકના તે બળિયા પાસ શા ભાર? એક ટકારામાં ત્હારો પ્રાણ લીધોજ!' રૂપાલા કનૈયાલાલ ઉપર નાગણીઓને એવું વ્હાલ ને પ્રેમ ઉપજ્યો કે બસ કહાની વાત નહીં; પણ બાળક તો કેવલ સાધારણ બાળકોથી જુદોજ, તે કાંઇ સુંદરીઓના મોહ કે નેણ કે હાસ્યની પરવા કરે? તુર્ત તે બોલ્યો 'અહો નાગણીઓ, નથી હું માર્ગ ચુક્યો, નથી કોઇ વેરીએ વલાવ્યો પણ મથુરામાં જુગતું રમતાં હું નાગનું શીશ હાર્યો છું. માટે મ્હારે તે માટે ત્યાં લગી શ્રમ ખેંચવો પડયો છે. જગાડ રે ત્હારા નાગને કે સેજ વારમાં તેનો વધ કરી શીશ લઇ જાઉં?' નાગણીઓ તો છક થઇ કે આ પતંગ્યા જેવડા બાલકનું પ્રવત્ત સમાન કાલીનાગ સામે શો ગજુ? ઘણું પણ સમજાવ્યો પણ સમજે એવો તો બાલકૃષ્ણ નહીંજ; અંતે નાગણીઓએ નાગની મુંછો મરડી, કાનો ચીમટી, ને ચરણ ચાંપી તેને જગાડી બોલી: 'ઉઠો રે બલવંતા સ્વામી, દ્વાર કોઇ રૂપવાલો બાલક આવ્યો છે, તે તમારી સાથ યુદ્ધ કરવા ને તમારૂં શીશ વાઢવા માંગે છે.' આ સાંભળતાં નાગે જાગૃત્ત થતાં તુફાન સમ ઉછલી બાલકૃષ્ણને કમરમાથી પકડયો, કે યુદ્ધ મચ્યું. નાગે સારી જમના નદીને ગગરાવી મેળી, પણ કૃષ્ણના બલ પાસ કાંઇ ન ચાલતાં તે વસ થયો, કે કૃષ્ણે તેને નાથ પોઇ! નાગણીઓના ડોલાજ ફાટી ગયા. તેઓની વીસ્મયતાનો તે શો પાર; તે સઘળી કયલાસની અપ્સરા સમાન સુંદરીઓએ કનૈયાલાલજીના બહુ કાલાવાલા કર્યા. ચરણે પડી પોતાના સ્વામી ઉપર કૃપા કરવાની અર્જ કરી, પણ કૃષ્ણે તો તેઓ તર્ફ જોયું પણ નહીં ને કાલીનાગને ઘસડી મથુરા લઇ ચાલ્યો. નાગણીઓ વીલાપ કરવા લાગી કે મથુરા લઇ જઇ સ્વામીનું શીશ વ્હાડીને જુગ્તાંની સરત પુરી પાડશે. કૃષ્ણને ઘણો વીનવ્યો 'અમો અપરાધી પાપીણીઓ ભગવંત અવતારને સમજ્યાં

નહીં, અમને ક્ષમા કરો ને અમારા સ્વામીને મેળી ધો.' બબે હાથો જોડી જોડી અર્જ કરી. થાલ ભરી રત્ન મોતીઓથી કૃષ્ણને હેત ભેર વધાવી લીધા. અંતે ઘણી ઘણી અર્જ કરી રીજવી સુંદર નાગણીઓએ નાગરાજને છોડાવ્યો. કૃષ્ણે તેને ત્યાંથી જતું રહેવા ને બીજાં સુમસાન મથકે જઇ વાસો કરવા કહ્યો.

---

## ૩૮૦—હજામડીનો લોભ:—હજામડી પોતાના ધણી હજામને રાજા દસરથ પાસ કેમ દાન માંગવું તે શીખવે છે.

શ્રીરામનો જન્મ થયો ત્યારે દસરથ રાજાએ પૃથ્વીને દાન ધર્મથી ન્યાલ કરી દીધી હતી. તે ખબર જેવી પેહલી દાઢણીએ સાંભલી કે પોતાનો પતી હજામ જે રાજાનું માથું મુંઢવા જતો તેણે તુર્ત વધામણી ખાવા મોકલ્યો. 'જાવો રે પતી ને આ પ્રમાણે સર્વે રાચ રચીલાં ને શરોપાવનું દાન માંગી લાવો:—

"રામ જનમ સુની અપને પતીસે હંસકે દાઢણી[1] બોલી,
પતી તમે જાવોને નર્પ[2] દસરથપે દાન કોથરી ખોલી.
તમકુ દેગા બાગા બીરી દુજા ભરભર ઝોલી,
હમકુ દેગા નખસખ ઘરેણા ઓર ઝાંઝરકી જોરી.
સારો સો એક હસ્તી,[3] લાજો, હમ ચરનકુ ડોલી[4],
છોટીસી સોહામની દુતી[5] લાજો, તેલ[6] કરનકુ ગોલી[7].
સૌભાગ્ય તંબોલન લાજો, સંગ ઉનકે તંબોલી,
બીરા કર કર હમકુ ખવાડે, તમકુ મખવાસ અન્મોલી.
લાવો તો સબ જુગતસે લાવો ભરપાનંદકી ચકડોલી,
તુલસીદાસ જાચક રગુપતીકે હંસકે દાઢણી બોલી."

---

૧ હજામડી. ૨ રાજા. ૩ હાથી. ૪ પાલખી. ૫ શાખી. ૬ ટોલટપાની-વાત. ૭ દાસી.

## ૩૮૧—પંડીત ભદ્રમણી ને કવી કાળીદાસ.

ગ્રીષ્મ રૂતુના સમય ઉપર રાજા ભોજ ને કાળીદાસ બાગમાં શેહેલ કરતા હતા, ત્યાં મોટો પંડીત ભદ્રમણી જઇ લાગો. તેને તથા કાળીદાસને રાજા પોતાની બંન્ને બાજુએ લઇ જાઇ ને સેવતીના ક્યારામાં ફરે છે. જમનો હાથ કાળીદાસને આપ્યો છે. ડાબો હાથ ભદ્રમણીને દીધો છે. ભદ્રમણીના હાથમાં રાજાભોજનો ડાબો કર હોયાથી તેણે પોતાની બડાઇનું બાકું ફુકવા શ્લોક રચ્યો, તેને ત્રણ ચરણ હતા, તેનો અર્થ આ :—

ડાબો હાથ જમના હાથ કરતાં મોટાં કીર્તમાન કાર્ય કરે છે.

યુદ્ધમાં તે શત્રુના મસ્તકનો ચોટલો પકડે છે તો જમનો કર તલવારથી તેનો શીરછેદ કરે છે.

ઘોડેસ્વારી કરવા વખ્તે ડાબો કર લગામ પડે છે ત્યારેજ સ્વારી થઇ શકે છે.

રંનસંગ્રામમાં ડાબો કર ઢાલ ને ધનુષ્ય પકડે છે તો જમનાને પોતાની બાજી સમાલવાને ઠીક બની આવે છે.

ડાબા કરથી હલકુ, નામોશી કે નીંદા ઉપજાવતું કામ થઇ શકતું નથી, નથી તે જુગાર રમવામાં કામે લાગતો કે ચોરી કરવામાં કે જુઠા સાચા સોગંન ખાવામાં કે કપટના વચન આપવામાં.

ભદ્રમણીએ એ પ્રમાણે પોતાને મલેલા રાજાના ડાબા હાથથી તારીફના ત્રણ ચરણ બનાવ્યામાં અર્થ સાચવ્યો, ત્યારે ચોથો ચરણ કવી કાલીદાસે પુરી તે બરાબર કરવો જોઇએ ને પોતાની માહ કવીની પદવી જાલવવી જોઇએ; તેથી કાલીદાસે ચોથો ચરણ જોડયો તે સંસ્કૃત નહી દાખલ કરતાં ઉપર પ્રમાણે હ્યાં તેનો ગુજરાતી અર્થજ જણાવ્યે છીયે:—

'ડાબા હાથથી દાન ધર્મ કોઇ કાલ કરાય નહીજ માટે બ્રહ્માએ તેને મળ મુત્ર ધોવાના કામનો સર્વ અધીકાર સ્વાધીન કર્યો છે.' કવી કાલીદાસનું આ ભાષણ સાંભળી ભદ્રમણી બહુ લજવાઇ ગયો. તેણે તે દીવસથી કવી કાલીદાસ સાથ હરીફાઇમાં ઉતરવા કે તેથી સરસ કહાવવાની હટ મેલી, અને રાજા પાસથી રજા માગી પોતાને મકાન ચાલ્યો.

## ૩૮૨—સેવટે રજ!

માહરાજા ભોજનો એવો ન્યમ કે જે કોઇ નવો શ્લોક બનાવી લાવે તેને લક્ષ રૂપૈયા નવાજે. પણ નવો શ્લોક બનવો બહુ કઠીણ કામ થઇ પડયું. માહ કવી કાલીદાસ જેવા રાજા ભોજના પ્રધાનની વીદ્વતા પાસ કોણની મગદુર કે ઉભો રહે? તેથી નવા શ્લોકની વાત તો દેવતે કૌતુક જેવી થઇ રહી. વર્ષોના વર્ષો જાય પણ કોઇ પોતાના શ્લોકને નવા શ્લોક દરમ્યાન પસાર કરાવી શકે નહીં, અને વીદ્વાનો ને પંડીતો ને કવીઓમાં તો એવો જુસ્સો ઉઠી રહ્યો કે રાત્ર દીવસ તે માન મેળવવામાં મંડયા રહ્યાથી દલીદ્ર થઇ ગયા. કંઇક ઘરબારથી ઉઠી ગયા. કંઇક ગાંડા થઈ જંગલમાં નીકળી ચાલ્યા. કંઇકે સન્યાસ ધારણ કરયો. અનેક તરાંહ દુઃખ દર્દ આ નવા શ્લોકના બાબમાં જન્મ પામ્યાં ને લક્ષ રૂપૈયાના ઇનામની વાત તો હવામાંજ લટકતી રહી. તેટલાં એ વાતની ખબર રામપોરના રામ ભગ્તને પડી. રામભગ્ત વયે પણ વૃદ્ધ થયો છે. ઘરમાં ખાવાને પૈ નથી. અનેક આફતો પડી રહી છે. રોજ સ્રીના મુક્કા ને ટપલા ખાઇ ખુણે ઓઇ ઓઇ કર્યા કરે છે. ખોરાક વના શરીર કેવળ મરકટ ચરકટ થઇ ગયું છે. વખતે લાઘન અઠવાડયાંનાં અઠવાડયાં ચાલુ રહે પણ કયા બાપાને કહે? તે નવો શ્લોક ને લક્ષ રૂપૈયાનું ઇનામ સાંભળી વાઘના જેવો આકળો થયો અને તુર્ત મોહ ઉપરજ શ્લોકનું અંગ બાંધી કરી સ્વદેશ મેળી રાજા ભોજની નગ્રી તર્ફ ચાલ્યો. જ્યારે ધારાનગ્રી પોહોંચ્યો ત્યારે મેહેલ માહે રાજા ભોજ સભા ભરી સીંહાસને બેઠો છે. પાસ કવી કાળીદાસ, કવી ભવભુટી વગેરે તેના માહ પંડીત પ્રધાનો ઉભા છે. વાદ પણ વીદ્વતા ઉપર હતો તેટલાં રામભગ્ત ત્યાં પોતાની લાકડી અફાલતા ને રાજા ભોજની નીશાન પુછતાં રસ્તાની થાક ને ધુળ માંહેજ રગડાયલા આવી ત્યાં ઉભા ને બોલ્યા 'મેં માહરાજા ભોજના જાહેર નામાની વાત જાણી ત્યાં લગી પરદેશની લાંબી મુસાફરીની વેઠ સર ઉપર ઉઠાવી છે. તો શું નવો શ્લોક કહેનારને લક્ષ રૂપૈયા ઇનામ મળવાની વાત ખરી છે?' કવી કાળીદાસ આ વૃદ્ધ બ્રાહ્મણને સાંભળી બહુ મુન્જાયો કે અરે માત્ર ગર્થ માટે

ગમે એવો અનર્થ હોરી લેવાને આ વૃદ્ધ બ્રાહ્મણ પણ સ્વાર્થનો શીકાર થયો છે, તેથી દયા લાવી કહ્યું. 'હા બ્રહ્મ પુત્ર, વાત સત્ય છે. રાજા ભોજ નવા શ્લોક લાવનારને લક્ષ રૂપૈયાનું ઇનામ આપવાને બંધાયા છે.' વૃદ્ધ બ્રાહ્મણ બોલ્યો 'ત્યારે આ સાંભળો શ્લોક:—(સંસ્કૃત નહીં લખતાં ગુજરાતીમાં અર્થ લખ્યો છે)

'ભુપતી ભુમીપતી ભોજપતી,
સર્વપતી કેવળ સેવટ રજપતી.'

'માહરાજા, પૃથ્વીનો રાજા, ભોજરાજા, જે સર્વ પ્રજાનો રાજા કેવળ એક રજનોજ પતી છે.' મર્ણ પામવાથી માનવીની શી બીસાત, તે સાર આ શ્લોકમાં છે અને તે નવો હતો, તેથી વૃદ્ધ બ્રાહ્મણ રામભગતને લક્ષ રૂપૈયાનું ઇનામ મળ્યું. તે ઇનાંમ જોતાં તેના શરીરની અકાળ વૃદ્ધતા ઉડી ગઇ. તેને સુખ પ્રાપ્ત થયાના હર્ખથી નવી જુવાની આવી. જ્યારે રાજા ભોજે તેનું સર્વ વૃતાંત સાંભળ્યું, ત્યારે તેનાં બચ્ચાં બાયડીને બોલાવી તેઓ સંગાતે પોતાની રાજધાણીમાં રાખ્યો ને તેને સભાસદ નેમ્યો.

---

## ૩૮૩—કરતુકના ફળ.

એક સમયપર કયલાસમાં નારદમુની ને પ્રસરામ ફરે છે, તેટલાં પ્રસરામની દૃષ્ટી એક તર્ફ ગઇ તો એક કયલાસ સ્થાને વેસ્યા આનંદે બેઠી છે અને ઇશ્વરની ઇચ્છા પ્રમાણે ઘણો સ્વચ્છ આત્મા ભોગવે છે. તે જોતાં ઓચંબો પામ્યોજ. તે કારણ પુછવા માટે નારદમુની તર્ફ નજર કરવા જાય શું કે તેની દૃષ્ટી, ડાબી તર્ફના નર્ખસ્થાને એક રૂષી માહ વેદના પામી રહ્યો છે, તેના આત્માને કસી ચેન નથી, તે સ્વાસોસ્વાસ 'હાય હાય હાય' બકયો જાયછે, તે ઉપર પડી. આ જોતાં તે પ્રસરામની આશ્ચર્યતાનો પાર રહ્યો નહીં. જાતેજ તામસી: તેથી 'મુની એ શો ઈશ્વરનો ન્યમ હશે કે વેસ્યા સ્વર્ગમાં ને રૂષી નર્ખમાં પડ્યા છે? અબઘડી વેસ્યાનો ચોટલો પકડી નર્ખમાં લાવી નાખી રૂષીને ઉઠાવી તે સ્વર્ગમાં મેલુછું' એ કહેતાં તો પ્રસરામ પોતાના ક્રોધને સંતોષ વાલતે,

પણ નારદમુની તુર્ત બોલ્યા "માહ યુદ્ધશ્રી પૃથ્વીપતી આપ ઇશ્વરી ન્યમ તોડો તે આગલ રૂષી ને વેશ્યાથી વાકીફ તો થાવ. પછે જે યોગ્ય સુજે તે કરવું.' પ્રસરામ આ નારદવાણી સાંભલતાં તાત્કાલ વેશ્યા પાસ ગયા ને ગ્રજના સમાન રોષ કરી પુછવા લાગા 'ઓ નષ્ટ તું કેમ હ્યાં?'

**વેશ્યા:**—માહરાજ, હું મ્હારી કર્મ રેખા પ્રમાણે વેશ્યા સરજેલી હતી, પણ તે કર્મમાં મેં ધર્મ એ જાલવ્યો, કે જે પણ શક્ષ મ્હારા પ્રાલબ્ધ સંયોગે મ્હારા સંબંધમાં આવતો હતો, તેની સેવા ને તાબેદારી તેની પરણી નાર હોઉં એ પ્રમાણે કરવાને લેશ ખાયકી કરતી નહી. હું શીખેલી હતી, વલી જ્ઞાન પ્રાપ્ત થયલું તેથી મ્હારી રેખા ઉપર શોકાતુર હતી, પણ ઇશ્વરેચ્છા કોણ ભુસી શક્યું છે કે હું તે સામે એક શબ્દ પણ બોલવાને યોગ્ય હોઊં? વીધાત્રીએ મારેલી રેખા પ્રમાણે મ્હારો કાલ ગુજર્યો પણ કોઇનો પણ ખોટો પૈસો લીધો નથી. કોઇ સંગાતે કપટ કર્યું નથી. કોઇને ભમાવીને નીતીભંગ કર્યો નથી, અને મેં પણ મ્હારો જન્મ જેવો સરજેલો તેવો ગુજારતાં કોઇ પલ પણ આનંદ માન્યો નથી. આ મ્હારી ગુપ્ત, ઇશ્વર જે સર્વ શક્તીમાન, તેને કાંઈ અજાણી રહે? તેણે મ્હારાં દીલની દાઝ જાણી ને મને મ્હારા પાપથી મુક્ત કરી છે અને સ્વર્ગસધામ માહે મ્હારો આત્મા ઉતારી મને સેવટનો આનંદ નવાજ્યો છે."

આ સાંભલતાં પ્રસરામ ઓચંબામાં એટલા તો ગર્ક ગયા કે ત્યાંથી પેલા રૂષી પાસ નર્ખધામ આગલ કેમ આવ્યા તેની કસીએ ખબર નહી. જ્યારે નારદે ચેતવ્યા ત્યારેજ પ્રસરામે જાણ્યું કે સ્વર્ગથી નર્ખમાં ઉતરી આવ્યા છે. ત્યાં રૂષીને જોતાં પ્રસરામે માહ નર્મવાણીએ દયા લાગણીથી પ્રશ્ન કર્યો "રૂષીરાજ તમો હ્યાં કેમ?"

**રૂષી:**—પ્રસરામ, ત્હારા આ પ્રશ્ને મ્હારો પ્રાણ ધ્રૂજી રહ્યો છે. હું જપ તપમાં છતાં જે નીંદા કર્યાના અન્યાયમાં આવ્યો છું તે નીંદા અન્યાયે આ નર્ખધામમાં મને લાવી નાખ્યો છે. પેલાં સ્વર્ગમાં વેશ્યા ઉતરી છે, તે સામે હું મ્હારી ઝુંપડીમાં જપતપ કરતો હતો, પણ મને

જે પણ શક્ષ તે વેશ્યાને મલવા જાય તેને જોવાને તથા તે કેતરમો તેનો આંકડો માંડવાની તમે પડેલી. વળી તે શક્ષને વેશ્યાએ સંભોખ્યો કે તેના પૈસા લુટી બાહેર હાંકી કાઢયો કે કેમ? તે જો કે હું મ્હારા તપ જપમાં બેઠા છતાં તેનો વારંવાર ભંગ કરી પારકી ખંડખોડ કરવાને લગાર પણુ ગફલત કરતો નહી. એ પાપ કરવામાં મ્હારો સર્વે જન્મ ગયો અને મ્હારૂં જપ તપ રદ જઇ હું ઇશ્વરના કોપમાં આવ્યો ને નર્ખમાં પડયો છું.

આ સાંભલતાં પ્રસરામના દીલમાં રૂષીના સેવટ ઉપર બહુ શોક વ્યાપ્યો. તેની પારકી નીંદા ને ખંડખોડની ટેવ માટે તે ઉપર ક્રોધે ભરાયો, અને નારદમુની સાથ જેમ આવ્યો તેમ ત્યાંથી ચાલતો થયો.

---

### ૩૮૪—ત્રણ ભુષણો હોય ત્યારે બીજાંનું શું કામ?

કવી ગુણુનીધીએ વીચાર કર્યો. મદનનગ્રીથી છેક ધારાનગ્રી લગી પૈસાની ધુલ કરી આવ્યો તો શું કવી કાલીદાસ સાથ વાદ વીવાદ કરયાવનાજ એમનો એમ પાછો ફરૂં? હું મ્હારૂં નામ ના જાહેર પડવા દેતાં તેને ઘર જાણી ને જોઉં તો ખરો કે તે જે સારી જગત-માહે વખણાયો છે, તેમાં કેટલી સત્યતા છે? એ વીચારે તે કવી કા-લીદાસની દેવડીએ ચાલ્યો. કવી કાલીદાસને તેના આવવાની ખબર પડતાં પોતે દાસીનો વેસ લઇ ઘર ઝારવા મંડી ગયો. ગુણુનીધી આવ્યો, તેણે કવીની દેવડીના આગણામાં એક દાસીને ઝાડુ કાઢતાં જોઇ પુછયું 'દાસી, કાલીદાસ ઘરમાં છે?' ગુણુનીધીના પુછયાથી દાસી સ્વરૂપ કવી કાલીદાસે કહ્યું:—

સંસ્કૃત—નખવી નખવી નયા મૃશં, નમયન્તુન મયન્નવંહયં,
નિરગાદુર ગારિરંહશા, પુરગારૂત્મતગો પુરાબ્દહિઃ

પ્રાકૃત્ત—ગરૂડ જેવી ચાલના ઘોડા ઉપર લગામ નાખી તે ઉપર સવાર થઇ કવી ગરૂડથી વધુ ઝડપે ઘરમાંહેથી બાહેર ગયા છે.

આ વીદ્વતા ભરેલું બોલવું સાંભળી કવી ગુણુનીધીને કાંઇ વધુ

પુછી તે દાસીની પરીક્ષા લેવાને મન થયું, તેથી 'તું કવી કાલીદાસ જેવા જગત પ્રસીદ્ધ નરની દાસી કેહવાયા છતાં ત્હારા અંગ ઉપર શૃંગાર કેમ નહીં?(ઉતાવલમાં કવીએ નારી વેષ ધારણ કરયો હતો ત્યાં તે નારીના ઘરેણાનો શૃંગાર ક્યાં લેવા જાય?)

ગુણનીધીને દાસી વેષ ધારણ કવીએ જવાબ દીધોઃ—

**સંસ્કૃત**—હસ્તસ્ય ભુષણં દાનં, સત્યં કંઠસ્ય ભુષણં
શ્રોત્રસ્ય ભુષણં શાસ્ત્રં, ભુષણૈઃ કિંપ્રયોજનં:

**પ્રાકૃત**—હાથનું ભુષણ દાન કરવું, ગળાનું ભુષણ સત્ય બોલવું,
કાનનું ભુષણ શાસ્ત્ર સાંભળવું, તો બીજાં ભુષણોનું શું કામ?

"એટલાં ભુષણો મને કવી કાલીદાસની સેવામાં રહેતાં પ્રાપ્ત થયા છે, ત્યાં હું બીજા ભુષણ કે શૃંગારની કસી જરૂર સમજતી નથી." કવી-ગુણનીધીએ વીચાર કરયો કે 'આ એક માત્ર સ્ત્રી તે પણ વળી દાસી જેવી એટલાં સદગુણ ધરાવે છે ને જવાબમાં હલકી પડે તેમ નથી તો નથી પણ એ મારેથી જીતાય એમ પણ નથી, તો કવી કાલીદાસ જેવા સૃષ્ટી પ્રસીદ્ધી પામેલ નીપુણ પંડીત સંગાતે ક્યાં મ્હારૂં ગજું, કે હરીફાઇમાં ઉતરી શકું?' આ વીચારે તે કવી ગુણનીધી જેવો ધારાનગ્રી આવ્યો તેવોજ ગુપ્ત રીતે ત્યાંથી મદનનગ્રી નીકલી ચાલ્યો.

---

## ૩૮૫—અરદેસર બાહાદુર ને રતન બ્રાસ્યો.

અરદેશર બાહાદુરે સુરતને બ્રાસ્યાઓના દોરથી મુકત કર્યું. ત્યાં જ્યારે બ્રાસ્યાનો બેસુમાર દોર ધીકી રહેલો, જ્યારે તેઓ ભાગલ વટાવીને દર રાત્રે સારી સુરત નગ્રીને લુટ ને ભયમાં રીબવવા ફાવતા હતા. તેઓ પાછળ અરદેશર બાહાદુર લાગો. અજાયબ ખંટ ને કોશેશથી બ્રાસ્યાઓની બાતમી મેળવી ઘણાઓને જેર કરતો ચાલ્યો પણ સર્વેનો સરદાર રતન બ્રાસ્યો, જેના બળ ને હીંમત પાસ કોઇની તાકાત નહીં કે દમ મારી શકે; તેણે જ્યારે અરદેશર બાહાદુરની સુરતની કોટવાલી ને તકેદારીથી બ્રાસ્યાઓનો ધાન નીકળી જતો જાણ્યો, ત્યારે એક રાત્રે તે ભાગલ કુદાવી એકલ હથ્યારબંદ શેહેરમાં દાખલ થયો અને અરદે-

શરની હવેલીમાં પેઠો. હાથમાં નાગી તળવાર ને અરદેશરને સઘળી હવેલીમાં સોધી વળ્યો, જો કે સર્વે બચાં બેશ કબીલો હતો, તેઓમાંના એકના પણ બાળને અલવલ લાવ્યો નહીં. ફ્કત અરદેશરને જોવા લાગો. અરદેશર ઘરમાં છે એ પકી ખબર મળ્યા પછેજ રતનસીંહ ગ્રાસ્યો તેનો કેડો કાઢવા આવ્યો હતો પણ અરદેશર તો હવેલીમાં ક્યાં પણ દીસ્યો નહીં. ગ્રાસ્યો હવેલીના ખુણે ખુણા ને ભંડારે ભંડાર ફરી વળ્યો. એક દીવાનખાનું કે કોટડી રહી નહીં કે તેણે જોઇ ખોલી હોય નહીં; પણ અરદેશર બાધુરનો છાંયો પણ મળ્યો નહીં ત્યારે તેના સુવાના ઓરડા પાસ જાજરૂં હતો ત્યાં તેની નજર ગઇ. તે જોતાં શક ગયો કે તે માંહે અરદેશર ભરાયો હશે; પણ જાતે શુરવીર ને લડાયક, તેણે એ હલકી જગામાં નજર કરવાનો તુચ્છકાર કરયો 'અરે જે જાતે શેહેરનો કોટવાલ, તે બાધુરનો અલકાબ ધરાવે, તે શું જાજરૂં જેવી હલકી જગ્યામાં ભરાઇ જશે? બને નહીં. અને અગર તે ત્યાં ભરાયો હોય તો એવી નામોશી સાથ તેનું જીવવું તેને મુબારક, પણ હું એવું હલકું કામ કરૂં નહીં કે વેરની ઘણીજ આંધળી અગ્નીમાં ચીકાર થઇ છેક જાજરૂ જેવી જગ્યામાં તેને ઢુંડવા ને કતલ કરવા લગી પ્હોંચી જાઉં? હું જાજરૂં જેવી જગામાં મ્હારો દુશમન ભરાયો છે તે કદી માનું નહીં અને એવું નાદરૂસ્ત કામ કરૂં નહીં કે જાજરૂં જેવી નર્ખ સ્થાનમાં મ્હારૂં મોહ ખોસું?' એ વીચારે અંતે રત્નસીંહ જેવો ઘેરમાં વીક્રાળ થયલો આવ્યો તેવોજ સંતોષ પામ્યા વના હવેલીમાંથી ઉતરયો. તે ભાગલ વટાવી પોતાને સ્થાન જઇ પ્હોંચ્યો. તેના ગયા પછે બે કલાક રહીને અરદેશર બાધુર સંધાસનું બારણું ઉઘાડી બાહેર આવ્યો. તેના તનમાં એટલી દેહસત પેસી ગઇ હતી કે રતન ગ્રાસ્યાએ કેટલીક ખરાબી કરી હશે પણ જ્યારે કોટવાલે તેની ઉદાર વર્તણુક જાણી ત્યારે આચંબો પામ્યો. અરદેશર બાધુર જ્યારે રતનગ્રાસ્યો તેની હવેલીમાં દાખલ થયો ત્યારે પોતે પલંગપર લગાર આસાયસ લેવા પડ્યો હતો. તેના છુંપા જાસુસોથી ખબર તો મળી હતી કે તેનો જાન જોખમમાં છે. મોટો રતનગ્રાસ્યો પોતે તેને જે વખ્ત જાય છે તેટલાં તેની હવેલીમાં દાખલ

થઇ તેનું સર કાપી લઇ જશે, પણ અરદેશરે આ ખબરને વજન આપ્યું નહીં અને અંચીતો ફસી ગયો. એવો ફસી ગયો કે પોતાનો બચાવ કરવાનું એક હથ્યાર પણ તે પાસ મોજુદ નહીં. પલંગપર તે કયું હથ્યાર પાસે લઇ સુએ? એ રીતે અરદેશર પુરો ફસી ગયો. તેણે તર્ત પોતાની ચપલ આંખે ગ્રાસ્યાની વીજલી જેવી ઝડપ ને સારી હવેલી, ખલીલની આંખે જોઇ વલવાની હોસ્યારી જોતાંજ પોતાના જીવની આશા કાપી. અરદેશરે અંતે પોતાનો જાન બચાવા સુવાના ઓરડા પાસના જાજરૂમાં ભરાઇ જઇ માહેથી સાંકલ દીધી. ત્યાંપણ તેણે આ ગત રચેલી, અગર તે જાજરૂનું બારણું ખોલી નાખે તો છેક છીડીમાં ઉતરી માહે ધ્રુંધલાઇ મરવું પણ ગ્રાસ્યાની તલવારથી કતલ થવું નહીં. પણ અરદેશર કોટવાલને બાધુરોના દીલથી ખબર હતી કે રતન ગ્રાસ્યા જેવો શુરો લુટારો કદી પણ મ્હારા જેવાને જાન બચાવવા માટે જાજરૂમાં ભરાઇ બેસવાની વાત માનનાર નથી. તેજ પ્રમાણે થયું ને તે બચ્યો.

---

## ૩૮૬—બેજન સુરતી ને પાદરી વીલસન.

બેજન સુરતી આપણા શેહેરમાં મશ્હુર થઇ ગયલા પાદરી વીલસનનો કટ્ટો કાલ થઇ પડયો. જેવા એ પાદરીએ પેહલ વેહલાં પારસી શીખાઉ પોસ્યાઓને બાપટીઝમ આપી ખ્રીસ્ટી ધર્મમાં વટલાવ્યા ને જરથોસ્તી ધર્મ ઉપર જબાનદરાજી ચલાવી કે બેજનને મન તે પાદરીને ખારેસ્ત હાલ કરવાનો જોશ ઠસી ગયો. તે જ્યાં જાય ત્યાં ત્યાં તે પાછલ જઇ તે પાદરીનો સ્વભાવ ને ટેવ જાણવાનો માહવેરો કરવા લાગો જ્યારે તેણે પાદરી વીલસનનો ઘણીક વાતે અભ્યાશ કરયો કે પછે એક રોજ પોતે ઘણોજ દીલગીર જેવો પાદરી વીલસનના ખેતવાડી મધેના રહેવાના ઘરમાં ગયો. તેને મળી ઝાર ઝાર રડવા ને ટવલવા લાગો "ઓ પાદરી સાહેબ, ખુદાના મોકલેલા પેગમબર સાહેબ, મ્હારાં પાપ તમો લઇ મને બેહેસતમાં પોહોંચાડો. અરે અમારો ધર્મ ઘણો ખરાબ છે. કસું પાપનું તારણ દીસતું નથી તો નથી પણ અમારા પેગમબરને અમારી કસી

ફીકર પણ નથી. તમારો પેગમબર તમામ કોમનું પાપ પોતાને સર લઇ તારણ કરશે! કેવો કાલજીવાલો. અરે પાદરી સાહેબ, અરે મ્હારા બાપ, મને આ ખાકી જેહાનના વીકારોથી મુક્ત કરો ને મ્હારા પાપનું તારણ દેખાડો.' એવા અનેક ઢોંગ કરી પાદરી વીલસનનું દીલ હરન કર્યું. પાદરી તો બેજન સુરતીને ખ્રીસ્ટી ધર્મનો ખરો આશક સમજી બહુ ખુશી ખુશી થાય. તે ઉપર ઘણોજ ભાવ રાખે. બેજન સુરતી જ્યારે પણ પાદરીસાહેબ હોય ત્યારે એક ખ્રીસ્ટી જેવા ભાવથી ઇશ્વરની ભગ્તી કરવામાં એવા એકાગ્રહચીત બની જાય કે તેના ધર્મ ભાવથી પાદરી વીલસન તાજુબ થાય. વળી ખાણા માટે ટેબલ ઉપર બેસે ત્યારે ફકત વાસી પાઉંની કાત્રી કે સેજ તરકારી ખાય અને બીજા ખોરાકને હાથ લગાડે નહીં. એવા તો મીતાહારી રહે અને બસ જ્યારે પણ વીલસનની નજર પડે ત્યારે તે જાણે આકાસ ઉપર આંખ ને હાથ કરી શું એક ગુનાહની તોજેસ કરતો હોય તેવાં ડોળે એવો તો સાધુ બની રહે કે બેજન સુરતી માટે વીલસનને બહુ તોફા મત બેઠું. આજલગી એવો ખ્રીસ્ટી ધર્મ ચુસ્ત ભગત કોઇ મળ્યોજ નથી, એ વાત નકી થઇ પાદરી બેજન સુરતીને મીસ્ટર ને એશકુવાયરના એલકાબ વગર બોલાવે નહી. ઘણી વખ્ત માનખાતરં રેવરન્ડ બેજન કરી પણ કહે! પાદરી વીલસન જ્યારે તેને બાપટીઝમ લેવા કહે ત્યારે તે પોતાની આંખ્યોથી નવધાર આસું વર્ષાવી બોલે. 'અરે મ્હારા બાપ પાદરી સાહેબ તમો મને કહો ને હું બાપટીજમ લઊં? અરે હું એકલો બાપટીઝમ લેવા ચાહતો હતે તો એટલો વખ્ત લગી કારણ શું કે થોભતે? પણ હું મ્હારા એકલા માટે પેલી જેહાનનો ડર ને દેહસ્ત રાખુ છું, તે કરતાં હજાર ઘણી જાદા દેહસ્ત મ્હારા સારા કબીલા સારૂ રાખુ છું. હું ચાહુ છું કે મ્હારા બચાં છોકરાં ને પરણી સ્ત્રી ને બીજા સઘળા કબીલા સાથ ખ્રીસ્ટી ધર્મ સ્વીકારૂં ને સઘળાંના પાપનું તારણ કર્યામાં મ્હારૂં પણ તારણ કરૂં; એ વીચારથી હું એકલો બાપટીઝમ લેતો અટકયો છું.' આ સાંભળી વીલસન તો વાઃ વાઃ કરતો રહે કે, 'અરે ઘણોજ નેક ને પવિત્ર મનુષ્ય બેજન સુરતી!' વળી દરરોજ બેજન સુરતી

કાંઇને કાંઈ હવાઇ આકાર જેવો થઇને વીલસનને સમજાવે કે અરધી ફતેહ પામ્યો છું. બચાંઓને તો ધર્મમાં લાવવાનું કામ ફતેહમંદ ઉતર્યું છે. લગાર અડચણ સ્ત્રી તર્ફથી છે. વળી બે ચાર દીવસે સ્ત્રીની અડચણ નીકલી ગયલી જણાવી સસરાની અડચણ કહી સંભળાવે, તો જો કે સસરો જીવતો કે મર્ણ પામેલો તે ખુદાને ખબર. એ પ્રમાણે અનેક અનેક ત્રાંહના ઢોંગ કરતાં તે વીલસનના બંગલામાં પડી રહે. ખાવાનું ભોણું પણ પોતાને ઘરથી મંગાવવાનું ડોલ ઘાલે કે જો તે ના મંગાવે ને તેનો ખ્રીસ્ટી ધર્મ ભાવ કોમમાં ખબર પડે તો જે તે પોતાના બોહલા કબીલા સાથ ખ્રીસ્ટી ધર્મમાં વટલી જનારો, તે નેમ ઉંધી વલે છે. એ તાલ લગાવી તેણે ભોણાના વાસણો મંગાવ્યામાં વીલસનની ચોપડીઓ ભરાઇ તે તેને ઘરે પાછાં ફરે. ખાવાનું તો નામનું પણ તેના વાસણોમાં ફરા ફરાના તપેલાં આવે તે ભરાઇ ભરાઇ પાદરીની એક તર્ફથી લાયબ્રેરી ખાલી થતી ચાલી; બીજી તર્ફથી પાદરી વીલસન પોતાની ગેરહાજરીમાં બેજનને બંગલો સ્વાધીન કરી જાય. તે વખ્તે તેના કોચ ને ખુરશી ને તરેહવાર ઘરના રાચરચીલાં ઉચકાઇ બાહરોબાર મેમાનોને ત્યાં વેચાયાં જાય! બેજન સુરતીને તો પાદરી વીલસન સોનાની ચલી મલ્યા જેવો સડીઓ. મસ દસ્યા મોહોલ જેવો પાદરીનો બંગલો જે સર સામાણથી એટલો ચીકાર હતો કે તીરાયતને ચાલવાને જગો ના દીસે, ત્યાં મહીના બે ત્રણમાં તો માત્ર એક ભાગી ટેબલ, જે ખાવા માટે વપડાય તે, બે ત્રણ ભાગેલા પગની ખુરસી, એક પાદરીનો સુવાનો કોચ તે પણ અસલ બદલે બબરચીખાનામાં ભાગો પડેલો તે ઉંચકઇ ત્યાં મેલાયલો અને થોડી ભાગી તુટી રકાબીઓ હતી. બેજન સુરતી તો સેંન્ટજ બની ગયો હતો તે તો ફક્ત ફાટી ચટાઇ ઉપર સુવે ને આખી રાત પાદરીને સુવા નહીં દેવા ખાતરજ બે ચાર ભગ્તી ગાયન ને ઇશ્વરનું નામ દેવામાં મશગુલ રહે! એમાં લેસ ખામી ના પડે માટે પાસેજ આવેલી એક ભટની દુકાનેથી દર સાંજના ખુબ ભાંગ ચઢાવે. બેજન સુરતી આ રીતે પાદરી વીલસનને દુન્યા પાણીથી ઉપાડી નાખવાને પુરો ફાવતેજ. વખતે પાદરીની જીંદગી જે લાંબી ગુજરી તેમાં પણ ઉજાગરા ને વેહેમથી ખલલ

પડી જતે; પણ એક દીન મી૦ નવરોજજી ચાબુક, પાદરી સાહેબને મળવા આવ્યા. એ બન્ને મીત્રો હતા, તેથી બેજન જાણીતો હતો અને જગતમાં જે એકને મોહ દેખાડવાને બીહતો, તે તેનો હાડવેરી ચાબુક હતો; તે તેને પાદરી સાહેબને ત્યાં દેખે નહીં તે માટે તો બહુ બહુ ચોકાસી રાખી લગભગ છ માસ લગી તેની નજરે પડયો નહીં, પણ આજે તે પોતાની ચોકસાઈમાં ગફલત માર્યો. ચાબુક તો બેજન સુરતીને જોતાંજ, ડોલા ફાડી બબર્યા 'અરે આ જેહાનનો ચોર, પંચી બેજન હ્યાં કયાંથી?' તે અજાયબીમાંજ પાદરીને દીવાનખાને મલવા ચાલ્યો. તે જતાં જોય છે તો જ્યાં કાચો ને કબાતો ને ટેબલો ને ચોપડીના ઢગના ઢગ ત્યાં તો ઝાડુ કાઢી વારી ઘોરી જગા સાફ સુફ કરી નાખી હોય તેવી; 'અરે મોહકાન, ખાનાખરાબ!' પાદરીને મળતાંજ ને સેકાન્ડ કરતાં જે પેહેલો સ્વાલ કર્યો તે એ 'અરે મી૦ વીલસન, બેજન સુરતી હ્યાં કેમ?' પાદરી બોલ્યો 'અરે તે તો એક શેંન્ટજ છે. હા: હા: શું તેનો ખ્રીસ્ટી ધર્મ પર ભાવ, એ તે ખરો ધર્માશક, રાત્ર દીવસ તે ફાધર, સન ને હોલી ઘોસ્ટ સીવાય બીજી કોઇ વાત જાણતો નથી. તે ખાય છે કેટલું સાધુ મીસાલનું! અરે તમો એ માટે એક હર્ફ બોલશો તો હું તેને અપમાન સમજીશ.' ચાબુક બોલ્યો 'વીલસન, તમો ભોલા છો. અરે તે મોટો ઠગ પંચી પારસી, જેની ઠગાઇમાં મુંબઇથી છેક સુરત લગીની પ્રજા પીડા પામે છે. અરે તેણે તમને ઠગવામાં પુરી ફતેહ મેલવી છે. અરે ક્યાં ગયા પંદર વીસ જોડી કાચ ને જગેજગની કબાતો? ક્યાં ગઇ ટેબલો ને ચોપડી મેલેલા ઇસ્ટાનો? ક્યાં કંઇ લાયબ્રેરીની હજારો ચોપડીઓ? ક્યાં ગયાં ઝુમરો ને હાંડીઓ? ક્યાં ગયાં જગો જગોએ ટીંગાયલાં પંખા ને આરસીઓ. અરે ખાનીપીનીના સટો ક્યાં છે? વીલસન તમો બીલકુલ પાયામાલ થયા છો.' વીલસન તો તે સાંભળી દંગ થયો. પણ હજી તેને બેજન સુરતી ઉપર પુર્ણ ભરોસો, તેથી પાદરી હસીને બોલ્યા, 'મી૦ નવરોજજી તમો વેહમી થયા છો. એક નીર્દોષ ને ખરા ઇશ્વરી જ્ઞાન સંપાદન કરેલા નીપુણ માટે બુરૂં બોલી આહ પાપ કરો છો!' ચાબુક કહેવા લાગો 'પાદરી સાહેબ, તમો તર્ત તેને બોલાવો

ને મ્હારો વેહેમ ભાંજે.' પાદરીએ 'રેવરન્ડ બેજન, ઉપર આવો, મેહરબાની કરી' એક નહીં પણ દસ વખ્ત બોલાવવાની બુમ મારી પણ બેજન સુરતી ત્યાં હોય તો જવાબમાં જાતે જઇ હાજર થાય કે? તે તો બરો પંચી, ચાબુક ને તેની નજર એક થતાંજ પોતાનું પાપ ફુટયું એ વીચાર નકી ઉપજ્યાથી તે કાંઇ કાચો આસામી કે ત્યાં પલ પણ થોભે? શીતાબ પોતાની દગલી પાઘડી લેતોજ કે પાછલે દરવાજે પોબારા ભાપી ગયો. વીલસન તો તેના ના જવાબ કે ના હાજરીથી એટલુંજ સમજ્યો કે તે ભગતીમાં મસગુલ હોવો જોઇએ, નહીં તો તે મ્હારા બોલાવ્યાથી આવ્યા વના રહે નહીં. જ્યારે ચાબુકે ઘણો આગ્રહ કરયો ત્યારે જતી વેળા બંગલાની દેખરેખ માટે બેજનને જોયો તો પાદરી સાહેબ હઇથી તંઇ જોયા ને સોધ્યાજ કરે ને આંખનો ચશ્મો સેરવી આંખ ચોલ્યા કરે પણ બેજન ત્યાં હોય તો તેને મલે કે! તે તો જાણે ખરેખરો શેંન્ટ થઇ આકાસે ચઢી ગયો હોય એવો વીલસનને વેહેમ પેઠો, કેમકે તેને બેજનના જાહેર ભગતીભાવ ને સાધુ સ્વભાવથી તે માટે બહુ ઉત્તમ મત બેસી ગયલું હતું. એ પ્રમાણે નામદાર બેજન સુરતીએ પાદરી સાહેબ વીલસનને પોતાના વેરનો સવાદ ચખાડયો અને તેના બંગલાનો સર સામાન ને તેના પેઢવાનાં સઘળાં કપડાં ગેપ કરી દઇ એવો નાગો કરયો કે તેમાંનું અર્ધું પાછું મેળવતાં કહેછે કે પાદરી સાહેબને લગભગ દસ હજારનો તુર્તા તુર્ત દેવાદાર થવાની ફરજ પડી હતી.

---

## ૩૮૭—ધનજી ફોડા ત્રણ દીવસ ને રાત્ર કુવામાં રહ્યો!

ધનજી ફોડાનો દોર એટલો વધ્યો કે તેને તેની ટોલી સંગાતે પકડવાને મુંબઇની પોલીસને લશકરી મદદ આપવાની જરૂર થઇ પડી. તેમ કોલાબેની ગોરી રીજમીટને હોકમ પણ થયો. તે રાત્રે ધનજી પોતાના લફ્ટનન્ટ નવરોજ મોગલ ને સો ઘોડેસ્વારની ટોલી સાથે કોટમાં મોતીશાહની હવેલીમાં દરોરો નાખવા ચાલ્યો. ધનજી પારસી ને નવરોજ મોગલ અને બીજા નવસેં પરચુરણ જાતી, જેવી કે લુઆના, ભાટચા,

મેમન, ખોજા, મુસલમાન, મગોલ, ચોંઇ વગેરે પચરંગી ટોલીથી જ્યાં પણ ચાહે ત્યાં આગલથી કહેવાડી દરોરો પાડે. તે પણ કેવી રીતે 'અમુક અમુક કલાકે બરાબર ચોકસ વખતે અમો આવીશું. તમો જે આજ ચાલીસ કે સાઠ કે નેવું રૂપીયાના તુરરા આવ્યાછે તે બાહેર રાખજો કે અમને લઇ જવાને હરખત પડે નહીં' એવી તો શીફ્ત વપડાતી! આજ અર્ધ સદી ઉપરની મુંબઇ ને આજની મુંબઇમાં બાળક ને નવજવાન વચેનો તફાવટ જાણવો. એ પ્રમાણે મોતીશાહને આગલથી ખબર પોંહોંચાડેલી કે અમો રાત્ર એકને અમલે આવીશું. તમારે ત્યાં આવેલા આજ સાઠ હજારના તુરરા ઉપાડી લઇ જઇશું. તેમાં જે કોઇ અમારા માર્ગમાં આવશે તેનું સર તેના ઘર ઉપર સલામત રહેશે નહી. મોતીશાહે તે રૂકો પોલીસ સુપરીનટેનડંટ ઉપર મોકલ્યો કે તેણે લશકરના કૅપટન ઉપર તે ખબર રવાના કીધી. રાત્રે એકને અમલે જેવો ધનજી સો સવાસો ભાટયા, લુવાના ને મેહમાનને લઇ મોતીશાહની હવેલીમાં દાખલ થયો અને પેહેડીની બાહેર હવેલી આસપાસ નવરોજ લગભગ પચાસ ઘોડેસ્વાર સાથ દેખરેખમાં રહ્યો; તેટલા ગોરા સોલજરોની કુચનો અવાજ સંભલાયો, નવરોજે ધાસ્તીનુ સીંગડું ફુકયું. તુફાન નરમ પડે તેમ તે ચોરની ટોલી ક્યાંની કયાં ગેબ થઇ ગઇ. હવેલીમાં ઘુસેલા પણ તુરરા ઉંચકાવી લઇ માલ ઉપરથી નાખતી મેળતાંજ ઘોડે ચઢી ઉડી ગયા. પણ ધનજી લગાર કાને બેહેરો તે ત્યાં ગફલતીમાં રહી ગયો. તે જાણે કે તુરરા લઇ ઉતરેલા પાછલ બીજા બાકીના તુરરા લેવા આવે કે તેઓને ટોલીના વડા તરીકે બનતી મદદ કરી તેઓ પાછલ ઉતરીશ. એ ખ્યાલમાં છે; તેટલાં તો સુપ્રીનટેનડન્ટ ને લફ્ટનન્ટ થોડાક સોલજરો સાથ મોતીશાહની હવેલીમાં દાખલ થયા કે સઘળા ધારપાડુને પકડી લઇએ. તેઓના આવ્યાથી ધનજી ચોંકયો ને છટકવા માટે છેક હવેલીને છાપડે ચઢી ગયો. લેફ્ટનન્ટ, સુપ્રીનટેન્ડન્ટ ને સોલજરો તેને પકડવા છાપડે ચઢવા લાગા કે ધનજીએ તે છાપડાં ઉપરથી બીજા છાપડાં ઉપર કુદકો મારયો! તે પાછળ સોલજરો લાગા. જેમ જેમ સોલજરો તેને પકડવા ટપે તેમ તેમ ધનજી એક છાપડેથી

બીજે ને બીજેથી ત્રીજે છાપરે, એ પ્રમાણે છાપરાં કુદાવતો હતો. પાછળ પોલીસ ને લશકર, ઉપરથી ને નીચેથી તેની વર્તણુક જોતાં ને જો કાંઇ બંગ ફાવે તો તેને પકડી લેવાની સઘળી તૈયારી રાખતા હતા. ધનજી ચારે તરફથી ઘેરાઇ ગયો છે. તેને છાપરાં કુદાવતાં લગભગ રાત્રના ચાર વાગાનો અમલ થયો છે. ધનજી પોહોર ફાટવાથી પોતાની ફજેતી થવા ખાતર ઘણો અકલાય છે. છાપરાં ઉપર તેની પાછળ ને નીચે પણ ખુબ ખંટે પોલીસ ને લશકર બન્ને લાગાં છે, તેટલાં એક સોલઝર તે જે છાપરાં ઉપર વીચાર કરતો ઉભો છે, તે ઉપર હીંમતથી કુદી પડયો કે ધનજીએ પકડાઇ જવાની દેહસતે જાન ઉપર આવી જઈ બીજા દુરનાં ઘર ઉપર કુદકો મારયો, તે કુદકો છાપરાં ઉપર મારયો પણ છાપરાં વચેથી કુવાનો ચોક મેલાયલો તે ગેપમાં જઇ પડયાથી લાગલો તે કુવાને ટળ્યે જઇ પડયો. ઘરમાં ચોક ચાંદન થયલું ને મોહલાના સઘળાં ન્હાના મોટાં ધનજીની ધરપકડની વાતે જેમ લાગેલી આગથી લોકની ઠઠ મળે તેમ હલ મળી રહેલું ને તે ઉપરજ ધ્યાણ લગાડી રહેલું તેથી કુવાનાં પાણીમાં પડયાનો ધબકારો કોઇને કાને પડયો નહીં. જો કે પોલીસ ને લશકર તે ઘરમાં ઘુસ્યું. સઘળું ઘર માળે માળ ને ઓરડે ઓરડા જોયા પણ ધનજી ક્યાં પણ દીસે નહીં. તેનો પત્તો તો ગુમ થઇ ગયોજ. બપોર લગી ત્યાં સઘળી ચોકી રહી. પણ ધનજી તો પાતાલમાંજ જઇ ભરાયો હોય એવો ઓચંબો થયો. અંતે બે ત્રણ દીવસ લગી તે માટે ચોકી પહેરા રહ્યા. જ્યારે કસી ધનનસલ મળી નહીં ત્યારે તે માટેની સઘળી દેખરેખ ઉઠી ગઇ. કોઈના સ્વપ્નામાં પણ વાત નહીં, કે ધનજી કોડો ઘરના કુવાના ટળ્યે બેઠો છે ને ફાવતો સમો જોય છે. આ રીતે ધનજી ત્રણ દીવસ ને રાત્ર કુવામાં રહ્યો. ચોઠી બામદાદે એક તેર ચૌદ વર્ષની પારસી છોકરી કુવામાંથી પાણી કાઢેછે. ત્યારે વળી ખુબ હોસ્યારીથી તેણે પાણી ઉપર ડોકું કરી કુવાનો વરો જોયો. ત્યાં બીજું કોઇ નથી; તેથી જેવી ટામરી કુવામાં પડી કે તેના દોરડાંને તે વળગ્યો પણ દમ બનતાં લગી ઉંચો રાખ્યો. 'ટામરી એટલી ભારે કેમ?' છોકરી બોલી જેમ તેમ કાંસી કાંસી તે ખેંચવા લાગી. છેક ખેંચાઇ વરાને હાથ લાગે ત્યાં

લગી આવી કે ધનજીએ વરા ઉપરનો ખીલાનો ખુટો પકડી લીધો. તે ધમ કરતો ચોકમાં કુદકો મારી દોડી નાઠો. પાછલી રાતનો વખ્ત હોયાથી બારણું તો ખુલું હતું તેથી પેલી પાણી કાઢનારી છોકરીએ એક ચીસ મેલી બેસુધ થયા કરતાં જાદા કાંઇ ગભરાત ધોંધાટ કીધો નહીં. બીલુ પસાર! છોકરીએ સુદ્ધીમાં આવી જ્યારે કુવામાંથી માણસના નીકળ્યાની વાત કહી ત્યારે તો સઘળાં ભર ભાકુત તેને હસવા લાગાં કે કાંઇ ભુત મામાનો ચારો જેયો હશે! એ પ્રમાણે ધનજીનો છુટકો થયો. ધનજી જેવો પારસી તરનાર જવલે પેદા થશે એવી તો એ માટે તેના જમાનાના મોટા તારાઓના વિચાર જાહેર થયલા હતા.

---

## ૩૮૮.—જંગલીપણાંની હદજ નહીં એવો નારી દાખલો.

મીસરના ખલીફ અલ ઝહીરે પોતાના મેહેલની તમામ ખુબસુરત બાંદીઓને કહ્યું, 'તમો તમામ જનીઓ એક જગોએ જમાવ થાઓ કે હું એક દીન રંગરાગ ને મોજમજાહનો ગોયા ઇદ મીશાલે એવો ગુજ્રવા ચાહું છું, કે તેઓ મુબારક દીન મ્હારી આગલના કોઇપણ ખલીફોએ ગુજાર્યો હોય નહીજ.' આ સાથ તે ખલીફે આ હોકમ પણ કાઢયો હતો કે 'જે કોઇ મ્હારી ખલકના શક્ષની બાંદી હોય તેણે તે બાંદીને તમામ શૃંગાર ને જરજેવર પેરાવી મોકલવી.' આ હોકમ પ્રમાણે શેહેરની તમામ બાંદીઓ જર જેવર ને શૃંગાર પેહેરી આવી, તે એટલે લગી કે એકપણ બાંદી તે મેલાવડામાં હાજર થવાથી ગેરહાજર રહી નહી. પછે ખાલીફે આ તમામ જર જેવર ને બેકીંમતી કપડાં પેહેલી ખુબશુરત ને નવજવાન બાંદીઓને એક દીવાનખાનામાં દાખલ કરી તેનો દરવાજો ચીનાવી લીધો, જેથી તે સઘળી બાંદીઓ તે માહે ગુંગલાઇ મણે પામી. આ સઘળી બાંદીની સંખ્યા ૨૬૬૦ની હતી. તે ચુની લીધેલા દીવાનખાનામાં છ માસ લગી રહ્યા પછે ખલીફે તે સઘળીઓનો મેદાનમાં ઢગ મરાવ્યો. જે ઉપર શીતાબ સલગી ઉઠે એવા પદાર્થ મેળાવી તેઓને તમામ જરજેવર ને મુલ્યવાન પોશાગ સાથ બાળી નખાવી.

---

## ૩૮૯—જુવાની ને જાહેલ્યત ત્યાં કોણનું ચાલનાર?

ફરી કેસવને માહારાજાએ પુછ્યું 'તમારા કુવર સાથ કેમ જોગ પડયો?' કેસવ બોલ્યો, માહરાજાજી :—

"બીર કહ્યો ધીર કહ્યો, નદીસુ ગંભીર કહ્યો ;
હરણ પર પીર કહ્યો, કરન બીનોદ કહ્યો ;
દાની કહ્યો માની કહ્યો, સબ ગુન ગ્યાની કહ્યો ;
ઇંદ્ર કહ્યો ચંદ્ર કહ્યો, દાદા કહ્યો છત્ર કહ્યો ;
સાસ કહ્યો શરીર કહ્યો, મન મેલો ના સફા ભયો."

ગમે એટલો પણ મેં કર જોડી દીનવાણીથી રીઝવવાની પ્રાણે યુક્તી કરીને જે મન ચાહે તેમ તેની સેવા કરવામાં તત્પર રેહવા કહ્યું, અનેક પ્રકારનાં આર્જવ કર્યા. ચરણે શીશ મેળી મ્હારી દીનવાણી સંભળાવી. આશ્રુભર ચક્ષુ ને પાઘડીવનાનું ભોડું માથું લઇ તે સામે અનાથ સમાન ઉભો, પણ તેને કશી દયા પ્રગટ નહીં અને ઉલટી મ્હારી જગહસાઇ કરી જેટલી પણ મ્હારી આબરૂ લુટાઇ તેટલી લુટી જઇ પરદેશ નીકલી ચાલ્યો.

---

## ૩૯૦—સ્ત્રી પુરૂષની ચક્ષુનો મદ.

એક વખ્ત શાહાનશાહ અકબર ને તેના વજીર અબુફજલ વચ્ચે સાધારણ તકરાર ચાલી કે જેઓ મોટી ઉમરે પંડીત સમાન ગ્યાનમાં ને સાધુ સમાન પવિત્રાઇમાં, પંકાય છે તેઓએ પોતાની જુવાનીમાં ઘણી કાલી જીંદગી ગુજારી હોય એવા તેઓ કલંકી જણાયા છે. તે સાંભળી નવાબ અબુફજલે દરયાફ્તથી જવાબ વાલ્યો 'જેહાપનાહને આ સબક જાણવો જોઇએ છે કે :—

સ્ત્રીની ૧૬ થી ૨૫ વર્ષની વય તલગ ને મર્દની ૨૦ થી ૪૦ વર્ષની વય તલગ ચશ્મ પાછલ રહે છે. મર્દનો જોર ભારી તેથી તેઓ કોઇનું સીધું કહ્યું સાંભળતાં નથી ને હરામ ઉપર ધ્યાન લગાડે છે, તેનો તે ફેજ છે.

---

## ૩૯૧—'જે ખાડો ખણે તે ખાડામાં પડે.'

નવલાઇ સેખજી પોતાની પાસે રેહનારા ધોબ્યાંઓના તુફાન ને દારૂ પી છાકટાં થઇ મારામારી કરવાની ગડબડથી એટલો કંટાલી ગયો, કે અંતે તેણે એક તાલ સુજ પડી. તુર્ત તેણે બે ત્રણ ઘાટીઓને કામે લગાડી ધોબ્યાંઓની ગલી વચ્ચે ખાડો ખણાવ્યો. મતલબ કે જ્યારે ધોબ્યાં છાકટાં થઇ મરાતાં મરાતાં બાહેર નીકલે ત્યારે તે ખાડામાં પડી હાથપગ ભાંજ્યાંની શીક્ષા પામે, તો ફરીને તેઓ રાત્રે દારૂ પી ગાલ-ગલોચ ને મારામારીનું તુફાન કરવાથી બંધ પડે. જ્યારે રાત પડી ત્યારે તો રાબેતા પ્રમાણે ધોબ્યાંઓ છાકટાં થઇ ખુબ તુફાન મસ્તી કરવાં લાગાં. આ રાત્રે તો રાબેતા કરતાં તુફાન વધી જઇ કઇકનાં ટોબરાં રંગાયાં. રમખાણ વધ્યું તેની હદ રહી નહી. ત્યારે જેઓ લગાર ઠીક હાલતમાં હતાં, તેઓએ નવલાઇ સેખજીને બોલાવી લાવી આ મસ્તી તુફાન બંધ પાડવાની વેતરણ કરી. ધોબીઓએ નવલાઇ સેખજીને મળી ને પગે હાથે લાગી આ અડી વેલાએ કામે લાગી તુફાન નરમ પાડવાની અર્જ કરી. અંતે પાંચ પચાસ બુમબરાડા ને ગાલો ને ડોલા કકરાવ્યા પછે નવલાઇ સેખજી ધોબીઓ સાથ ધોબ્યાંઓની પોરમાં ઘુસ્યા. ત્યાં બનતી પારસી ધાંધલ ધમકી વાપડીને તુફાન નરમ પડયું. પછે શું એક વાઘ માર્યો હોય તેમ ડોલા કકરાવતા ને લાકડી અફાલતા ખંખાર પર ખંખાર મારતાં ને દરેકને ફરી ગડબડ કરવાના બદલામાં પોલીસને સ્વાધીન કરી બાંધીમાર મરાવાની ધમકી આપતાં પોળની ગલીને રસ્તે પડ્યા. થોડા આગલ ચાલ્યા કે એક તડાકો ધરરર કરતો થયો. તે ધડાકો કસાનો નહીં પણ નવલાઇ સેખજીએ ખાડો ખોડાવી તે ઉપર યુક્તીથી ઘાસ પંઠરાવી દીધેલું, તે દરમ્યાન પોતેજ ગગરી છેક ટલ્યે જઇ ચટાપટ પડ્યાનો થયો હતો. પણ એ ધડાકા ઉપર ના કોઇ પાડ પડોસીએ ધ્યાણ આપ્યું કે નરમ પડેલાં ધોબ્યાંમાંથી કોઇએ. સવારમાં જ્યારે નવલાઇ સેખજી ઘરમાં જણાયા નહીં, ત્યારે ખોલ થઇ તો તે પોતે ખોડાવેલા ખાડામાં ચટાપટ મુડદું થઇ પડયા છે. ત્યારેજ વાત નક્કી થઇ કે રાત્રે ધોબ્યાંને દમ ભરાવી ટંટો ફીસાદ નરમ પાડ્યા પછી પોળની

ગલીને રસ્તે જતાંજ ખાડામાં ગગરી ગયા ને ત્યાં તત્કાલ કોઇની સહાયતા નહી મલ્યાથી તે માહે ધુંધરઇ જાન ખોહ્યો છે. તે દીવસથી જ્યાં ત્યાં મુંબઇમાં આ કહેવત મશ્હુર થઇ ' જે ખાડો ખણે તેજ ખાડામાં પડે.'

---

## ૩૯૨—ખુદાના હોકમ શીવાય ઝાડનું પાન પણ હીલતું નથી.

મીર્ગ મીર્ગણીના જોડાંને પારધીએ ઘેર્યું છે. મીર્ગણી કહેછે 'અહો મીર્ગજી આપણો જાન બચવો મુશ્કેલ છે. જરૂર શીકારી આપણુને મારશેજ. શીકારી ચુકશે તો સર ઉપર સકરો ભમે છે તે ભક્ષ કરશે. હવે કરવું કેમ ?' મીર્ગ બોલ્યો 'ખુદાનો હોકમ થશે તો શીકારી ને સકરો બન્ને પોતાની ધારેલી ધારણામાં નીશફલ જશે અને આપણે સહી સલામત આપણે સ્થળે જઇશું.' મીર્ગણી બોલી 'અરે બેખબરા તને આપણી જોખમ ભરેલી હાલતની કસી ખબર નથી. પારધી બાન કસી રહ્યો છે. સકરો નેમ ધરી સર ઉપર તલપી રહ્યો છે. જમીન ઉપર પારધી આપણા જાનનો તરશ્યો થઇ ઉભો છે. આશ્માન ઉપર સકરો આપણા માંસનો નાસ્તો કરવા ટલપ્યો છે. ત્યાં ખુદાનો હોકમ ને નહી હોકમ, એ કેઇ કીસમનો દીલાશો?' મીર્ગ બોલ્યો, 'પ્રીયા ધીરી પડ, તું લગાર ધીરી પડ, પ્રાલબ્ધ ઉપર વીશ્વાસ રાખ ને ખુદાના વીશ્વાસ ઉપરથી યકીન ના ઉઠાડી નાખ. તું જો, તેનું કરવું છે તો ના પારધી સાબુત રહેશે કે ના સકરો.' તેટલાં ખુદાની રેહેમ ઉતરી તે મીર્ગ મીર્ગણીના જોડાંપર, કેમકે નીરાધાર અનાથ જાનવરોની અરજી ખુદાને પોંહોંચીજ. પારધી બાન છોડે છે, તેટલાં એક સર્પે ડર માંહેથી નીકળી આવી પારધીને દસ્યો. તે લઠર પઠર થઇ કુરકુર થઇ પડયો, તેથી તેનો બાન નીશાન ચુકી છુટો, તે મીર્ગ મીર્ગણીના સર ઉપર ટપી રહેલા સકરાને જઇ લાગો. એ પ્રમાણે ખુદાનો હોકમ થયો તો પારધી ને સકરો બન્ને બેજાન થઇ પડ્યા ને મીર્ગ મીર્ગણીનું જોડું છુટકો પાંમી બેફીકર આનંદે ફરવા લાગું.

---

## ૩૯૩.—મોત પછેની હાલત તપાસજો.

એક વખ્ત શાહાનશાહ અરદેશર બાબેગાને દસ્તુરાન દસ્તુર પાકજાદ અરદાવીરાફને પુછયું કે 'આસ્માનની જેહાન યાને બેહસત ને દોજખમાં વધારે નવાઇ જેવું તેં શું જોયું?' ત્યારે દસ્તુર અરદાવીરાફે જવાબ દીધો 'નામદાર શાહાનશાહ, મેં ત્યાં એ એક નવાઇ જોઇ છે કે જ્યારે હું ગુર્થમાન બેહેસતના દરવાજા ઉપર પોંહોંચ્યો, ત્યારે મેં; ત્યાં તે મોટા બેહસતમાં ઘણાખરા ગરીબ ને બતંગ શક્ષોના રવાનોને જોયાં અને જ્યારે હું મરગરજેહાન દોજખના દરવાજા ઉપર જઇ લાગો, ત્યારે ત્યાં તવંગરો ને ખુબશુરત ઓરતોના રવાનો જોતાં મ્હારી અચરતીનો પાર રહ્યો નહી.'

---

## ૩૯૪—'આજ પાળી નથી!'

કલ્યાણીમાં એક કંજુસ પારસી હતો. તે પાસ લખ્ખો રૂપીઆની દોલત છતાં, તે ઘણોજ મક્ષ વેહવાર રાખતો હતો. તેના એકના એક પુત્રની શાદી રામસની નીકલી શેહેરીઓને ખાની પીની અપાય છે; રંગ રાગ થાય છે, અનેક તરાંહની ખુશખુશાલી મચી છે. જો કે તે તેના ખર્ચથી, ખર્ચ પણ જન્મ ભરમાં આજે ઉધાર સુધાર ચાલે છે છતાં તે તેના સ્વાદ કે સોભાથી બેનશીબ છે. જે સુભ દીવસ શાદીનો તે સાંજ સર્વ કલ્યાણીની પારસી અનજુમન મલી છે. દસ્તુર દાવરો આવી મીજલસમાં બીરાજ્યા છે. ધોલતાસા ને કચ્છી નગારાંના અવાજેથી શેહેરમાં શોર મચી રહ્યો છે. તે વખ્ત પેલો પારસી માથે ને દાઢીયે ચોર જેવા વધેલા બાલ ને મેલાં કપડામાં મીજલસ દરમ્યાન સામેલ થવા જાય છે; તે જોઇ લાગતા વલગતાઓએ તેને માથુ બોડાવી ધોયલાં કપડાં પેહવા ને તેના એકના એકપુરા પુત્રનાં લગનને સુભ ટાકણે જામા પીછોડીની ધડી ઉખેડવા ઘણો સમજાવ્યો પણ તેને ધ્યાન ના કરતાં તે બોલ્યો: 'આજ માથુ બોરાવા ને કપડાં બદલવાની પાળી નથી, તે હું શું કરૂં!'

---

## ૩૯૫—માંગ, માંગ, જે માગે તે આપું!

શ્રી કાસીના આગળા એક માહરાજા ને તેની રાજકુવરીની વાત છે કે એક વખ્ત પર માહરાજા ખુશ છે. સામે બેઠેલી રાજકુવરી પણ ઘણા ઘણા રમુજી ટોકા પુરી પોતાના બાપની ખુશીમાં વધારો કરેછે, તેટલાં માહરાજા પોતાની પુત્રી ઉપર બહુ પ્રસન્ન થઈ બોલ્યા અહો 'મોહીની, આજ હું ત્હારી ઉપર પ્રસન્ન થયોછું જે ત્હારૂં મન ચાહે તે માગી લે' રાજપુત્રી બોલી' બાપા, હું માગીશ તે તમારેથી અપાઇ શકાસે નહીં' માહરાજા બોલ્યો 'પુત્રી કહુંછું કે માંગ, મન ચાહે તે માંગ' માહરાજાનો આગ્રહ જોઈ, રાજપુત્રી આ દુહો બોલી:—

"બાપા બેટી લાડકી, ફોફળ માગું ચાર,
હાથે હાથે ચોગણા, સોળ હાથે અલાર."

આ દુહો સાંભળી માહરાજાને પોતાની પુત્રીની સમજ શકતી માટે બહુ હલકું મત બંધાયું. તે બોલ્યા 'પુત્રી, તું કાંઇ ખજાણાના ભંડાર માંગ, જરજેવર કે કોઇ રાજપાટની ખંડણી માગ. આ તે શું ભીખારી કનિષ્ટ માંગે તેવી વાત કરી?' રાજકન્યા બોલી 'બાપા, મેં માંગ્યું તેટલુંજ આલોને કે થીયું.' માહરાજાએ હસી કહ્યું 'જા ત્હારી મરજી એમજ છે તો મેં ત્હારૂં માંગ્યું આપ્યું.'

સાંજના દરબાર ભરાઇ ત્યારે પ્રથમ વડા પ્રધાન તથા કીલેદાર બંનેને દુહાના માંગ્યા પ્રમાણે તે દુહો કહી રાજકન્યાને સોપારી આપવાનો હોકમ કરયો. કીલેદાર ને પ્રધાન બંને તો દુહો સાંભળતાંજ એક બીજાનું મોહ જોતા રહ્યા. માહરાજા બોલ્યા, 'કેમ રે તમો એમ કેમ?' બંને રાજ દરબારીઓ પોતાના માહરાજાની ભોળાઇ ને ગુસ્સો જોઇ બોલ્યા 'માહરાજાજીને આ દુહાનો મર્મ સમજાયો નથી. રાજપુત્રીએ ચાર સોપારી માંગવામાં આર્યં દેશની તમામ સોપારીની દુકાન ખાલી થાય તોય તેનો છેડો આવે નહીં, એવો મર્મ ઉતારયો છે. ચાર સોપારીને સોલ હાથ તલગ દર વેળાએ ચારે ગુણતાં જવું. એ પ્રમાણે જેટલીના સરવાળા થાય તેટલી આપવી. ગુણાકારની સમજ આ છે કે:—

૪+૪=૧૬+૪=૬૪+૪=૨૫૬+૪=૧૦૨૪

એ પ્રમાણે જો સોળ હાથ સુધી ગુણાકાર કર્યે તો ખરવર નીખરવર લગી થવા જાય, જે વજનમાં લગભગ કરોડ મન લગી ઉતરે; તેટલી સોપારી ક્યાંથી મલે?' માહરાજા બોલ્યા 'ત્યારે તેનું જેટલું મુલ થાય તે ચુકાવી દો.' પ્રધાન ને કીલેદાર બંને સંગાતે બોલ્યા 'તે પણ બનવું માહાલ છે. જો સારી સોપારીના ભાવ દર મન રૂપીઆ છ લગી લઇએ તોપણ પાંચ કરોડ રૂપીઆ ઉપર જુમલે તેનું મુલ પણ થવા જાય છે, તેટલી રકમ તો શું પણ તેમાંની પા પણ હાલ બની શકવાની નથીજ.' અંતે માહરાજા પોતાની રાજકુંવરીની માગેલી તેને મન ઉતરેલી ને કબુલ કરેલી સેજ માગણી ભરપાઇ કરી શક્યો નહીં ને પોતાની એકની એક પુત્રીની ચતુરાઇ જોઇ વીસ્મય પામ્યો.

---

## ૩૯૬—અકબર ને ગંગ, ચેલા ઉસ્તાદ થાય છે.

એક વખ્ત ઉપર શાહાનશાહ અકબર ને કવી ગંગ બેઠા બેઠા બીજા દીવાનો ને વજીરોની ગેરહાજરીમાં ગપ્પાં ચલાવે છે. શાહાનશાહ શમશેર ને શુરાતનની સ્તુતી કરે છે તો કવી, કલમ ને કમલાની સ્તુતી ગાય છે. બન્ને કેવળ ઉલટી બુદ્ધીના, તેઓની વાત કોઇ તીરાયત સમજે તો બરી ગમત થઇ પડે. તેટલાં રાણી કમલાએ પોતાની ચંદ્રબદન નવજોબના દાસી, જેના નખ્રાં ને નેણથી સારૂં આગ્રા શેહેર હેરાન થઇ રહેલું તે પાસ એક સોનેરી કસબે ગુંઠેલો રેસમનો રૂમાલ શાહાનશાહ ઉપર મોકલ્યો. તે જ્યાં શાહાનશાહ ને કવી બન્ને ઉલટી રીકજીકમાં છે ત્યાં જઇ, હજી ગુલાબની કળી થોડા મોહથી ખીલે તેવાં સરસ ખીલવેલાં મુખે કહી મેળતાં ખરરરર હશી પડી. 'આલમ પરવર, આ આ આ.' કરતાં જીભ એવી તોતડી બોબરી કરી નાખી કે અકબર તો જોતોજ રહ્યો. તે તમાશો જોઇ કવી બોલ્યો, 'ધર્માવતાર, જોયો આ ઓચંબો, શબ્દ ને સ્ત્રી બન્ને સમાન કોઇ સ્તુતી નથી. દેવ દેવતા જે મોહના મોહ પાસ સ્તબ્ધ થઇ શેહ ખાઇ રહ્યા છે.' એ સાંભળી શાહાનશાહે કવી ઉપર ડોળા કકરાવ્યા. પછે નેનાંબાજ દાસીને ઇસારતે લાવેલી વસ્ત મેળી ચાલી જવા કહ્યું. તે ગયા પછી શાહાનશાહે કવી ગંગને તે રૂમાલ

ખોલી શો ભેદ છે તે જણાવવા કહ્યો. કવીએ હોકમ પ્રમાણે રૂમાલ ખોલ્યો, તે ઉપર કસબે આ ગુંઠેલું કવીત વાંચ્યું:—

"જા દીન મેરે મીત્ર સીધારે,
અન ન પાણી કચુ ન સોહાતા;
જલ બીના જૈસી મીનહી ટલપે,
મેં જો ટપુ જૈસા તેલહી તાતા;
બેઠત, ઉઠત, સોવત, જાગત,
લેત ઉલ્હાશ નીસ દીન જાતા;
મેરે તો ચીતમે મીત્ર બસત હે,
મીત્રકે ચીતકી જાણે બીધાતા."

આ અતી કોમળ લાગણીનું કવીત સાંભળતાં શાહાનશાહ અકબરની હાલત આશકીમાં મસ્ત થઇ. તે સ્ત્રીના મધુર વચનના ઘણાજ અછી ઢપના વર્ણને શાહાનશાહનો ગુસ્સો ખુદા માલમ ક્યાં ઉડી જઇ તે જનાની જેવો બની ગયો, તેથી શાહાનશાહે કવી ગંગને કહ્યું કે 'ગંગ, તુ મને જો આ કવીતનો તેવોજ કોમલ લાગ્ણીથી ભરપુર જોડો બનાવી જવાબ લખતાં શીખવે તો તું જે માંગે તે ત્હારૂં ઇનામ.' ગંગ બોલ્યો "બંદેનવાજ, ઇનામ તો માત્ર, 'મેં કહ્યું એ ખરૂં ને બંદેનવાજે તકરાર કરી તે વ્યર્થ' એ મેળવવા ચાહુંછું, કબુલ હોય તો કહો, નહીં તો હું ધર્માવતારની રજા માંગુછું," કહી દોસાલો ખભે મારતાંજ કે નમી તે ઉઠી ચાલવા લાગો. શાહાનશાહ તો કવીની આ બેઇમાન ચાલથી કફા થયો પણ હાલમાં કવી તેને દરયાની હદ વચે ફસાવે છે તેમાં તેને ફાવવા તો દેવો નહીં, એ યુકતીએ કવી ગંગને ચાલી જતો બોલાવ્યો. 'કબુલ મ્હારે સર્ત ગંગ ત્હારી, હવે મને કવીત કરતાં શીખવ' ગંગ, બોલ્યો 'પારકો માલ પચાવી પડો એવા તો ધર્માવતાર નથી, તો મ્હારા નામ સાથ તો રાણીને જાણ થતાં તેનો રોષ ક્યાં મ્હારા જેવા વૃદ્ધથી બરદાસ થશે?' શાહાનશાહ બોલ્યો 'ગંગ તને અલવલ આવવા દેનાર નહીં, મ્હારે નામે મને કવીત કરતાં શીખવ.' ગંગ બોલ્યો. 'તખ્ત ઉપરથી ઉઠી મ્હારી પાસ બેસો કે હું શીખવી શકું.' અકબરે

તખ્ત ઉપરથી ઉતરી ગંગ પાસ બેઠક લીધી 'લે ચલાવ ગંગ' ગંગ બોલ્યો 'ચેલા લગાર ખમ' અકબર તો કંટાલી ગયો, કવીનો ફાંટો સમાલતાં સમાલતાં. તે ઘણુંએ કરે પણ ગંગ કાંઇ કોઠું દે નહીં. કવી તો પોતાના તોરમાં ઉઠયા 'આજ નહીં, કાલ ચેલા?' અકબર બોલ્યો 'ગંગ, તું ત્હારા ધ્યાણમાં છે કે ગાંડો થયો છે? કહુંછું તે સાંભલેછ કે નહીં?' ગંગ બોલ્યા 'ચેલા ચુપ, ઉસ્તાદ સામે પંચાત નહીં જોઇએ નહીં તો તને હું કબુલ રાખીશ નહીં!' અકબર બોલ્યો 'બચ્ચા ગંગ આ તલવાર જોઇ કે?' ગંગ બોલ્યો 'શું ચેલો પોતાના ઉસ્તાદને તલવારનો ડર દેખાડી શકે?' ગંગ તો એટલો આ વખ્ત પોતાના કવીરાજ પણ ઉસ્તાદીના અવલ તોરમાં આવી ગયો, તેથી તે એમજ જાણવા લાગો કે તે ચેલા સાથજ વાત કરેછે, તેને શાહાનશાહ અકબરનું કસુ ભાન રહ્યું નહીં. જ્યારે રાજા બીર્બલ આવ્યો ને ગંગને જોખમમાં જોયો ત્યારેજ તે ચતુર દીવાનની દુરઅંદેશીથી તે બચ્યો. જો કે કવી તોર કાંઇ કંગી થયો નહીં પણ ચેલો કોણ થયો છે તેનું ગ્નાન થયું. અંતે લાંબી ટુકી છકર ફીકરની ટક્કર લેવાતાં કવીતા બનવાની સરૂ થઇ. તે ત્યાં સોનાના તારમાં ઉંચી કીંમતના મોતીએ ગુંઠાયોઃ—

"હંસ જો ચાહે માન સરોવર,
માન સરોવર રંગહી રાતા;
શાંતકી બુંદકુ ચાહે બપૈયા,
ચાંદ ચીકોરકુ નેહકા નાટા;
પંખ હોય ઉર આય મીળું મેં,
અકબર કહે સુન સુંદર દાતા;
મેરે તો ચીતમે તુંઇ બસત હે,
તેરે ચીતકી જાણે બીધાતા.'

આ કવીત બાંધણી ને કોમળતામાં, અવલ કવીતને ટક્કર મારે તેવું બન્યાથી શાહાનશાહ ખુશ ખુશ થઇ ગયો. પણ ફરીથી કવીનો ચેલો થવાને પોતાનો કાન ચીમેટયો, કે 'કવી આ રવેસના ફાંટાદાર ને ફાકટયા હોય છે, વખ્તે પોતાના જાનની પણ દરકાર સંબંધી ગફલત મારી જતાં વાર લાગતી નથી.'

———

## ૩૯૭—કજ્યાનું મોહડું કાળું.

જે જમાનામાં કદમીઓ ને શેહેનશાહી ટોલાઓ વચે દીનનું જહનુંન ને તે સબંધી મીનાકેસો વધી ગયો હતો, તે સઘળાં કારસ્તાન માત્ર બે વીઢવાનોમાં ખપતા મોબેદાન મોબેદોથી થતાં હતાં. તેમાં એક કદમી ને બીજો શેહેનશાહી હતો. તે બન્ને એટલા જહનુની કે ઉડતા વા સાથ લડે. તેઓ દરરોજ બામદાદમાં કાંઇને કાંઇ કોફરાન જગાડતા ને જગાડતા અને તે જગડામાં બન્ને તર્ફના ભોગ તરીકે બેહેદીનો હોમાવી મોહડાં માથાં ભાંજી ઘરમાં ખાટલે પડતા ને પડતા. આ વાત જ્યારે કોમના શેઠયાઓને કાને પડી ત્યારે એક કદમી ને બીજા શેહેનશાહી બન્ને શેઠયાઓએ મળી મસલહત કરી: 'આપણી કોમમા તો કાંઇ રખણો કે મીનાકેસો થાય તેવું બી નથી ને નાહક આ બે જોકતા આ તુફાન મચાવે છે. જો એ બે વચે ના હોય તો માત્ર માહના ફરક શીવાય કોઇ જાતની જુદાઇ હસ્તીમાં આવે નહીં.' અંતે એ બન્ને દાનાવ શેઠોએ કોમની દાઝ દીલમાં ધરી બન્નેનો ઘાટ ઘડયો. કદમીએ કદમી મોબેદાંન મોબેદને ભમાવાનું બીડું ઝડપયું ને શેહેનશાહીએ શેહેનશાહી મોબેદાન મોબેદને ઠેકાણે લાવવાનો દૃઢ વીચાર કરયો.

કદમી શેઠે કદમી મોબેદ જેઓ પોતાના જમાનાના ઘણાજ હોસ્યારમાં ખપે ને દીન ધર્મની જુમએસમાં તો પોતાને એક સો ને એક તચ પાવરદા સમજે, તે પાસ બંગાલી ખાનનો વેપાર કરાવ્યો. શેઠ ઉપર વીશ્વાસ પણ પુર તેથી મોબેદે તેના કહ્યા પ્રમાણે વખાર લઇ તેમાં દસવીસ હજારની ખાંડ લઇ નાખી ને તે માંહે અકલ મલ્યા પ્રમાણે તેટલાજ પ્રમાણમાં ચોખાનો આટો મેળવ્યો. શેઠે કહેલું કે લડાઇ ચાલનાર છે, તે વખત સરકારને એકના બેવડા ભાવે આપવાનું તમને ખાંડનું કનટ્રાકટ અપાવીશ. તમો આપણા દીનધર્મમાં ઘણાજ આગેવાન છો તો તમારી દાઝ અમને નહીં હોય તો કોણને? માટે એ વાત કોઇને જાણ કરતા ના. મને છુપી ખબર મલી છે, તેથી જો એ વાત જાહેર થઇ તો મોટી જોખમદારીમાં ઉતરવું પડશે. એ પ્રમાણે બચારા મોબેદની માયા પુંજી દસ હજારની તે સઘળા ખર્ચાવી નાખ્યા ઉપરાંત દસ

પંદર હજારના કરજમાં ઉતારી દીધો, પણ મોબેદ સાહેબ તો સરકારી કનટ્રાકટર થઇને પચીસ ત્રીસ હજારનો છાંડો મેલવવાની ઉમેદમાં ને ઉમેદમાં મલકાવા ને શેહેનશાહીઓની સામે થવાના પ્રપંચ રચવા માંહે ગરક રહ્યા.

શેહેનશાહી શેઠે શેહેનશાહી દસ્તુર પાસ કાંદા પપેટાનો વેપાર કરાવ્યો. દસ વખાર ભાડે લેવાડી, તે માહે તે વખ્તે બજારમાં જેટલા કાંદા ને જેટલા પપેટા તે દબલ ત્રબલ ભાવે ખરીદ કરાવી ભરાવ્યા. તે શેઠે પણ પેલા કદમી શેઠનીજ નકલ કરી, કેમકે મસલહત એક હતી: 'લડાઇ જાગવાની છે, તે વખ્તે લસ્કરના ખોરાક ખાતર લખ્ખે ખાંડી કાંદા પપેટાનો ખપ જાગશે. તેનું કનટ્રાકટ નીકલશે તે બજારમાં કોઇ પાસ માલ હશે તો કોઇ લેશે કે? તેથી તમને મન ચાહ્યું દામ લેવાને બની આવશે. સરકાર પણ જખ મારીને તમારૂં મોહ માગ્યું મુલ આપવાને રાજી થશે. ખુદા મેહરબાન છે તો દસ્તુર સાહેબ જાવો તમારો બેરો પાર. કમતીમાં કમતી અધલક્ષ રૂપીઆના તમો ધણી થયાજ.' દસ્તુર પાસ પણ દસ પંદર હજારની માયાપુંજી તે સઘળી કાંદા પપેટામાં ઘસડાઇ જતાં ઉલટા પંદર વીસ હજારના ખાડામાં ઉતર્યા હતા. તેઓ શેઠયાની મેહરબાની થયલી જોઇ ખુદાના શોકર કરતાં ને નેક દુવાનો વરસાદ વરસાવી પોતાને મકાન ગયા.

બન્ને કજ્યાનાં ખોરયાંની (માયાપુજી) ચરબી નીકલી ગઇ ને કરજદાર હાલત થઇ તે વખ્તથીજ કદમી શેહેનશાહી રમખાણ થોડું થોડું કમી થતાં જાણે સમજુ પારસી કોમમાં બે તડાં હોય નહી એવો તેઓ દરમ્યાન સેજ વખ્તમાં સંપ થઇ ગયો. માત્ર માહા રોજના ફરક શીવાય બીજી કોઇ તકરાર કે ગુરકા ગુરકી કે દુસ્મનાઇનું નામ નીશાનજ દફે થયું. સબબ આ બન્ને કજ્યાના કાલપુતો તો દરરોજ પોતાના શેઠયાની હવેલીમાં જાય, સલામ કરે, સર નમાવે ને લડાઇના સમાચાર પુછે! તે સંબંધી શેઠયાની ગોલગોલ ગુફતેગુ સાંભળીને છાતીએ દેવાડેલા હાથના દીલાસા લઇ આવવા જવામાં રોકાયા. એ પ્રમાણે છ માસ ગુજરી ગયા. વખારોના ભાડાં ચઢયાં. ધીરનારા વ્યાજ

સુધા આંકડા ચુકાવવાના તકાજા કરવા લાગા. તેટલાં શેઠયાઓથી લ-ડાઇ બંધ પડયાની વાત સાભળી મનમાં લખોલખ ગાલે ને કદુવા દેવા લાગા. વખારવાલાઓએ જ્યારે ઘણા તકાજા કર્યા ત્યારે કદમી મોબેદ સાહેબ પોતાનો માલ બજારપીઠે વેચવા ત્યાં ચાલ્યા, પણ વખાર ખોલી તો ખાંડની એક રજ નહીં. ખાંડમાં લોટ ભેલેલો હોયાથી કીડી મકોડાઓએ તેને ખાઇ ઘસડી ક્યાંનો ક્યાં કરી વગે નાખેલો. કદમી મોબે-દની તો ફીકરીજ ફાટી. બીજી બામદાદમા મુંબઈથી રસ્તો લીધો તે લીધો ફરી મુંબઇ જોવા પામ્યા નહીં.

શેહેનશાહી દસ્તુર ઉપર તો પોલીસ ઉલટી. વખારોમાંથી એ ગંધ નીકલવા લાગી કે વખારોના ટાળાં ભાંજી તે ખોલી, તો માંહેથી વરસાદના પાણી ગલી કાંદા પપેટા કોહી એવી બો નીકલી કે કોઇથી ઉભું રેહવાયું નહીં. માહ મોટી જેહમતે દસ્તુર સાહેબે આસપાસના પડોસીઓથી ઉછીના નાણાં લઇ તે સડી ગયલો ગંધાતો તમામ માલ ગાડાં ભરીને સીવરી તર્ફ મોકલાવ્યો. વળી સેંકડો પખાલીઓને કામે લગાડી તે વખારો ધોવાડી નાખી, અને કેહરે મોહડાં શું ભાવે તેમ શેઠયાનું ખાનુખરાબ જાય એવી રીતે કદુવા દેતા પોતાને મકાન આવ્યા. બીજી બામદાદના ઘરના ઘુસ ને પણ ખબર ના પડે એ પ્રમાણે સેજસાજ કપડાંની ગાંસડી ખભે નાખી નવસારીનો રસ્તો પકડયો, આ દસ્તુર ઘણી લાંબી મુદતે મુંબઇ આવ્યા હતા. પણ તે વખ્તે પારસી કોમની કેળવણી ને જ્ઞાન એટલું ઉમદા વધેલું કે એઓના જંગલી જહનુનનો સ્વીકાર થાય એવો એ જમાનોજ નહીં ત્યાં પછે મરતે દીવસના અવટયાં મારી ઠેકાણે લાગા.

---

## ૩૯૮—જુગાર પણ ક્યાં સુધી રમાય છે.

એક કરોડાપતી જુગારમાં ધન દોલત, ઘેર બાર, વાડી વજીફા, પેહેડી વેપાર ને સ્ત્રી સર્વે રજેરજ ને તસુએ તસુ હારી તદન નીરાસ થયો, ત્યારે અંતે પોતાનો જમનો કર વ્હાડી તેને સાતીન ને મખમલમાં શું એક કીંમતી વસ્તુ હોય તેમ વીટાલી દઇ બંદબસ કરી પોતાનું સર્વસ્વ

જીતનાર સામે ડાબો કર ઝુલતો ને જમનો દગલીના છાતી તર્ફના ખાંચા-માં ખોસી આવી ઉભો. જીતનાર, હારેલા જુગારીની જ્યાં લગી મરજી હોય ત્યાં લગી દાવ રમવાને બંધાયલોજ, એ ચાલતાં આવેલા કાનુન પ્રમાણે, દાવ તર્ત સરૂ થયો. સરત માત્ર હારે તો તે વીટાલેલી વસ્તુ કે દૈવત જે હોય તે સ્વાધીન લે. પણ આ વખ્ત દાવ ઉલટાયો. સર્વસ્વ જીતેલાનો પાસો ખોટો પડયો ને તે હાર્યો, તેથી જે વીટાલેલી વસ્તુ હોય તેવી જીતનારને દેવા ખાતર તે બંદલ ખોલ્યું તો પેલાનો 'જમનો કર' જોતાંજ શીકરી ફાટી. તેણે પોતાના હરીફને ઘણું દ્રવ્ય આપી સંતોખવા માગ્યો. અંતે તેની ખોહેલી સઘલી જંગમ ને સ્થાવર સંપતી સંગાતે તેની સ્ત્રી પાછી આપવા માંગી; વલી તે સાથ વધારામાં બીજી પોતાની લખોની દોલત ને લખોની કીંમતની જમીન આપી દેવા કહ્યું તેણે ઘણી ઘણી અર્જ ને કાલાવાલા કર્યા પણ પેલો તો ફક્ત તેનો જમનો કર, જે સરતમાં મેલાયલો તેજ માંગવા લાગો. જ્યારે કસું એ કરતાં ના સમજ્યો, ત્યારે એ નવાઇ જેવો કજીઓ નગ્રના રાજા પાસ પોંહોંચ્યો જ્યાં પણ પેલા કર વ્હાડેલા જુગારીને કરનું જે માંગે તે સઘલું આપી માત્ર કર બચાવવાને બાથ લેવાઇ પણ તેનો ઇનકાર કરતાં તેભીક્ષુત થયલો બોલ્યો:— 'ધીક્કારછે કે તું હારેલી વસ્તુ મને આપતો નથી. તને મ્હારી સઘળી હાલ હવાલી કરતાં લેશ દયા આવી નહીં ને જ્યારે હું હાલ એક સરત જીત્યો ત્યારે તું કેવો અપ્રમાણીક શક્ષ છે તે જણાઇ આવ્યું, પણ હું કેમે કરતાં પણ જે જીત્યોછું તેજ લઇશ. રાજાજીને તો સત્ય ઇન્શાફ કરવો સજાવર છે.' અંતે રાજાએ પેલા ભીક્ષુત થયલા જુગારીની સઘલી હારેલી અસક્યામત અપાવ્યા ઉપરાંત પેલા બેવચન થયલા જુગારીનો બલાત્કારે કર વ્હડાવ્યો અને તે પછે રાજ માહેથી જુગાર રમવાની ચાલનો સઘનતર નાશ કરવા ખાતર એક હુસ્યાર રક્ષક ખાતું સ્થાપ્યું કે જ્યાં એવી સરત ખેલાતી હોય ત્યાં ત્યાં જઇ લાગી તેઓને પકડી અદાલતમાં લાવી સાસન કરાવે.

---

## ૩૯૯—'દાદએ શુમા–દાદએ શુમા.'

ફારસી ઉસ્તાદોમાં રમુજી કેહવત ને અકલમંદીની હાજર જવા- બીની ઘણી વખણાતી આ એક વાત ચાલે છે. ઇરાનના આગલા શાહનો એક બુજોર્ગ મુનશી હતો. શાહ તે મુનશીની દર વખ્તે મજાક મશ્કરી કરવાને ચુકતો નહી. જ્યારે શાહને તે મુનશીને પોતાની હજુરમાં બોલાવવાનું મન થતું, ત્યારે તે મુનશી ઉપર ખાસ પેગામ સાથ મહે- લમાં હાજર થવા ખાતર પાલખી, ઘોડો, હાથી કે ઉંટ રવાના કરી તે ઉપર દબદબાથી સવાર થઇ આવવાનું દેખઇતું ઇજત આબરૂનું પણ અંદરખાનેથી ટકોર ભરેલું ઇજન કરતો હતો. તે મુનશી ઘણો જઇફી એ પોંહોંચેલો હતો, તેની મશકરી કરવાના હેતુએ શાહે એક વખ્તે એક ઘણોજ મસ્તાન, હટીલો, આગલથી ડાપું મારતો ને પાછલથી લાત ઝારતો ઘોડો મોકલાવી ઇજન કર્યું કે તે ઉપર સ્વાર થઇ દરબારમાં આવી હાજર થાય. જમાના ખાધેલા બુઢા મુનશીએ શાહના આ ઇજન- નો પેગામ સાંભળી તથા મસ્તાન ઘોડાને જોઇ પોતાના ચેલાની મજાક સમજ્યા છતાં તે ઉપરજ સ્વાર થઇ દરબારમાં હાજર થવાનો ઠેડાવ કર્યો. મુનશી ખુબ તરતીબથી પેલા ઘોડાને 'બાબચે મન–બાબચે મન' (મારો બાપો કરૂં–મ્હારો બાપો કરૂં) કેહતાં કેહતાં તે ઉપર સવાર થઇ બેઠો. મુનશી પોતાના જમાનાનો મોટો ઘોડેસ્વાર હોયાથી તે ઘણા હ- ટીલા ને મસ્તાન ઘોડાને રમાડતો ને રીજવતો રીજવતો પોતાની ઘોડેસ્વારી કરવાની ઉસ્તાદી બતાવતો શાહના મેહેલને દરવાજે આવ્યો. 'બાબચે મન–બાબચે મન.' બોલવા સાથ બુઢા મુનશીનો ઘોડસ્વારીનો હુન્નર જોતાંજ પેલો તેનો શાહ ચેલો બેસુમાર તાજુબ થયો. પણ મુનશીની મુલાકાત થતાં 'બાબચે મન' એવા તેના બોલેલા શબ્દોની મશ્કરી કરી કહ્યું 'બાબ- ચે શુમા–બાબચે શુમા' આ અર્થ 'તમારા બાવા થાય?' મુનશીએ ટકોરમાં ટાણો માર્યો 'દાદયે શુમા–દાદયે શુમા' જાહેર અર્થ તો 'ત- મારી મેહેરબાનીથી–તમારી મેહેરબાનીથી' પણ અંદરખાનેથી તો તેનો અર્થ 'તમારા મોટાબાવા–તમારા મોટાબાવા' એ રીતે પેલા જેહાંદીદે મુનશીએ પોતાના શાહ ચેલાને ખસ્યાનો પાડ્યા સાથ પાણી ઉતાર કર્યોજ.

---

## ૪૦૦.—શાણાને એક છક્કર બસ.

એક રબાડીએ એક સમય પોતાના ગાડરાં ચરાવતાં દરીઆવ સાંત જોઇ વીચારયું 'કે અગર એક ન્હાનું નાવ લઇ તે માંહે થોડોક સામાન ભરી વેપાર કરયો હોય તો કેમ? દરીઆવ તો એવો થંડો ને સાંત છે કે તે તર્ફથી તો કાંઈ ચીંતા રાખવાની જરૂર નથી. જ્યારે પણ ચાલે ત્યારે વેપારની ખેપ કરયાથી દ્રવ્ય વખ્તે વખ્ત વધી થોડા કાલમાં લક્ષાપતી થવાય તેમ છે.' એ વીચારે તુર્ત સઘલાં ગાદરાં વેચી તેના દામ માંહેથી એક નાવ તથા થોડોક વેપારનો સામાન ખરીદ કરી સફરે ચાલ્યો. ત્રણ ચાર સુકાંણીઓ ને પોતે ને માલ પેલા નાવમાં ને નાવ દરીઆવમાં સરરરર સફર કાપવા લાગું. પણ ઓટનો વખ્ત પુરો થયો ને ભરતી આવવા લાગી કે નાવ તે દરીઆવમાં આમથી તેમ ડોળા ખાવા ને વખ્તે વખ્ત ઉલટાઇ જવાનાં ચીનઃ બતાવવા લાગું. જ્યારે ભરતી પુર જોસ ને પવન પણ તેટલો તુફાની નીકલ્યો કે રબાડીએ સામાન, નાવ ને પોતાને બચવાની આશા છોડી અને તેમજ થયું. એક મસ મોજાના સપાટામાં ના નાવ રહ્યું કે શુકાણી કે ધણી ને સર્વે પાણીમાં પડ્યા. અંતે માહ માહ મથન પટકન કરી એક રબાડી માત્ર બચી કીનારે આવ્યો. તેણે પોતાની આ હાલત ઉપર શોક કર્યો, પણ મેહનત કરે નહી તો પેટ ક્યાંથી ભરે? માટે જેને પોતાનાં ગાંદરાં વેચ્યાં હતાં તેને ત્યાંજ તે ચરાવવાની નોકરીએ રહ્યો. એક વખ્ત તે કીનારે ગાદરાં ચરાવે છે, તે વખ્ત સમુદ્ર સાંત ને હવાની લહેર એવી તો મંદ વાય છે કે થાક્યા જીવને કરાર ઉપજે છે. તે જોઇ રબાડી બોલ્યો 'અરે ઠગ સમુદ્ર, ત્હારી એવી દીનસ્થીતીથી હું એકવાર છેટરાઇ ખીલા ઉપાડ થયો છું. હવે હું ત્હારી એવી ગરીબડી હાલત ઉપર ભુલાવો ખાઇ ફરી સફરે નીકલું, તે વાતનો તો તું સ્વપ્નોજ જોશે. એ તો એક વખ્ત ચુક્યો, ને તારી ઠગાઇ ફાવી. કાંઇ બીજી વેળા હું ચુકું ને ત્હારે ભરૂસે જીવથી હાથ ધોઉં? હવે તું જોઇએ તો સૃષ્ટીના અંત લગી ત્હારી એ ગત વાપડ ને સાંત રહે તોય હું ત્હારો એક પલ માત્ર વીશ્વાસ કરનાર નહી એ નકી જાણ.' ચતુરને ઇશારો બસ છે. બાકી મુર્ખને ડપેનાનો માર પડતાં પણ તે પોતાની મુર્ખાઇનો લેશ અંસ મેલનાર નથી.

---

## ૪૭૧—દુકાલ ઈનશાની કેહેર નહી પણ યજદાનનો કોફ છે.

ઇરાનના એક શાશાન્યાન શાહાનશાહના વખ્તમાં એક જબરો દુકાલ પડયો. લખ્ખો ખલક કુતરાં બીલાડાનાં મોતે ચાલતાં ને બેસ્તાં ને ઉઠતાં ને બોલતાં ટપોટપ મુડદાં થઇ પડવા લાગી. શાહાનશાહે પોતાના ખજાનાનો દરવાજો ખોલી નાખ્યો અને રૈયતની પરવરશીમાં જેટલી પણ ઉલટ તેટલી લેવામાં કસી ખાયકી રાખી નહીં. પણ દુકાલની આફ્રત તલ માત્ર કમી થઇ નહીં અને શાહાનશાહ ઘણો ગમગીન અને અફ્રશોશમાં દુબ્યો. ના તેને દીવસે કસો કરાર કે રાત્રે એક પલ નીંદ; તેને તો રઇએતના દુ:ખની એ કદર લાગી ગઇ કે બસ તે પોતે એક ફકીર જેવી સ્થીતીએ પાદશાહી મેહેલ ને રંગ રાગ મેળી ભટકતો થઇ ગયો; એક વખ્તે તે દીલથી ઘણોજ નાશીપાસ જંગલમાં વાયવેલા ને જારી ગુજારે છે, તેટલાં તેને ઉંઘ આવી ગઇ. તે બેભાન થઇ સુતો છે. તેટલાં તેણે ખાબ જોયો :—

"એક સીંહ તખ્ત ઉપર બેઠો છે. તમામ જંગલી ને ફ્રાડી ખાનારાં જાનવરો તે આસપાસ દોજાણે પડી તેના હોકમ સર તાબેદારીમાં છે. ત્યાં એક કોહળું આવ્યું તે જનાબ કુનસ બજાવીને બોલ્યું: 'ઓ નામદાર શાહ, તું અદલ ઇન્શાફી ને પ્રજાનો રક્ષક છે. મને અગત્સના કામ સર મુસાફ્રરીએ જવાની જરૂર હોયાથી મ્હારાં આ બચાંને ત્હારા સાહ્યામાં લે, કે મ્હારી મુસાફ્રરી હું નચીંતાઇથી કરી મ્હારૂં કામ સરનજામ પોંહોંચાડું.' સીંહ શાહે વચન આપ્યું 'હું મ્હારી સરો ચશમથી એનો સંભાળ કરીશ.' કોહલું બચાંને હવાલે કરતુંજ કે ધારેલી મુસાફ્રરીએ ચાલ્યું. સીંહ શાહે પેલાં બચાંને પોતાની પીથ ઉપર આશ્રમ આપ્યો, જ્યાં તેને કોઇ વાઘ, ચીતો, કે વરૂના પંઝાથી જીઆન પોંહોંચવાનો કસો જોખમ રેહ નહીં ને તે બચાંની જીંદગી શાહી દબદબાના તેજ દરમ્યાન ખુશ ખુશાલ ને આરામ ભરેલી ગુજરે. કજા એલાઇ એક ભુખા ખલીલની નજર પેલા સીંહ શાહની પીથે નીડર બેઠેલા કોહલાંના બચાં ઉપર પડી કે શીતાબ પવન મીશાલે આકાસથી ઉતરી આવી એવો એક જોર કરયો કે એકજ તડાકે તેને પોતાના પંઝામાં પકડી લઈ કરી જમીનથી અશમા-

નતાઇ ચઢયુંજ; જ્યારે કોહલું મુસાફરી પાછું ફર્યું ને પોતાના બચ્ચાંને જોયું નહીં, ત્યારે સીંહરાજ પાસ ફર્યાદ થયું 'તમો નામદારે મ્હારા બચ્ચાંની સલામતીની જોખમદારી પોતાને માથે લીધી હતી તો કેમ ના તે આપેલો વચન પાળ્યો?' સીંહરાજાએ જબાબ દીધો 'મેં જે તેના જાનની સલામતીની જોખમદારી કબુલ રાખી તે માત્ર જમીન ઉપરના જાનવરોથી કસો પણ એલજામ નહીં પોંહોંચવા દેવા ખાતર, પણ આ તો ઓચીંતી આફત ને બદબખ્તી આશમાન ઉપરથી ઉતરી! કે જે દરમ્યાનથી તેનો બચાવ કરવાની મ્હારી તો મગદુરજ નહીં.'

આ ખાબ જોતાં શાશાન્યાન શાહાનશાહને શીતાબ હોશ આવ્યો. તેણે આજીજીના હાથ બંદગીના સાંભળનાર સાહેબની દરગાહ તર્ફ ઉઠાવ્યા: 'ત્હારી મેહરબાનીથી હું મ્હારી પ્રજાને જમીન ઉપરની પીડનારી બલા દફે કરી બચાવનાર છું, અને રાહમારૂંઓના જુલમનો તોડનાર છું પણ આસ્માની આફ્ત ઉલટે, તેનો હું જોખમદાર નથી. ઓ ખુદા તું ત્હારી સદાની ચાલુ મહેરબાનીથી ખાકી જેહાનની મ્હારી ખલક ઉપરથી આ આફત નાબુદ કર. ખાકી ખલક આ બનાવમાં લાઇલાજ છે. અને કજાનો તીર કાંઇ તદબીરથી ફેરવાતો નથી.' શાહાનશાહની આ બંદગી બારેહકતાલાની દરગાહમાં કબુલ થઇ. તેની મેહરબાનીના બારાનની અશરથી બેસુમાર અનાજ ને ખેતીવાડી ઉગી થોડા વખતમાંજ શાહાન-શાહતમાંથી દુકાલની બલા દફે થઇ ખલક આબાદ થઇ.

---

## ૪૦૨—ભવીષ જોનારાઓના બાબમાં.

એક જનની ડાબી આખ ફરકી તેણે જોશી પાસ જઇ તેનો બાયદ પુછયો. જોશી બરો રમુજી શક્ષ હતો તેણે કહ્યું 'આ અઠવાડીઆમાં તુંને વજીરથી લાભ થશે' ખુદાનું કરવું તેથી જોગ જોગે બીજે દીન વજીર બારોબાર દારૂની બાહારમાં પેલાના ઘર ઉપરથી ગયો. તેને જોતાં પેલા શક્ષે શીતાબ તે તર્ફ દોડી જઇ તેની રેકાબને બુશો દીધો. વજીરે દારૂની બહારમાં તેની તાબેદારી પર ખુશ થઇ હોકમ કર્યાથી તેને

એક હજાર દીનારની કાઢેલી મલી. તે સાંજના પેલો શક્ષ બે દીનાર લઇ પેલા જોશીને આપી બોલ્યો કે 'તમારી અગમચેતી ખરી પડી છે.' આ બીનાની બીજા શક્ષને ખબર પડ્યાથી તે ઘણો તાજુબ થયો. એક દીવસે તે જોશી પાસ આવ્યો, ને કહેવા લાગો 'મ્હારી જમની આંખ ફરકેછે.' રમુજી જોષી માહરાજ વીચારમાં પડ્યા કે શું જવાબ આપવો? તેણે આ વખત ગંભીર ખ્યાલ કર્યો 'ડાબી આંખ જ્યારે ફરકે ત્યારે જો વજીરથી લાભ થાય તો જમની આંખ ફરકે તો રાજાથી લાભ થવો જોઇયે. કેમકે ડાબી કરતાં જમની આંખ વધારે તેજ રહેછે.' એ લાંબો ખ્યાલ દોડાવી તે બોલ્યો, 'ડાબી આંખ ફરકયાથી જ્યારે વજીરથી લાભ થાય ત્યારે જમની આંખ ફરકે તો પાદશાહથી થોડા વખ્તમાં લાભ થાય ખરો.' બીજે દીવસે કાંઇ રાજ્ય ખટપટમાં પાદશાહ પેલા ઉપર ગુસે થયાથી શીતાબ તેને કતલ કરવાનો હોકમ કર્યો!

---

## ૪૦૩—હાતમની સખાવતની ક્યાં હદ લાગશે?

હાતમતાઇનું નામ તેની સખાવતના સબબે જેહાન દરમ્યાન જાબજા આશકારા થયું, તે સાંભલી રૂમના કેસરે એકસો સુધ લાલ રંગના બાલવાલા ઉંટની ભેટ ચાહી. જે વખ્તે હાતમતાઇ પાસ એક પણ લાલ રંગના બાલવાલું ઉંટ હાજર નહીં છતાં પોતાના ખેશ કબીલા પાસેથી શીતાબ તેવાં લાલ રંગના નાદર ઉંટ મેલવી કેસર ઉપર મોકલી આપ્યાં. જ્યારે કેસર હજુર તે સઘળાં સુધ લાલ રંગના ઉંટ લાવી હાજર કર્યાં, ત્યારે તે નામદાર, હાતમતાઇની જાવોજલાલી ને સખાવતના તરીકાથી તાજુબ, ને બેહદ ખુશ થયો તેથી તે સઘલાં ઉંટ બેકીમતી ઉમદા કપડાંથી લાદીને હાતમતાઇને પાછા રવાના કર્યાં. હાતમતાઇએ આ સઘળાં લાદેલાં ઉંટ એમના એમ જેઓ પાસથી ખાલી લીધાં હતાં તેઓને મોકલી આપ્યાં. આ સાંભળી નામદાર કેસર ઓર પણ વધારે તાજુબ થયો ને બોલ્યો: 'સખી મર્દ તે એક હાતમતાઇ, બીજા કેવલ નકલ ભવઇ.'

---

## ૪૦૪—આપખુદ સતાનો ત્રાસ.

એક વખત શાહાનશાહ શાપુરે પોતાના એક મોટા અમીરને સેજ બેદરકારી માટે મોટી સજા કરી અને સઘળી દરબારમાં તેની ગેરઆબરૂ કરવામાં કસી બાકી રાખી નહીં. તેનો મેહેલ લુટાવ્યો. તેના કબીલાને તારાજ કરયો અને ઘણીક મારેલી લડાઇની નામદારીના એલકાબો ને નીશાનો જપટ કરી નાખ્યા. આ બનાવને થોડાક દીવસ ગુજર્યા કે શાહાનશાહ ને રૂમના કેસર વચ્ચે લડાઇ જાગી. ત્યારે તે અમીરની મશલહત ને મદદની ઘણી જરૂર થઇ પડી. ત્યારે શાહાનશાહે તે અમીરને તેડવા ચાહ્યો. જ્યારે શાહે પેગામ લઇ જનાર દરબાનને તેડી તે રૂકો સ્વાધીન કરયો, ત્યારે તે દરબાને પુછ્યું 'હોકમનો ફરમાનબરદાર આ પેગામ ક્યાં લઇ તેને સ્વાધીન કરે? કેમકે તેનું મકાન તો શાહાનશાહી હોકમથી જમીન બરાબર થઇ ગયું છે અને તેના કબીલાનું એક પણ આદમી આજ સારી રાજધાણીમાં મળવું મુશકેલ છે.' આ સાંભળી શાહાનશાહે પોતાના મોટામાં મોટા અમીરની કેવી ઘાટકી રીતે બરબાદી કરી તેનો પુરતો ખુલાશો સમજાયો, તેથી ઘણોજ દલગીર થયો. આપખુદ સતાના દોરમાં કેવા બલવાન વઝીર સેજવારમાં નામદારી ને જાહોજલાલીમાંથી બાતલ થઇ બરબાદ થાય છે!

---

## ૪૦૫—બુરાની દયા લેવી નહીં પણ ભલાની ગાળ સાંભળવી સારી.

એક વખ્ત કવી ગંગને નવાબ ફરૂખાને તારીફ કરીને એક કીંમતી શ્યાલ ભેટ કરી, તે ગંગે લેવા સાફ ના પાડી. તે વાત શાહનશાહ અકબરને જાણ થતાં કવી ગંગને તે નહીં કબુલ કરવાનો સબબ પુછવામાં આવ્યો તો કવીએ આ દુહો કહી તે લાંબી પંચાતને ટુકમાં પટાવીજ:—

દુરી જનકી કૃપા બુરી, ભલી સજનકી ત્રાસ,
બાદર ગરજે ગરમી ઝરે, જબ બરસનકી આસ.

---

## ૪૦૬—રીઆજતની કરામત.

આઝરકેરવાનની રીઆજતના તરેહવાર ઓચંબા બોલાય છે. એક વખત આઝરકેરવાનને પટનાના માહરાજાએ એક નવાઇ જેવી ખાની પીની આપવાને કહ્યું. તે ઉપરથી આ મોટો રીઆઝતી તે માહરાજાને પટનાને લગતાં બ્યાબાન જંગલમાં લઇ ગયો અને ત્યાં સ્માધ ચઢાવી યજદાનની દરબારમાં એવી એક પાક જપ તપ ઉતારી કે શીતાબ ત્યાં વાય જેહાનમાં લીલાં લ્હેર થઇ ગઇ. સુકાસ તે હરાંઇમાં બદલાઇ ખીલી ગઇ. એકાએક એક એવો બાગબગીચો બની ગયો કે જ્યાં તરાંહ તરાંહના નાદર ફુલના દરખતો નજરે પડયાં, જે ઉપરથી મન ચાહે તેવાં ફળ તોડીને ખાવો. ફુલો તરેહવાર જાતના ને વળી એવાં ખુશબોદાર કે જાણે માહરાજા ખુશબોના દરયાવમાં બેઠા હોય એવો આનંદ પામ્યા! ત્યાં અનેક નીર્મળ પાણીના આબેહયાત મીશાલના જાબજા ઝરા ફુટી તે ફુવારા મીશાલે તરેહવાર ઢપછપે ઉડવા લાગા. ત્યાં વળી પંખીઓમાં ચંડોલ ને મેના ને તુટી ને કાકાકવા ને હીરામન ને અનેક તરાંહના પચરંગી પંખી નીકળ્યાં, જેઓના મધુરા શરોદથી માહરાજાની અકલ પણ ઠેકાણે રહી નહીં. ત્યાં શીતાબ તરેહવાર ફુલના ઉમદા બીસતરા જાબજા પંઠરાયા, ત્યારે માહરાજાએ ઓચંબો પામી પુછયુંઃ 'આઝરકેરવાન કોઇ નથી ત્યાં આદમી ને આ સઘળી સામગ્રીની કયાંથી રચ્ના રચાઇ?' આઝરકેરવાન હજી લગી સ્માધની ધુંઇમાં હોયાથી તે કયાં બોલી શકે? તેટલાં ત્યાં તરેહવાર દુધના પકવાન ને મેવા ને મીઠાઇના ખાનચા દીસવા લાગા. તે જોયછે તેટલાંમાં માહરાજા પાસ તરેહવાર શરબત, ને દ્રાક્ષ રસના શીશા હાજર થયા! હવે માહરાજાએ તુર્ત 'બસ' કહી આઝરકેરવાનને સ્માધથી સાવધ થવા જેવી ગડબડ કરી. જ્યારે આઝરકેરવાને સાધારણ સુદ્ધીમાં ખુદાતાલાની ન્યામતની ઉમદા બક્ષેશ થયલી જોઈ ત્યારે ફક્ત આ બોલ્યા "તું ચાહે તો ખાક ને પાક કરે; તું ચાહે તો પાકને ખાક કરે." માહરાજા પોતે પાક આઝરકેરવાનનો આ રીઆઝત તમાશો જોઇ તેને ગોયા ઇશ્વરજ સમજવા લાગા ને ફરી કોઈ દીન આઝરકેરવાન પાસ પોતાની ઇચ્છા જણાવાથી ડરતા રહ્યા.

---

## ૪૦૭—છેલ જલાલ ને ચંદા રાણીનો મીલાપ.

છેલ જલાલ પ્રદેશ ગયાને બાર વર્ષ ગુજરી ગયાં છે અને તેની ચંદ્રબદન પ્રીયા તેના વ્યોગની વ્રાગ્નીમાં જલી જલી એવી કજરી ગઇ છે કે જોઇ લેવી સાવ જાણુસ્ચારંગની બરચળ. રાણી ચંદા એટલી આકલી પડી ગઇ કે આપઘાત કરવાને દઢ મન થઇ તે પોતાને મહેલના તલાવ પાસ જઇ છેલો વીલાપ કરતી બેઠી છે, તેટલાં ત્યાં એક લાંબો શક્ષ જેની આંખ્યો કાલી ભ્રમર જેવી મોટી ને ચેહેરો જોયો હોય તો દૈત્ય પણ હજી પસંદ મુતે તેવો વીક્રાળ, ના શરીર ઉપર લગારે સાબુત અંગરખો કે ના પાઘડીને છોક, તેણે ચંદા રાણીને જોતાં પુછયું :—

**સવાલ.**

ચંદ્ર બદન મીર્ગ લોચની, કમર છુટન કેસ,
તેરે આગન કેવરા, તું કયું મેલે દેશ ?

**જવાબ.**

જલ જાઓ એ કેવરા, જલ જાઓ એ દેશ,
જીસ હાથનકા કેવરા, ઓ તો હે પ્રદેશ.

**તાત્પર્ય.**

કયું જલે એ કેવરા, કયું જલે એ દેશ ?
જીસ હાથનકા કેવરા, ઓ દ્વાર અતિતિ બેસ.

ત્યારે ચંદા રાણી પોતાના ભર્તા પ્રીય પતી છેલજલાલને ઓલખી તત્કાલ તેને ભેટી પડી. કેમકે તેને આ પ્રશ્ન કરનાર કોઇ નહીં પણ તેનો પતી છેલજલાલ પોતે હતો.

---

## ૪૦૮—આપખુદ સતાધારીઓની સતાનો દોર.

એક વખ્ત હારૂન-અર-રશીદની નોધ નીકળી આવી તે માહે વજીર જાફરને વજીરી મરતબાનો શીરોપાવ આપ્યો તેની કીંમત ચાર લાખ અશરફી! તેજ નોધ નીચે થોડા દીવસ પછેની બીજી નોધ નીકળી આવી:—વજીર જાફરને ગાળી નાખવાનો ખર્ચ અરધો સોનાનો દીનાર! —(રૂપીઆ ૮.)

---

## ૪૦૯—'મુરઘીકી એક ટાંગ થી.'

હકીમ લુકમાનને એક ચેલો જોઇતો હતો, તે ખાતર વર્ષોના વર્ષ નીકલી ચાલ્યાં. હજારો શાગેર્દ આવ્યા તેઓ શીખી ચાલ્યા ને ધંધેધાપે લાગા પણ તેમાંથી એકને પણ તે માટે પસંદ કરી શક્યો નહીં. એ સોધમાં લુકમાન જવાનનો છેક જૈફાન જૈફ થયો પણ પોતાની ગાદી પોતા પાછલ સમાલે તેવો ચબરાક ચેલો મલતો નથી. લુકમાન એક દીન તેના અફસોશમાં ગરકાવ થઇ બેઠા છે, અને પોતાનો ઇલ્મ પોતાની સાથ બરબાદ થાય છે તે ખ્યાલમાં દીલગીર થઇ ગયો છે, તેટલાં એક દોસી તેને ઢુંડતી તેના મકાને આવી ચઢી, તે સાથ એક દસ વર્ષનો ન્હાનો છોકરો હતો તે એવો ઓલીઆ ને બોઘલું કે કહાની વાત નહીં. હકીમ લુકમાનને જોતાંજ દોસી પગે પડી બોલી 'બાપા, આ છોકરો મ્હારી છોકરીનો છોકરો થાય. એની મા એને જન્મ આપતાંજ મુઇ. હવે મ્હારી તાકત નથી કે એની બરદાસ લઊં. એ છોકરો એવો ઓલીઆ છે કે નથી સમજતો એક તે શું ને બે તે શું? તેથી મેં જોયું કે એ હકીમું શીખે તો કોઇનો ઓસ્યાલો રહે નહીં ને પેટ પુરતું અન્ન પામે. તે ખાતર હું તમારી પાસ આવીછું. મ્હારી બુઢીની એટલી અર્જ સાંભલો કે હું મરતી વખ્તે નચીંતાઇ પામું.' લુકમાન, તે દોસીને સાંભલી પેલા છોકરાના મોહ ઉપર ટગર ટગર જોવા લાગો. લુકમાન જોય ને છોકરો મીંઢો થઇ નીચી ડોક કર્‍યા કરે. પા કલાક થયો, અરધો કલાક થયો, પોણો કલાક વીટયો, કલાક થયો પણ લુકમાને ટગર ટગર જોવાનું જારી રાખ્યું, તે પ્રમાણેજ છોકરાએ મીઢાંપણું ને નીચી ડોક કર્‍યા કરવાનું જારી રાખ્યું! પછે લુકમાને દોસી તર્ફ જોઇ કહ્યું, 'જા, સુખેથી જા, દોસી ત્હારી છોકરીના છોકરાને હું હકીમું શીખવીશ.' દોસી 'મરૂં રે મરૂં હકીમજી ઉપરથી' એ દુવા કહી ત્યાંથી ગઇ, અને લુકમાને શીતાબ પેલા છોકરા પાસે બજારમાંથી એક મુરઘી મંગાવી તે ચુહલે ચઢાવી, તેની દેખરેખ રાખવા કહી લુકમાન શેહેરના કોટવાલની બીમારી જોવા ગયો. આ બાજુ છોકરો મુરઘી પકે છે, તેના સ્વાદીષ્ટ શોહરમથી તે પકી ના પકી કે તેમાંથી એક ટાંગ ઉઠાવી

અરધો કાચો પાકો નાસ્તો કરી ગયો. જ્યારે લુકમાન આવ્યો ને ખા-નાનો બીજો પંઠરાઇ મુરઘીનો ખાનચો મેલાયો, તે ઉપર નજર ગઇ તો મુરઘીની ટાંગ એક જોઇ લુકમાને પેલા છોકરાને પુછ્યું 'બેટા, મુર-ઘીની બીજી ટાંગ ક્યાંછે?' છોકરો બોલ્યો 'સાહેબ, મુરઘીની એકજ ટાંગ હતી!' હકીમ બોલ્યો 'બે હતી, એક કેમ?' છોકરો બોલ્યો 'એકજ ટાંગ હતી' લુકમાને ઘણું માથું ફોડયું ને ઘણો દમ ભરાવ્યો પણ છો-કરો એકનો બે થયો નહીં ને 'મુરઘીની એક ટાંગ હતી,' એ બોલ્યામાં કસી લઠર પઠર જબાની કે કાંઇએ નબલાઇ થાય? કાંઇએ નહી. લુક-માન મનમાં ખુશ ખુશ થવા લાગો કે 'અંતે ચેલો મળ્યોછે તો ખરો' પણ જાહેરમાં શું એક કફા હોય તેમ છોકરા ઉપર એટલો ગુસ્સે રહ્યો કે તમો કહેશો કે આય શું, પણ પેલા છોકરાને રેસ પણ કહો કે તે ગુસ્સાની અસર થાય? કંઇજ નહીં.

પુરી તપાસ લેવા ખાતર લુકમાને પેલા છોકરાને એવાં વાંકમાં ફસાવ્યો કે મોતની સજા થઇ તે છોકરો ફાંસીને લાકડે લટકાઇ જવા મા-ચરા ઉપર ઉભો થયો છે, ત્યાં લુકમાન તેને મલ્યો અને બોલ્યો 'ચેલા, જો તું મને રાસ્ત કહે તો અબઘડી આ સુલીને લાકડેથી તને ઉતરાવી સહી સલામત મ્હારી સાથ ઘેર લઇ જાઉં.' 'બોલ સાચેસાચું, મુરઘીની એક ટાંગ હતી કે બે?' છોકરો બોલ્યો 'ઉસ્તાદજી એકજ ટાંગ હતી.' લુક-માન તાજુબ થઇ બોલ્યો 'અરે લબાડ વાત ના બોલ, જો ત્હારો જાન કબજ થતી વખ્તે તો કાંઇ સાચું બોલ.' છોકરો બોલ્યો 'સાચું કહું છું કે મુરઘીની એકજ ટાંગ હતી!' હવે લુકમાનની પુરતી ખાત્રી થઇ કે એ મ્હારો ઇલમ લેશે પણ, ઉપ્યોગ કરશે પણ, ને તે મેલવવા યોગ્ય ભાગ્યશાલી ચેલો મલે નહીં ત્યાં લગી પેટમાં રાખશે પણ. સુલીની સજા તો હકીમ લુકમાનની તદબીર હતી, તેથી તેણે શાહને મલી પોતાના ચેલા ઉપર તકશીર આવ્યાની ને સાબેત થયાની સર્વ હકીકત કહી ને તેનો છુટકો કર્યો અને પોતાની સાથ લઇ જઇ તે ચેલાને પોતાનો સઘલો હકીમાનો ઇલ્મ આપ્યો ને પોતા પાછલ પોતાની ગાદીનો વારસ કર્યો.

---

## ૪૧૦—જ્યાં આવકાર ત્યાં જવામાં સોભા.

હીજા મીત્રે વીરા મીત્રને ઘર જવાનું બંધ કર્યું, પણ રસ્તે સેરીએ મુલાકાત થાય તો મલે, હસે, એક બીજાની ખેર આફીઅત પુછે ને જાનના જાન આપી દે. એક વખ્ત વીરો આજારી પડયો ત્યારે હીજો તેને જોવા બીલકુલ ગયો નહીં. એ એચંબો, વીરાનાં બીજા મીત્રોને લાગો તેમ વીરાને પણ હીજો જોવા નહીં આવ્યાથી મનમાં બહું માઠું આવ્યું. વીરો સાજો થયા પછે જ્યારે હીજાને મળ્યો ત્યારે ઘણોજ ગુસ્સે થઇ તેને તેના મંડવાડમાં જોવા નહી આવવા માટે પુછવા લાગો, તે સાંભળી હીજો બોલ્યો, તેં આ આગલા કવીશ્વરોના દુહા સાંભળ્યા નથી ?

આવ નહીં આદરભાવ નહીં, નહીં નેનોમે નેહ,
વ્હાં ઘેર કબુ ના જઇએ, જો કનચન બરષે મેહ,
આવ હે આદરભાવ હે, હે નેનોમે નેહ,
વ્હાં ઘેર સદા જઇએ, જો પથ્થર બરષે મેહ.

તેમ ભાઇ ત્હારાં ઘરમાં તો હું મરતાં લગી મ્હારૂં કદમ મેલનાર નથી. મને ત્હારે ત્યાં કસો આવકાર તો મળતો નથી પણ ઓર અપમાન મળે છે તેનો પાર રેહતો નથી. ત્હારી ખુસી હોય તો મીત્રાઇ રાખ કે ના રાખ પણ હું અપમાન સેહેવા ત્હારાં ઘરમાં આવનાર નથી.

---

## ૪૧૧—'બુરી દશા ફરે, તો સર્વે કાજ સરે.'

શાહનશાહ જેહાગીર એક વખતે મધરાત્ર ઉપર બે કલાકને અમલે નીશો ઉતરી ગયાથી પોતાના મેહેલને લગતા બાગમાં ફરવા નીકળ્યો છે. ચૌદસનો ચાંદ ખુબ તેજ મારે છે. શાંત સમય તેથી બાગના ખીલતાં ફુળ ફળથી ખુશબોદાર થયલી પવન લેહેર વાઇ કાંઇ ઓર દીલને કરાર ને ખુશબખ્તીમાં ગરકાવ કરે છે. ખુદરતની ખુલતી ખાલેશ ખશલતનો આ સમય શાહાનશાહને બહુ પ્યારો થઇ પડયોછે, તેનો લાહવો લેતો તે મેહેલની આ બાજુથી તે બાજુ, ને તે બાજુથી આ બાજુ ફરતાં ખુમાર ઉતરી તદન તાજો થઇ ગયોછે; તેટલા પશ્ચમ તર્ફની બાજુથી તેના સાંભળવામાં આ ગાયન આવ્યું:—

અગર હતો શીતમગીર તો મોબતના બાહાને કેમ કતલ કરયો મ્હારો ખાવીંદ? કે જેની શમશેર પાસ અગરેબ ને મગરેબ પનાહ માંગતી હતી.

જ્યારે ત્હારામાં મ્હારી મોબતની વફાદારી હતી નહી, ત્યારે જે વફાદારીથી મ્હારાં જીગર ઉપર નવાજેશ થતો તેનો કેમ તું જમ થયો?

ઓ સીધી, તેં આસ્માનની હુરા જોઇ પણ અંતે ત્હારી ખશલતે ત્હારી જાતની નાજનીનનોજ તુને તલબદાર કરયો, અફ્શોશ.

આજે હું આ બંદીખાને સાત વર્ષ થયાં પુરાઇ છું ને મ્હારૂં પેટ કેમ ભરાયછે ને મ્હારૂં તન ક્યાં કપડે ઢંકાયછે તે અગર તું જોય,

તો પથરની છાતી ધરાવતો હોય ને પોલાદનું દીલ ઉઠાવતો હોય તોપણ તું મ્હારા હેવાલના પાના ઉપર ત્હારી ચશ્મ નવધાર વર્ષાવશે.

હાઃ હાઃ ખુની જલાદ પણ દીલદારીની સરત પુરી પાડવામાં ઇજત જાલવેછે પણ તું જેહાન પાલનારો તે બાબે ગાફલ છે.

આ જે ગાયન ગાતી, તેથી તેની આંખથી આસું વરસતાં હોય તેવો તેનો રડતો શરોદ નીકળતો હતો. શરોદ તો ઘણોજ મધુરો, પણ તે ક્યાંથી આવેછે, તે તપાસવા જેહાંગીર આગળ ચાલ્યો. તો એક મેહેલની નીચેની કોઠડીની બારી અરધી ખુલ્લીછે, તેમાંથી ચંદની માહે ગઇ છે, તે માત્ર ત્યાં ઉજાસ છે. તે ઉજાસ જોતી એક ચંદ્રમાહ ત્યાં માણુસાઇ સુરતી ધારણ કરી આવી બેસીને વીલાપ કરતી હોય એવી પરીજાદ નાજનીનને જોઇ જેહાંગીરની નેઘા હેરાન થઇ છે. 'એ કોણ ઓરત હશે?' એ વીચાર જેહાંગીરના દીલમાં ઉઠ્યો. દુધના ઘરા ધોય્યા હોય અને ઉપર ખુબસુરતીનું રોગાન માર્યું હોય એવું ઝલઝલ થતું બદન પુરાં પાધરાં વસ્ત્ર વના ઘણું ખરૂં નગન દીસે છે. વધારે વીચાર કરતાં જેહાંગીરને કલેજે તીર લાગા મીશાલે યાદ પડી કે તેની ચશ્મથી નવધાર આશું ચાલ્યાં, 'અરે અરે નુરજેહાન તુંને તો હું બીલકુલ ભુલી ગયોજ! અરે આજ સાત વર્ષ થયાં તું મ્હારા મેહલમાં જ્યાં હું પોતે રહું ત્યાં આ કંગાલ હાલતમાં રહી! અફ્શોશ હું ઘણોજ ગાફેલ છું.' જેહાંગીર બાકીની રાત તે ઓરડી બાહેર ફરતો ને પોતાની જાન કરતાં વાહલી માશુકની ચોકસી કરતો રહ્યો ને નુરજેહાંનનો વીલાપ સાંભળી પોતાની નાતરસ ચાલની તોબા પઢતો રહ્યો.

સવાર પડતાંજ તુર્ત ખાજેસરાને તે તદ્દન ભુલાઇ ભુસાઇ ગયલી નુરજેહાન ઉપર મહેલની સઘળી સુંદર રાણી ને શાહજાદીઓ પાસ જરજવેરનાં શૃંગાર ને પોશાક મોકલવા સારૂં હોકમ દીધો તે પ્રમાણે તેઓ નુરજેહાનને મહેલના પાદશાહી હમામખાનામાં લઇ ગયાં. સઘળી પ્રકારના તન મન ને રોશનાઇ વધારનારા સુગંધી અતર ને ખુશબોઇથી તેના વર્ષો થયાં પડતલ બદનને સફા કરી નવો બાહાર બખશ્યો, ને અમુલ્ય વસ્ત્રો ને અમુલ્ય શૃંગાર સજાવ્યો કે નુરજેહાન પોતાના નામ પ્રમાણે જેહાનના નુર મીશાલે ઝલકાટમંદ ખીલી રહી. જ્યારે તેને શાહાનશાહ જેહાંગીરના દીવાનખાનામાં લઇ જઇ હાજર કરી, ત્યારે જેહાંગીરે નુરજેહાનને બગલગીરી કરતાં પોતાની ગફલતની અફશોશ ખેંચીને માફી ચાહી, જેના જવાબમાં નુરજેહાન હસીને શાહાનશાહને પગે પડી.

---

## ૪૧૨—સ્નેહ નેણની આરસી છે.

શાહાનશાહ જેહાંગીર ને રાણી નુરજેહાંન રોજ પચાસ વખ્ત મરાઇ પડે ને રીશાય ને એકબીજાને મનમાં આવે એવી હલકી વાણી બોલી તાણા મારે. આ ધીગણાંથી મેહેલમાં શોર ઉઠી રહ્યો. સર્વે જનાનખાનું આ રોજની ફજેતીથી કંટાળ્યું ને કંઇ કંઇ શાહજાદી ને પાદશાહી ખાનદાનની નાજનીંઓએ જનાનખાનાથી કંટાળી પોતાના કબીલામાં જઇ વાસો કરયો. એક વખત આ પાદશાહી જોડાંનો કંકાસ એવો મચ્યો કે સર્વે જનીએ તે દીવસ રાણી નુરજેહાંનનો જાન જોખમમાં જોયો. સારા રંગમેહેલમાં ત્રાસ વર્તાયો છે; તેટલાં કાશમીરના સુબા તર્ફથી શાહાનશાહ જેહાંગીર ઉપર ઘણી ઉમદા સ્યાલનો જોડો શોગાત આવ્યો. તે બેકીંમતી સ્યાલનો જોડો તુર્ત શાહાનશાહ જેહાંગીરે રાણી નુરજેહાંન ઉપર ભેટ મોકલ્યો, તેથી સર્વે જનાનખાનું તાજુબ થયું. તેટલાં ત્યાં કવી ગંગની પુત્રી હાજર હતી, તે આ દુહો બોલી :—

"સ્નેહ નૈનકી આરસી, અંતર ગતકો હેત,
મુખથે ગાલી દેત હે, નૈન બલૈયાં લેત."

---

## ૪૧૩—ઉસ્તાદ ગવૈયો તે એને કહો.

મીયાં તાનસેન એક વખ્ત ઉપર કચેરીમાં ઓચીંતા સુરસાગર લઇ આવી લાગા તો સાંભળ્યું કે શાહાનશાહ દીવાન તોડરમલ ઉપર કફા થયાછે. ને જે વખ્ત જાયછે તે વખ્તમાં તોડરમલના જાનની સલામતી જોખમમાં છે. તેવો બારીક મામલો જોતાં જાણે પોતે શાહાનશાહને સમજ્યો નથી ને અજાણોછે, તેવાં ડોળે તે ઠઠરતી કચેરી દરમ્યાન ગાવા લાગા.

'સર્જ્જન ગયે ઓર ગુન રહે, ગુનકુ કરૂં સલામ,
જા દીનસે સર્જ્જન ગયે, તા દીનસે નીંદ હરામ.'

આ દુહો ગાયો કે શાહાનશાહ અકબરની કુબુદ્ધી ફરી. તર્ત દીવાન તોડરમલના માહાન ગુણોનું સ્મરણ થઇને શાહાનશાહના મોહ ઉપર શરમની ગરમ ઝરી ફુટી નીકળી કે તોડરમલ ઉપરથી તે નામદારનો ગુસ્સો ઉતરી ગયો. ગ્રજના પછે વર્ષાદનું ઝાપટું વરસ્યું. શાહાનશાહ ને દીવાન વચે આગળી દીલદારી મચી ગઈ. ઉસ્તાદ ગવૈયા તે એને કહો.

---

## ૪૧૪—નમનતાઇમાં ને મોટાઇમાં માન જાણ.

એક વખ્ત શાહાનશાહ અકબર મોટી સભા ભરી તખ્તે બેઠો છે. તેના દરેક અમીર, ઉમરાવો, રાજા, થાકોર, નવાબ, ખાન, કવી વગેરે જેમ આવતા જાય છે તેમ કુનસ બજાવી પોતાની બેઠક ઉપર બીરાજતા જાય છે, તેટલા નવાબ ફજુખાન આવ્યા, તે તો બસ ગરદન ઉંચી તે ઉંચીજ ને ડોલા કકરાવેલા તે કકરાવેલાજ રાખી સેજસાજ શાહાનશાહને સર નમાવ્યું ના નમાવ્યુ ને પોતાની બેઠકે બીરાજ્યા ! આ તેની અભેમાની ચાલથી શાહાનશાહ તેનું ક્રાહું ભોપ્પાજ કરે છે તેટલાં કવી ગંગ આવ્યા, તેણે શાહાનશાહના દીદાર જોતાંજ પોતે વૃદ્ધ છતાં પોતાનું સર છેક ગલીચા લગી નીચું નમાવી નમસ્કાર કસ્યા જોગ ઢપે કુનસ બજાવી પછે પોતાની બેઠક લેવા લગી અરધા કમરથી વલેલા ને વલેલા ત્યાં ગયા. આ તેની અદબ આદબ ને ઈજત કુનસ જોઇ શાહાનશાહે તાજુબ

થઇ પુછયું 'ગંગ, એટલો વૃદ્ધ છતાં એ રીતની નમ્રતા, એ શી શીફ્ત?' ગંગ બોલ્યો 'ધર્માવતાર, તે શીફ્ત માત્ર આ દુહો તમને સમજાવે તે સાંભલો ;—

લઘુતાથે પ્રભુતા બધે, પ્રભુતાથે પ્રભુ દૂર;
કીડી મીશ્રી ખાત હે, હસ્તી ધાલત સર ધૂર.

**ભાવાર્થ**.—નમનતાઇમાં મોટાઇ વધેછે, અભિમાનીથી પ્રભુ દુર રહેછે. કીડી શકર ખાય છે તે ખાકમાં સર મસળ્યાથી, ને હાથી સર ઉપર ધુલ લે છે તે તેને મન ઉપજેલાં અભીમાન સંજોગે.

---

## ૪૧૫—પેટ સમાન કોઈ વેરી નથી.

એક ભીક્ષોકે ભોજરાજા પાસ હાજર થઇ અર્જ ગુજારી 'ઓ જગતપતી, કાંઇ દયા કર ને મને ગુજરાણ જેવું કાંઇ લવાજમ બાંધી આપ કે 'ધારા નગ્રીનું રાજ્ય અમર તપો' એ આશીરવાદનો જપ કરયા કરૂં.' માહરાજા હસ્યા ને બોલ્યા 'તું ભીક્ષોક તે મ્હારા રાજને આશીરવાદ દે તે શી રીતે ફળે? ત્હારૂં પેટ ભરાય તેવા કોઇ આશીરવાદ તું ત્હારા પોતાને દે કે થીયું.' ભીક્ષોક બોલ્યો 'માહરાજા, સર્વ પીડાને સંતોષ અપાય પણ પેટની તો વાત કહેશો નહીં.' માહરાજા બોલ્યા 'ભીક્ષોક, જ્યારે ત્હારી ઉપર પેટની વેઠ ને આબાદા પુશ્કલ નજર આવે છે તો તું નવો દુહો બનાવવા યોગ્ય છે તો કેમ નહીં બનાવતો કે હજાર મોહોરનું ઇનામ મેલવે?' ભીક્ષોક બોલ્યો 'માહરાજાજી એ તો વાત મેં આજજ જાણી. નવો દુહો બનાવવો, એ તો મ્હારી પાસ સેજ ખંખાર મારયા જેવું શેહેલુંછે, જ્યો આ નવો દુહો ને ધો હજાર મોહોરોનું ઇનામ:—

"જૈસો વેરી પેટ હે, ઐસો વેરી ના કોય;
રાતં મનાય સોવાઇએ, ફીર ઉઠ વેરી હોય."

માહરાજા ભોજ, ભીક્ષકના આ નવા દુહાથી એટલા તો ખુશ થયા ને પેટધરી હસ્યા કે પેલા અનાથનું દલદર ફીટયું. ભીક્ષોક એક હજાર મોહોરનું ઇનામ મેલવી ઘર બારનો સુખી ને દીલનો આનંદી થયો.

---

## ૪૧૬—ફાટયા પછે સંધાય નહીં એવી કેઈ વસ્ત?

એક સમય શાહાનશાહ અકબર ને કવી ગંગ બાગમાં શેહેલ કરે છે, ત્યાં શાહાનશાહે બલાપો કાઢયો, 'ગંગ, હવે શેલીમની હાલત બહુ બેહુકી છે. તેણે મ્હારા મોટા વીશ્વાસુ વજીર અબુફજલનું ખુન કરાવ્યું છે અને દીવસે દીવસે બહુ કુફર લાગણી ને ઘાટકી સ્વભાવનો થતો જાય છે એ કેમ?' ગંગ બોલ્યો 'ધર્માવતાર ત્રણ માયાનો સ્વભાવ એક વાર ફાટો તો પછે કોટી જતને પણ ફરી માફક ખાલશ થનાર નથી. સાંભળો શાહનશાહ:—

"મન, મોતી ઓર દુધકા, તીનો એક સુભાવ,
ફાટે પીછે ના મિલે, કોટી જતન બનાવ."

શાહાનશાહ બોલ્યા 'બેશક તું કહે છે તેજ સત્ય છે'. ગંગ બોલ્યો, 'ધર્માવતાર, સૃષ્ટીમાં નાઃનાઃપ્રકારના પ્રપંચ મેલાઇ બેહદ ગુચવણ ને અઘડીનો મણુષ્ય અવતાર ઉપજ્યો છે. તે પછે રાજા હો કે રંક, પણ આકાસનું ચક્ર તો બન્ને ઉપર એક સમાન ફરતું છે!'

---

## ૪૧૭—"તુલસી રેખા કરમકી, મીટા ના સકે રામ, મીટાવે તો બીલમ નહીં, સમજ કીયો હે કામ."

એક બ્રાહ્મણે શીવ ને પાર્વતીની એટલી જપ તપ કરી કે અંતે પાર્વતીએ તે બ્રહ્મપુત્રને એક દબ્બી નવાજી, જેની કરામત એવી કે સ્નાનક્રીયા કરી તેની ચાંપ ડાબે એટલે તે માહેથી એક મ્હોરો નીકળે તે હાથમાં પકડી જે મનમાં ચાહે, તે તત્કાલ નીપજી આવે. તે ડબ્બીમાં જ્યાં લગી કાંઇ વસ્તુ જાય નહીં ત્યાં લગી તે ખુલ્લી રહે, પછે તેમાં મોહરો નાખો કે બીજી ભલતી વસ્તુ. આ ડબ્બી બ્રાહ્મણ લાવ્યો, તે ઘરમાં મેલી પોતે સ્નાન કરવા ગયો, તેટલાં તેના છોકરાઓએ રમતાં આવી તે ડબ્બી લઇ હેંક જીહીલ કરવાથી તેની કમાન અકસમાત ડબાઇ ખુલી ગઇ, તે માહેનો મોહરો લઇ બચાં રમતાં પાછાં આગણે ગયાં. ઇશ્વરેચ્છા બનવાકાળ છે, તો ત્યાં એક તક્ષણ નાગનું સપોલ્યું નીકળી

આવ્યું તે પેલી ડબ્બીમાં ભરાયું કે તુર્ત ડબ્બીની ચાંપ બેસી જઇ તે બંધ થઇ ગઇ. તેટલાં બ્રાહ્મણ, સ્નાન પુંજાપાત્રી કરી પેલી ડબ્બી પાસ આવ્યો કે તેની ચાંપ ડાબી તે માહેના મોહરાની કરાંમતે પોતાના ભીક્ષુત કબીલા માટે જાતજાતના પકવાનો ને ભોજનો ચાહે પછે પ્રતિ-ષ્ટીત મનુષ્યોના કબીલામાં જેવા અંગવસ્ત્ર ને ભુષણો તેવાં ચાહે, અને પોતાના સહકુટુંબનું દાલીદ્ર ફીટાડે. બાપડા વીપ્રે તો એ વીચારે પેલી દબ્બીની ચાંપ ડાબી કે તાત્કાલ તે માંહેથી મોહરાને બદલે નાહનું તત્ક્ષણ નાગનું બચ્ચું નીકળી આવ્યું, તેણે ઉછલી પેલા આતુર બ્રાહ્મણને કપાળે દંખ દીધો કે 'હાય હાય દગો થીયો' એ બોલતાં પેલા બ્રાહ્મણે ભર આશા માહે પોતાનો પ્રાણ મેલ્યોજ.

---

### ૪૧૮—આજે જાન આપે તે કાલ નામ ના જાણે!

કનૈયાલાલ શ્રી મથુરામા કુબજા પાસ અંજાઈ રહ્યા ને રાધીકાજી ને વીસારી મેલી, તે સમય શ્યાણી રાધીકાજીએ પોતાના પ્રાણ પ્રીય કનૈયાલાલ ઉપર પ્રેમ પાટી લખી કાઢી. તે આ :—

"ચમકે વીજલી ડર મોએ લગે,
ઉલટે દલ બાદલ શામ ઘટા ;
લીખ ભેજું સખી નંન નંદનકો,
મોરો કાગજ બાચત આવે અતા ;
રૂતબીટ ગઇ દીન થોડે રહે,
ઝમકાર મચ્યો જમુનાકે તટા ;
હાર સૃંગાર સબહી તજું,
મેં તો હોંગી બીરાગણ બાંધ જટા."

આ પ્રેમ પાટી શ્રી મથુરા ગઈ પણ કુબજા કનૈયાજીને ફુરસદ ક્યાં આપે કે વાંચે ને રાધીકાજીના પ્રેમનું શ્મરન થાય? રાધીકાજીની કાલજી વ્યર્થ ગઇ ને કનૈયાજીને ખબરે ના પડવા દીધી કે રાધીકાજી વીલાપમાં ગરક છે.

---

## ૪૧૯—કપટી મીત્ર પ્રાણનું મુળ કાઢી નાંખે છે.

શાહાનશાહ અકબરની કચેરીમાં મીયાં તાનસેન ગાવા લાગો :—

'કપટી મીત્ર ના કીજિએ, જ્યું ખસખસકા ફૂલ ;
ઉપર લાલ ગુલાલ હે, ભિત્તર પ્રાણકો મૂલ.'

આ દુહો સાંભલી શાહાનશાહ અકબરે પોતાના ગવૈયા મીયા તાનસેનને પુછયું : 'ત્યારે મીત્રાઇ તે કેવી કરવી તે કેહ.' તે સાંભલતાં મીયાં બોલ્યા 'જેહાપનાહ સાંભલો :—

પ્રીત ઐસી કીજિએ, જ્યું મિલે લછન બતીશ ;
ભીડ પડે ભાગે નહીં, માંગે તો દે શીશ.
પ્રીત ઐસી કીજિએ, જૈસો સીરકો બાલ ;
કટે બધે ફીર કટે, તોય ન છોડે ખ્યાલ.
પ્રીત ઐસી કીજિએ, જૈસો તંકન ખાર ;
આપ જલે પર રીજવે, મીત્ર હેત પ્રકાર.
પ્રીત ઐસી કીજિએ, જૈસો જલ ઓર મીન ;
પ્રીત ભલી સુજાતકી, ડગી ના શકે ખીન."

શાહાનશાહ અકબર ઉસ્તાદ તાનસેનના દુહાનું આ ગાયન સાંભલી બેહદ ફીકરમંદ થયો. શાહાનસાહને આ દુહા પ્રમાણે પોતાના સેંકડો અમીરોમાના એક ઉપર પણ મીત્રાઇની મજબુતાઇ રાખવા કારણ દીસ્યું નહીં. ખુદા માલમ શું જેહાંપનાહના મનમાં શક ઉપજ્યો કે અવલ તે જે માટે શકમંદ થયો, તે તેનો ખાસ ગાદીવારેશ શાહાજાદો શેલીમ, તો પછે તે પાદશાહી ઉપર છતાં ક્યાં નચીંતાઇથી રહી શકે ?

## ૪૨૦—સર્વે એક સમાન નથી.

શાહાનશાહ અકબરની દરબારમાં કવી ગંગ ને કવી નરહર વચ્ચે વાત થતાંમાં વાદ મચ્યો. કવી ગંગ જાતે ભાટ તેથી સદા નર્મતા શીવાય બીજો સ્વભાવ પ્રગટ થાય નહીં પણ નરહર બહુ અભેમાની કવી હતો તે વાદ મચતા માહે બોલ્યો:—

સરસર હંસ ન હોત, બાજ ગજરાજ ન દર દર,
તરૂ તરૂ સુફલ ન હોત, નાર પતિવૃત્તા ન ઘરઘર.
તન તન સુમતી ન હોત મોતી જળ બુંદ ન ઘનઘન,
ફની ફની મની નહીં હોત, સર્વ મલિયા ન બનબન.
કહું રન હોય નહિં શુર સબ, નરુ નર હોત ન ભગ્ત હર,
નરહર કહે કબી કબીત કીય, સર્વ હોય નહીં એક સર.

**ભાવાર્થ**—સઘળાં સરોવરે હંસ હોતા નહીં ને સઘળે ઠેકાણે બાજ ને હાથી હોતા નહીં. સઘળાં ઝાડ ઉપર અછાં ફળ હોતા નહીં, સઘળે ઘર પતીવર્તા નાર હોતી નહીં. સઘળાની સારી મતી હોતી નહીં. સઘળા વર્ષાદના છાંટા મોતી હોતા નથી. સઘળા સર્પને મસ્તક મની હોતી નહીં. સઘળા મેલાપમાં કાજ સમ્પુર્ણ હોતાં નહીં. સઘળા લડાઇના મેદાન માંહે શુરા હોતા નહી. સઘળા જન ઇશ્વરના ભગ્ત હોતા નહી. નરહર કહે કવીતા કરનાર સઘળા કાંઇ કવી હોતા નથી.

---

## ૪૨૧—જફરનો ગમ.

દીલ્હીનો છેલ્લો પાદશાહ બાહાદુરશાહ, જે જફરના તખલ્લુસથી સારી હીંદુસ્થાનમાં પોતાની શાએરી માટે મશહુર છે. તેણે પોતાની બેગમ નુરે શોહીલના રીશાઇ ગયા પછે નીચલો વીલાપ ગાયો. તે ઉરદુ નહી આપતાં ગુજરાતીમાંજ સમજાવવો દરૂસ્ત જોયો છે, કેઃ—

હું એવો ગુલામ છું કે જેઓ મને મુફ્ત લે છે તેઓ ફરી પાછો આપી દે છે એ કમબખ્તી કેવી છે? અરે હું એવો નકામો છું કે કોઇ પોતાની ગુલામીમાં પણ મને રાખવાને ચાહતો નથી. (લેનારાઓ જ્યાં ખુદાના લાલોને સમજવા)

"જેઓ (ખુદા) ત્હારી તર્ફે આવ્યા છે, તેઓ મને ખાબમાં પણ ત્હારી ઓલખનો એક એશારો સમજાવતા નથી. અરે યાર જેહાન બર હમ મળે પણ ત્હારી (ખુદાની) એક રેસ પીછાનત કરે તે બનનાર નથી."

આ પાદશાહ ઉપર બલવો કરવાનું આલ આવી બ્રીટીશ રાજનો ક્રોધ ઉતરયો હતો, મગર જેઓ એ નામના શાહાનશાહ સાથ વેહવાર સંબંધમાં આવેલા તેઓ એને ઘણોજ પરેઝગાર ને એકમારગી તેમ વફાદાર જણાવે છે. એક ઠેકાણે એ શાહાનશાહે દોસ્તીની તકાવરી ઉપર કેવી ઉમદા ગજલ બનાવી છે જેનો ગુજરાતી ભાવાર્થ આઃ—

"ખાકબાજીનો કીલ્લો જે રમતાં બચ્ચાંઓ બાંધે છે તે જરાકમાં પડી તુટી જાય છે, અથવા આંસુ આંખના ખુણામાંથી મોતી મીશાલે નીકલી ગાલ ઉપર લટકતાંજ સરી પડી તુટી જાય છે, યાતો સરન ભીંજાયલા બાલની લટીઓથી નીર્મલ જલના ગોહર ગરી નીચે પડતા માંજ બેમાલમ થાયછે તેમ ત્હારી દોસ્તી તુટશે એ ઉમેદ રચી હતી નહીં!"

---

## ૪૨૨—ઉમાની માળા.

કનૈયાલાલ ને ઉમા બન્નેમાં માહ પ્રીત બંધાઇ ગઇ હતી. કનૈયાની જે માનીતી ગોપીઓ, તેની રાણીમાં ખપતી હતી તેમાંની તે એક હોવાથી તેને પતી તર્ફેનું ઘણું માન હતું; તેની મોતીની માલા તુટી ગઇ, કે જે માલા પેહેરે ત્યારેજ કનૈયાલાલ તેને મોહી રહે એવું વર્દાન, તેથી સર્વે રેહવા દઇ તે રડતી જેવી થઇ બકવા લાગી :—

માઇ મેડી છુટ પડી મોતિયનડી માલા,
  ઢુંડન દે રે દયાલા.—માઇ મેડી—
હીરા રત્ન દો જહરાવ જડયો હે ;
  બીચ લગ્યો પર્વાલા—માઇ મેડી—ઢુંડન દેરે—
જબરે પેહેનું તબ સબ જુગ સોભે,
  મોહી રેહવે નંદ લાલા—માઇ મેડી—ઢુંડન દે રે—

---

## ૪૨૩—પિયાની જુદાઇએ તનથી તવાઇ.

શાહાનશાહ અકબર શાહજાદી દેલઆરામને છેક તવાઇ ગયલી જોઇ તાજુબ થયો, તેણે કવી ફૈઝીને સવાલ કરયો: નાજદાર ઓરત કેમ તવાય છે? કવી ફૈઝી બોલ્યો કે જેહાંપનાહ સાએરો કહે છે ખાવીંદ વનાની મ્હોરદારને જુદાઇની કેવી જાલમ આગ ઉઠે છે અને તેના દીલમાં દીલ-દારની યાદના હરદમ કેવા ઉછાલા થાય છે, તે ઉપર શાહેરી રચાઇ છે:—

પિયા બીછુરત દુખ ધાતરે,
જાપે બીટે સોઇ જાણેવે. પિયા બીછુરત.
કુંદી દુન્યાવારી અજબ તમાશા,
બીછવા બુરી બાત, જાપર બીટે—પિયા બીછુરત.
જલા બલાકે બદની ખાકસા તમામ કીયા,
જુદાઇ યારને મારા, અજલકા નામ લીયા.
જાપર બીટે—પિયા બીછુરત.
જાતે રહે દગાસે કછુ કેહ જો ના ગયે,
સો સો તરેહકી દાગ દીલ બીચમે રેહ ગયે.
જાપર બીટે—પિયા બીછુરત.

જેહાંપનાહ, જ્યાં જાની ને દીલજાની વચ્ચે જુદાઇનો આતશ ખીલ્યો ત્યાં નવરંગ બહાર જલી ખાક થયાં ને તન બદન તવાઇ ગયુંજ. શાહાનશાહ કવી ફૈઝીને સમજતા પામી ગયા કે શાહઝાદી દેલઆરામ ને પોતાના ખાવંદની જુદાઇ થઇ છે તેથી લેવાઇ તવાઇ ગઇ છે.

---

## ૪૨૪—નીશાની ખુમારી.

એક વખ્ત નીશો ચઢાવ્યો છે તે ગુમાનમાં ગુલામ તરેહવાર બાહુ-રીના ખેલ કરે છે, તે જોઇ શાહાનશાહ અકબરે રાજા બીર્બલને પુછયું 'આ એક કોડીનો ગુલામ આજ આ એકાંત દીવાનખાનામાં કેવા અછા

તલવારના પટા ખેલે છે.' રાજા બીર્બલ બોલ્યો 'જેહાંપનાહ નીશો કસ્યો છે ને? નીશાની રમુજ ઓર રહે છે. કવી બોલ્યા છે:—

"માંજરી જો પીવે તો સ્વાનહુકો પ્રાણ લેવે,
બકરી જો પીવે તો મારે બનરાજકુ;
ગમાર જો પીવે તો ગ્યાનીકી જબાન લેવે,
ગ્યાની જો પીવે તો જીતે બાદ બાદ વ્યાસકુ;
બાદ વ્યાસ જો પીવે તો ગુરૂકે માન લેવે,
ગુરૂ જો પીવે તો ભુલ જાય આકાસકું;
કહે કવી રાજ તુરંગ, આપુકો તો ઐસો રંગ,
ગુલામ જો પીવે તો ઉઠ ગ્રેહ તાજકું."

શાહાનુશાહ અકબર આ નીશાના નવરંગ કબીત રાજા બીર્બલની જબાનથી સાંભળી વાહ વાહ કરી પડયા.

---

## ૪૨૫—નીશાનો અમલ.

આ વાંખવાખી રાજા બીર્બલને મલતી ગંગથી દેખી શકાઇ નહીં, તેથી કવી બોલ્યો 'ધર્માવતાર, બીર્બલને સાંભલ્યો ને આ પણ છપ્પો, સાંભલો:—

"ચૈન અમલકો ચોઘણો, પીવત પ્રગટત નુર;
જોબનમે ગજરાજ જ્યું, ઘુમત ફીરત ગરૂર;
ઘુમત ફીરત ગરૂર, નેનોમે પુરે લાલી;
રનમાહે જુદ્ધ જોજ, તરવાર ચલાવે કારી;
કહે અમલ કવી ગંગ, સ્વાધીન લે રક્ષ દલકો;
પીવત પ્રગટત નુરે, ચોઘણો ચૈન અમલકો."

કવી ગંગના છપામાં ગંભીરતાની છાંઈ ઓર દીસી, તેથી શાહન શાહ અકબર કવી ઉપર પણ બહુ ખુશખુશ થઇ ગયા. તે દીવસથી નીશાની બલ્યારીને ટાંકણે ઉપલી કબીત ને છપો બોલી જવાને શાહાનશાહ હુકમ મુકતા હતા.

---